: પ્રકાશક :
જમનાદાસ રે. દોશી
નવયુગ પુસ્તક ભંડાર
રાજકોટ-૧ : [ સૌરાષ્ટ્ર ]



[ સર્વ હક્ક સ્વાધીન ]



: કાર્યાલય :
નવયુગ પુસ્તક ભંડાર
નવા નાકા રોડ : રાજકોટ-૧

પુનઃ મુદ્રણ બીજું
[ ૧૯૭૨ ]





કિંમત
રૂા. ૧૦-૦૦

રહેઠાણ : પત્રવ્યવહાર
નવયુગ પુસ્તક ભંડાર
૧૬, દીવાનપરા : વિદ્યાવિહાર
રાજકોટ-૧ : [ સૌરાષ્ટ્ર ]



: મુદ્રક :
નાનાલાલ સોમાલાલ શાહ
સર્વોદય મુદ્રણાલય
મુ. સાદરા, સ્ટે. ડભોડા.
[ એ. પી. રેલ્વે ]



કર્તવ્યનો પંથ સદાય ઉજ્જવળ બને,

જીવનનો માર્ગ નિષ્કંટક–નિર્મળ રહે,

પ્રેમ, કર્તવ્ય, આરોગ્ય અને સદાચારથી

જીવતર ભરપૂર બને

એવા આશીર્વાદ સહિત

ચિ. હિરણ્યકુમાર ધાસીને

સપ્રેમ—

—'બાપુજી'

## વૈદ્ય મોહનલાલ ચુનીલાલ ધામી રચિત ગ્રંથરત્નો
### —: ઐતિહાસિક મગધ ગ્રંથાવલી :—

૧૮–૨૫ પુણ્યપ્રભાવ ભા. ૧–૨
૧૬–૨૫ વેળા વેળાની વાદળી ૧–૨
૧૬–૦૦ રૂપકોશા ભા. ૧–૨
૨૪–૭૫ મગધેશ્વરી ભા. ૧–૨–૩
૨૭–૦૦ બંધન તૂટ્યાં ભા. ૧–૨–૩
૩૦–૫૦ સિદ્ધ વૈતાલ ભા. ૧–૨–૩
૧૯–૦૦ વાસવી ભા. ૧–૨
૨૯–૦૦ પરદુઃખભંજન ભા. ૧–૨–૩
૯–૦૦ વિશ્વાસ
૧૦–૦૦ પ્રેમનો મારગ છે શૂરાનો
૧૦–૦૦ ભાવડ શાહ
૧૦–૦૦ રંગ રાગ વિરાગ
૧૦–૦૦ પ્રીત ન કરિયો કોઈ
૯–૦૦ રત્નમંજરી
૯–૦૦ રાત વીતી ગઈ
૯–૦૦ રૂપમાધુરી
૮–૫૦ મંત્ર પ્રભાવ
૮–૫૦ સંસાર ચાલ્યો જાય છે !
૧૦–૫૦ રૂપગર્વિતા
૧૭–૫૦ ભવબંધન ભા. ૧–૨
૮–૫૦ સૌભાગ્ય કંકણ
૨૬–૫૦ અલબેલી ભા. ૧–૨–૩
૧૪–૫૦ નટરાજ ભા. ૧–૨
૧૪–૫૦ પાયલ બાજે ભા. ૧–૨
૧૫–૦૦ ગોરી ધીરે ચલો ભા. ૧–૨
૫–૨૫ દ્રુપદ નંદિની
૬–૦૦ અજ્ઞાતવાસ
૩–૦૦ ડાયરાની વાતો
૧૫–૫૦ ઊંચો ગઢ ગિરનાર ભા. ૧–૨
૧૧–૦૦ અલખ નિરંજન
૧૧–૦૦ એક જ દે ચિનગારી
૧૧–૦૦ મિલન માધુરી
૯–૨૫ રાજનંદિની
૯–૦૦ વેરનાં વિષ
૯–૦૦ મહાન સમરાદિત્ય
૭–૦૦ તરંગલોલા
૭–૨૫ જાવડ શેઠ
૧૮–૫૦ પિયા મતવાલી ભા. ૧–૨
૩–૫૦ કુલવધૂ
૫–૦૦ રાજદુલારી
૯–૦૦ તિલક મંજરી
૯–૫૦ નિષધપતિ
૨૭–૦૦ વેરથી વેર શમતું નથી ભા. ૧–૨–૩
૯–૦૦ કુમારી પદ્મલેખા

### –: અન્ય પ્રકાશનો :–

૬–૨૫ સાચવી રાખો–અનુભવપોથી
૬–૨૫ સાચવી રાખો–દાદાજીનું વૈદું
૬–૨૫ સાચવી રાખો–પ્રયોગો
૩–૦૦ છૂપી તરસ
૩–૦૦ પરણ્યા પહેલાં
૪–૨૫ સળગતી ખોપરી
૨–૫૦ એકલિયાનાં અદ્ભુત પરાક્રમો
૨–૫૦ વીણાના તાર તૂટતા રહી ગયા
૩–૦૦ પચરંગી ફૂલ
૩–૦૦ નિરૂપમા
૪–૦૦ લાલ માટીનો રસ્તો
૩–૦૦ ધુમ્મસના પડછાયા
૫–૫૦ સંધ્યાની સોનેરી ઓઢણી

પ્રકાશક : નવયુગ પુસ્તક ભંડાર : રાજકોટ–૧ [સૌરાષ્ટ્ર]

## થોડી પળો માટે

મહાત્મા ભર્તૃહરિનાં જીવન સંવેદનને સ્પર્શતી નવલકથા 'પ્રીત ન કરિયો કોઈ' લખ્યા પછી તેમના નાના ભાઈ વીર વિક્રમાદિત્યના અદ્ભુત પ્રસંગો કથારૂપે ગૂંથવાનો લોભ હું રોકી શક્યો નહિ, અને 'પરદુઃખભંજન' નામની ત્રણ ભાગની નવલકથા લખવી શરૂ કરી

મહારાજ વિક્રમાદિત્યના જીવનને સ્પર્શતા નાના મોટા અનેક ગ્રંથો સંસ્કૃત, પ્રાકૃત વગેરે ભાષામાં લખાયેલા છે.

ભગવાન મહાવીરની પરંપરાએ સંવત ૧૪૭૮ના અરસામાં આચાર્ય ભગવંત શ્રી મુનિ સુંદરસૂરિશ્વરજી થયા હતા તેઓ મહાન પંડિત હતા અને મહાજ્ઞાની પણ હતા. તેઓશ્રીએ ઉપદેશ રત્નાકર, અધ્યાત્મ કલ્પદ્રુમ, સંતિકરમ, વગેરે ઘણા ગ્રંથો રચેલા છે. તેઓશ્રીને કાલી સરસ્વતીનું બિરૂદ મળેલું. એ સિવાય બાદશાહ મુઝફ્ફરખાને 'વાદિ ગોકુળ ષટ'ની માનભરી ઉપાધિ આપેલી. તેઓની ધારણા શક્તિ અજોડ હોવાથી તેઓ સહસ્ત્રાવધાન કરી શકતા હતા. આવા મહાપુરૂષના વિનયવંત શિષ્યરત્ન શ્રી શુભશીલગણિ પણ જ્ઞાની અને તેજસ્વી હતા. તેઓ સંવત પંદરસો એકવીસ પર્યંત વિદ્યમાન હતા. તેઓએ વિક્રમચરિત્ર, ભરતશ્વરવૃત્તિ, સ્નાત્રપંચાશિકા, પંચાતિ પ્રબોધ આદિ ગ્રંથો રચેલા છે.

શ્રી શુભશીલગણિવરે રચેલા વિક્રમચરિત્ર પરથી મેં પ્રસ્તુત નવલકથા લખી છે. વિક્રમચરિત્રના બે ખંડ અને બાર સર્ગ છે... લગભગ સાત હજાર શ્લોકમાં તેઓશ્રીએ પરદુ:ખભંજન વીર વિક્રમના ચરિત્રને ગૂંથ્યું છે.

મે આ કથામાં વીર વિક્રમના પચાસ વર્ષ સુધીના કાળને લીધો છે ..આ અંગે મારે બીજુ ઘણુ સાહિત્ય જોઈ જવું પડ્યુ છે અને કથાને રૂપરંગ વડે શણગારવા ખાતર કલ્પનાનો આશ્રય પણ લેવો પડ્યો છે. કારણ કે કથાની રચના પાછળ કેવળ શુષ્ક ઇતિહાસ હોય તો તે લોકભોગ્ય બની શકે નહિ. એટલે ઐતિહાસિક કથા લેખકે કલ્પનાની પાંખને પણ આવકારવી પડે છે...એમાં લેખકે જે કાળની કથા હોય તે કાળને, પરિસ્થિતિને અને ઇતિહાસને વફાદારીપૂર્વક વળગી રહેવું પડે છે.

પરદુ:ખભંજન ત્રણ ભાગમાં અંકિત થયેલ છે.

૧ પરદુ:ખભંજન—વૈતાલ

૨ પરદુ:ખભંજન—વિક્રમાદિત્ય

૩ પરદુ:ખભંજન—સવાઈ વિક્રમ

આમ કથા દીર્ઘ થવા છતાં હુ વીર વિક્રમાદિત્યનાં પચાસ વર્ષને જ લઈ શક્યો છું. મહારાજ વિક્રમાદિત્ય સો વર્ષ પર્યંત જીવ્યા હતા...અને એમના પાછળના પચાસ વર્ષના પ્રસંગો ભવિષ્ય પર છોડીને મે કથાનક પૂરુ કર્યું છે.

ભગવાન શ્રી રામે કરેલો સીતાજીનો ત્યાગ એ પ્રાયશ્ચિત્ત હતું એ હકીકત મે તામિલ રામાયણમાંથી પ્રાપ્ત કરી હતી, એ પ્રસંગ અંગે કેટલાક મિત્રોને મન:દુ:ખ થયેલુ ...એટલે મારે તે પ્રસંગને સુધારવો પડ્યો છે.

એ જ રીતે મહાકાલના શિવલિંગના ફાટવાનો પ્રસંગ મૂળ ગ્રંથમાં આવતો હતો અને મે લીધેલો...પરંતુ ઘણા વાચકોની

લાગણી દુભાતાં મારે એ પ્રસંગને મ્હારવો પડ્યો છે અને ઐતિહાસિક સત્યને આંચ ન આવે એટલા ખાતર શિવલિંગ ફાટે છે તેમ ન જણાવતાં તેને અદૃશ્ય કર્યું છે. અગત રીતે કોઇ પણ આર્ય ધર્મ પ્રત્યે મારા હૃદયમાં આદર, પ્રેમ અને ભક્તિ જ છે...એટલું જ નહિ પણ માનવજાતને સન્માર્ગે અને મુક્તિના પથે દોરતો કોઈ પણ ધર્મ કલ્યાણકારી જ છે એમ હું પ્રમાણિકપણે માનું છુ. વૈમનસ્ય કે વૈરના વાવેતર ભૂલેચૂકે પણ ન થાય એ માટે હું કાળજી રાખુ છું...છતાં ઇતિહાસના કોઈ તથ્યને અંકિત કરવા જતાં છદ્મસ્થાવસ્થાના લીધે મારાથી કોઈ દોષ થઈ ગયો હોય તો તે બદલે સર્વની ક્ષમા માગી લઉં છુ.

આ અગાઉની મારી અન્ય નવલકથાઓને જે સદ્ભાવથી જનતાએ સત્કારી છે, તે જ ભાવથી આ કથાને પણ સત્કારશે એવી શ્રદ્ધા વ્યક્ત કરું છું.

બીજી આવૃત્તિ વખતે કાગળની મોંઘવારી, છાપકામના ઘણા જ વધેલા ભાવો વગેરે મુશ્કેલી વચ્ચે પણ વાચકોની માગણી લક્ષ્યમાં લઈને આ બીજી આવૃત્તિ પ્રગટ થાય છે તે માટે હું મારા પ્રિય વાચકોનો ઋણી છુ.

કરણપરા, કિશોરસિંહજી રોડ
'ધામી નિવાસ' રાજકોટ
મહા સુદ-૧૩ ૨૦૨૮

વૈદ્ય મોહનલાલ ચુનીલાલ ધામી

# અનુક્રમ


૧ જેમાં વૈતાલ ચેતવે છે ! ૧
૨ સુવર્ણપુરુષની પ્રાપ્તિ ૧૦
૩ સિંધુપતિનો સંદેશ ! ૧૯
૪ વિજય ૨૬
૫ આચાર્ય સિદ્ધસેન દિવાકર ૩૪
૬ પ્રાયશ્ચિત્ત અને પરીક્ષા..! ૪૨
૭ ગર્વનો નશો...! ૫૨
૮ આશ્ચર્યની પરંપરા ૬૨
૯ શેતરંજ...! ૭૨
૧૦ રમત અધૂરી રહી ! ૮૨
૧૧ સિકોતરીનું મંદિર ૯૧
૧૨ દેવદમની હારી ગઈ ૧૦૧
૧૩ પંચદંડના છત્રની માહિતી ૧૧૨
૧૪ તામ્રલિપ્તિના પાદરમાં ૧૨૨
૧૫ હાથનો મેલ ! ૧૩૨
૧૬ વિક્રમનો નિર્ણય ! ૧૪૨
૧૭ જુગારી .. ! ૧૫૨
૧૮ વેશ્યાની જાળમાં ૧૬૩
૧૯ ભાગ્યની બાજી ! ૧૭૩
૨૦ નારીની લિપ્સા ૧૮૪
૨૧ ચારિત્રહીના ૧૯૬
૨૨ કાળરાત્રિ ! ૨૦૭
૨૩ વજ્રદંડ ! ૨૧૬
૨૪ રત્નાપુરમાં ૨૨૮
૨૫ પુરુષાર્થનું ફળ ! ૨૩૯
૨૬ પત્નીનો વિરોધ... ૨૫૦
૨૭ કઠોર પ્રાયશ્ચિત્ત ! ૨૬૦
૨૮ ધર્મસંકટ ! ૨૭૧
૨૯ કૌતૂહલ ! ૨૮૨
૩૦ કલિકા ! ૨૯૧
૩૧ સ્ત્રીચરિત્ર ૨૯૯
૩૨ સજા ! ૩૦૮
૩૩ અનંતની યાત્રા ૩૧૭
૩૪ જાદુગર ! ૩૨૭
૩૫ તેજરેખા ! ૩૩૬

## ૧ : : જેમાં વૈતાલ ચેતવે છે!

પોતાની પ્રજાના પ્રાણ બચાવવા ખાતર પોતાના જાનની બાજી ખેલનારા વીર વિક્રમની કીર્તિ ચારે દિશાએ ચંપાના ફૂલ માફક બહેકવા લાગી.

માનવી જ્યારે કીર્તિની પાંખે ઊડે છે, ત્યારે તેનું કર્તવ્ય ઘણું મહાન બની જાય છે, જવાબદારી વધી જાય છે અને લોકોના હૃદયમાં તેના પ્રત્યે ભાવના જાગે છે. વીર વિક્રમ માત્ર માલવ દેશમાં પ્રસિદ્ધિ પામ્યો એમ નહિ જ પણ સમગ્ર રાષ્ટ્રમાં તેનાં વખાણ થવા માંડ્યાં. જ્યારે કોઈ રાજા કે શ્રેષ્ઠી અથવા કલાકાર અતિ પ્રસિદ્ધ બને છે ત્યારે તેનાં દર્શન માટે અનેક પ્રકારના લોકો આવતા હોય છે. ત્રણેક મહિના પછી કાશ્મીર જેવા હિમાચ્છાદિત પ્રદેશના એક ખૂણામાં આવેલા ક્ષુદ્ર ગામમાં વીર વિક્રમની પ્રજાભક્તિની વાત પહોંચી ગઈ. આ વાત એક પચાસ વર્ષના યંત્રશિલ્પીના કાન પર અથડાણી. તેના હૈયામાં ભાવનાનો એક વેગ ઊભો થયો અને પોતાની સાધનાનું ફળ વીર વિક્રમને અર્પણ કરવાનું મન થયું. આ યંત્રશિલ્પીએ એક અજોડ વસ્તુનું નિર્માણ કર્યું હતું. તેણે કદી પણ સડે નહિ કે બળે નહિ એવા કાષ્ટનું ઉત્તમ કોતરણીથી સુશોભિત બનાવેલું એક રાજસિંહાસન તૈયાર કર્યું હતું. આ રાજસિંહાસન યંત્રક્રિયા વડે એવું સમૃદ્ધ બન્યું હતું કે જોનારાઓ માત્ર ચમકે નહિ પણ અવાક્ બની જાય. એ સિંહાસનને

બત્રીસ પૂતળીઓ વડે દર્શનીય બનાવવામાં આવ્યુ હતું. નવાઈની વાત તો એ હતી કે, આ બત્રીસેય પૂતળીઓ એની રચનાના પ્રભાવે નાચતી અને બોલતી. એ પૂતળીઓ જે કંઈ બોલતી તે યંત્રમાં નિશ્ચિત કરેલા વાક્યોની જ એક પ્રતિક્રિયા હતી. આવુ દેવદુર્લભ સિંહાસન બનાવવામાં યંત્રશિલ્પીએ પોતાનાં બાર વરસ આપ્યાં હતાં. આ સિંહાસન હજી એક વર્ષ પહેલાં જ તેણે પૂરું કર્યું હતુ. પરંતુ આ મહાન વસ્તુ આપવી કોને? એ યંત્રશિલ્પી માટે ભારે પ્રશ્ન બની ગયો હતો. કારણ કે જીવનમાં ફરી વાર આવુ નિર્માણ થવું શક્ય ન હતું. આ એક જ સિંહાસન બનાવવા પાછળ શિલ્પીનો પરિવાર ભારે કંગાળ બની ગયો હતો. એના ત્રણ જુવાન દીકરાઓ, દીકરી અને પત્ની શિલ્પીને અવાર નવાર કહેતાં કે " કૃપા કરીને આપ સિંહાસન કોઈને વેચો તો આપણુ દારિદ્રય દૂર થાય અને બીજા કામમાં ચિત્ત ચોટે."

શિલ્પી બધું સમજતો હતો. પરંતુ પૈસા ખાતર પોતાની જીવન-સાધના જ્યાં ત્યા ફેંકી દેવા માગતો ન હતો. પરંતુ એના કાન પર નવજવાન રાજા વીર વિક્રમની યશગાથા અથડાણી ત્યારે તેનાં હૈયાની નિરાશા આપોઆપ દૂર થઈ અને તેને પરિવાર સહિત અવંતિ જવાનો વિચાર કર્યો. આ વિચાર તેણે પોતાની પત્નીને જણાવ્યો. પત્નીએ કહ્યુ : " ક્યા અવંતિ અને ક્યા આપણે? એટલે પહોંચતાં ત્રણ મહિના થઈ જાય."

શિલ્પીએ કહ્યું: " જે થાય તે પણ કોઇ સુપાત્રના હાથમાં મારી સાધનાનું ફૂળ મુકાય તો મારુ જીવન સુધરી જાય "

શિલ્પીની વાત તેમના પરિવારે સ્વીકારી. અને ત્રણ ગાડાં સાથે આખો પરિવાર અવંતિ તરફ રવાના થયો. એક ગાડામા બત્રીસ પૂતળીવાળુ સિંહાસન છૂટું પાડીને ગોઠવ્યું હતુ. બે ગાડામાં પરિવારનાં માણસો અને સરસામાન હતો. શિલ્પી જ્યારે માર્ગ પર આવ્યો ત્યારે ઘણાં જ ઉત્તમ શુકન થયાં અને ઉલ્લાસભર્યાં હૃદયે પ્રવાસ શરૂ

ર્યો. અનેક નાની મોટી નદીઓ, પર્વતમાળાઓ, વનપ્રદેશો વગેરે વટાવતાં વટાવતાં તેઓ એક સાર્થવાહની સથવારે પાંચ મહિને અવંતિના પાદરમાં પહોંચ્યાં.

મહારાજ વિક્રમની રાજસભા ભરાયેલી છે. અનેક કલાકારો, કવિઓ, શ્રેષ્ઠીઓ વગેરે રાજસભાની શોભારૂપ બનેલા હોય છે. આવી રાજસભામાં કાશ્મીર પ્રદેશનો યંત્રશિલ્પી આવી પહોંચ્યો, તે જોઈ શક્યો કે મેં જે વખાણ સાંભળ્યાં હતાં તે ઘણાં જ અલ્પ છે. આ તો કોઈથી કહી ન શકાય એવો ગુણવાન અને તેજસ્વી રાજા લાગે છે. રાજસભાનું પ્રારંભિક કાર્ય પૂરું થયા પછી મહાદંડકે કોઇને કંઈપણ કહેવુ હોય તો ઊભા થવાની વિનંતિ કરી ત્યારે યંત્રશિલ્પી અમરદેવ ઊભો થયો. હજી તે પચાસ વર્ષનો જ હતો, છતાં એના વાળ શ્વેત બની ગયા હતા. તેની આંખમાં વિજ્ઞાનનું તેજ હતું, છતાં તેનો ચહેરો કરમાયેલો લાગતો હતો.

મહામંત્રી ભટ્ટમાત્રે આ સાવ અજાણ્યા પરદેશીને ઊભો થયેલો જોઈને કહ્યું. " ભાઈ જરા આગળ આવો, અને આપને જે કંઈ કહેવુ હોય તે નિઃસંકોચ કહો. આપનું શુભનામ જણાવશો ?'

યંત્રશિલ્પીએ કહ્યું: " મારુ નામ અમરદેવ છે. હું છેક કાશ્મીરથી પ્રવાસ ખેડતો મારા પરિવાર સાથે અહીં ગઇકાલે આવ્યો છુ કૃપાનાથ! મેં એક મહાન વસ્તુ બનાવી છે. માનવલોકમાં કોઈ સ્થળે ન હોય, એવા એક ચમત્કારિક સિંહાસનનું નિર્માણ કર્યું છે. મહારાજ આ સિંહાસન બનાવતાં મે બાર વરસનો ભોગ આપ્યો છે. છેવટે આપની પ્રશંસા સાંભળી હુ આપની પાસે આવ્યો છું."

વિક્રમે આસન પરથી ઊભા થઈને કહ્યું : " આજ હું ધન્ય બન્યો. આપના જેવો એક શિલ્પી એટલે દૂરથી મારું નામ સાંભળીને આવે, એ મારા માટે ઓછા ગૌરવની વાત નથી. આપ ઊતર્યા છો ક્યાં ?"

વિક્રમની આવી ભાવભરી વાત સાંભળીને અમરદેવનુ હૃદય

થનગની ઊઠ્યું. તે બોલ્યો : "કૃપાનાથ ! હું નગરીની બહાર એક વણઝાર સાથે ઊતર્યો છું. જો આપ આજ્ઞા કરો તો હું મારી બાર વર્ષની સાધનાની વાત કહુ."

વિક્રમે આછા હાસ્ય સહિત કહ્યું : "ભાઈ, તુ આટલો લાંબો પ્રવાસ ખેડીને ગઈકાલે જ આવ્યો છે અને નગરી બહાર ઊતર્યો છે. એ મારા માટે શોભાસ્પદ નથી. તું રાજ્યનો અતિથિ છો." ત્યાર પછી પોતાના એક મંત્રી બુદ્ધિસાગર સામે જોઈને કહ્યું : "બુદ્ધિસાગરજી, અમરદેવને રાજ્યના અતિથિગૃહમાં મુશ્કેલી ન આવે તેવી વ્યવસ્થા કરો. ચાર છ દિવસ આરામ લીધા પછી અમરદેવને જે કહેવું હોય તે હું ખૂબ જ પ્રસન્ન ચિત્તે સાભળીશ."

એમ જ થયું. મત્રી બુદ્ધિસાગરે રાજાજ્ઞાનું તરત પાલન કર્યું. રાજના એક સુદર અતિથિગૃહમાં અમરદેવને એના પરિવાર સાથે ઉતારો આપ્યો. પરિવારની સેવા માટે બે દાસ અને બે દાસીઓને ગોઠવી દીધા. અમરદેવના મનમાં થયું અહોહો, આવો મહાન રાજા ! હજી મારા સિહાસનની વાત સાંભળી નથી. એના ચમત્કારની ઝાંખી કરી નથી છતા મને પોતાનો અતિથિ માની લીધો. ધન્ય છે આવા રાજાને. તેની પત્ની, બાળકો વગેરે સહુ પ્રસન્ન થઈ ગયા, અને ચોથે દિવસે વિક્રમ પોતે અતિથિની સભાળ લેવા આવ્યા. અમરદેવ મહારાજ વિક્રમને જોઈને ધન્ય બની ગયો. તેણે મહારાજ વિક્રમ સમક્ષ બત્રીસ પૂતળીવાળા યાન્ત્રિક સિહાસનની સઘળી વાત કહી. આ આખી વાત સાંભળીને વિક્રમે પૂછ્યું : "વાહ વાહ, આપ તો મહાન શિલ્પી છો, પુણ્યના યોગે જ હું આપને પામી શક્યો. સિહાસન તૈયાર છે ?"

"હા, મહારાજ ! સિંહાસન તો તૈયાર છે પરંતુ એમાં સુવર્ણ અને રત્નોનું જડતર કામ બાકી રાખ્યું છે, કારણ કે, મારી પાસે એ વસ્તુનો અભાવ હતો.'

વિક્રમે અમરદેવના ખભા પર હાથ મૂકીને કહ્યું : " આજથી તમે અવંતિના શિલ્પ સમ્રાટ છો. તમારે હવે અહીં જ રહેવાનું છે. હું તમારા ભવનની વ્યવસ્થા કરી આપીશ અને સિંહાસનનું જડતર કામ શરૂ કરી દો. રત્નો–સુવર્ણો વગેરે જે કંઇ જોઈશે તે તમને મળી રહેશે " ત્યાર પછી વિક્રમ વિદાય થયો તેણે અમરદેવના નિવાસ માટે વ્યવસ્થા કરી આપી, અને તમામ સાધનો પૂરાં પાડ્યાં. અમરદેવે જડતરનું કામ શરૂ કર્યું.

કાશ્મીરનો એક પરિવાર અવંતિનો બની ગયો.

પંદરેક દિવસ પછી મહારાજ વિક્રમાદિત્ય સવારે પોતાના ભગવાનના ઉપવનમાં પ્રાતઃભ્રમણ કરી રહ્યા હતા, ત્યારે એક યોગીએ મહારાજ વિક્રમાદિત્ય સામે ચાલીને આશીર્વાદ આપ્યા. વિક્રમાદિત્ય પ્રશ્નભરી નજરે યોગી સામે જોઈ રહ્યો. યોગીની કાયા તામ્રવર્ણી હતી. સશક્ત હતી. તેની જટા ઘણી ભવ્ય હતી યોગીએ પોતાના મંડળમાંથી ફળ બહાર કાઢીને મહારાજ વિક્રમ સામે ધરતાં કહ્યું : " રાજન્ ! આ એક રત્નફળ આપને અર્પણ કરું છું."

વિક્રમે કહ્યું : " યોગીરાજ, આપ ક્યાં રહો છો ?"

" અહીંથી વીસ કોસ દૂરના એક વનપ્રદેશમાં હું રહું છું. આવા દિવ્ય રત્નફળ મારે માટે સહજ છે. એટલે હું આપને અર્પણ કરવા આવ્યો છું "

" યોગીરાજ, હું સંસારી છું. દાન લેવાનો મને અધિકાર નથી. દાન આપવાનો મારો ધર્મ છે."

" રાજન્, રાજા, બ્રાહ્મણ, સાધુ, પુરુષ અને સ્ત્રી ભેટ લેવાનો અધિકાર રાખે છે. આ ફળ દુર્લભ છે. જો હું આપને આ ફળનો ચમત્કાર બતાવું." આમ કહી યોગીએ ફળને ભાંગ્યું. અને વિક્રમ જોઈ શક્યો, ફળના બી રૂપે એક ચમકતું રત્ન હતું.

વિક્રમે કહ્યું . " યોગીરાજ, અદ્દભુત ફળ કહેવાય. આપની

પ્રસાદી રૂપે હું આ રત્ન સ્વીકારુ છુ. પરંતુ આપે મને સેવાની કંઈક તક આપવી પડશે."

"રાજન, આ નિમિત્તે હુ એક વાત કહેવા માગુ છું."

"ખુશીથી કહો. આવો, આ વૃક્ષ નીચે બેસીએ.'

બન્ને બાજુના વૃક્ષ નીચે બેસી ગયા. યોગીએ કહ્યું: "રાજન, મેં એક સુવર્ણ પુરુપને સિદ્ધ કરવાની સાધના કરી છે. આ સાધનામાં આપ જો સહાયક બનો તો મારું વર્ષોનું સ્વપ્ન સિદ્ધ થાય"

"મારે કયા પ્રકારની સહાય કરવાની છે?"

"માત્ર એક રાત્રિનું કામ છે. આવતી ચતુર્દશીએ મારી સાધના પૂરી કરવાની છે. તે રાત્રે જો આપ મારા ઉત્તરસાધક બનો તો મારા ઉપર મોટો ઉપકાર કર્યો ગણાશે."

વિક્રમ વિચારમાં પડી ગયો.

યોગીએ કહ્યું: "રાજન, મે આપની પ્રશંસા ખૂબ સાભાળી હતી. આપ અનેક દુ:ખીજનોને સહાય કરો છો. અનેકની ઇચ્છા પૂરી કરો છો. અને અનેકનું પાલન કરો છો? મારા કાર્યમાં આપને એક જ રાત્રિ આપવાની છે આપ એટલી જરૂર કૃપા કરો."

વિક્રમે કહ્યું: "યોગીરાજ, મારે શુ કરવાનુ છે?"

"ખાસ કંઈ નથી. જ્યારે હું યજ્ઞકુંડ પાસે અંતિમ આરાધના કરતો હોઉ, ત્યારે આપે મારી રક્ષા કરવાની છે. ત્યાર પછી નજીકમાથી કોઈ ને કોઈ શબ મૂગા મૂગા લઈ આવવાનું છે. ત્યાર પછી રાત્રિના ચતુર્થ પ્રહરે હુ અંતિમ આહુતિ આપીશ, અને એ જ વખતે યજ્ઞકુંડને ત્રણ પ્રદક્ષિણા ફરીને આપે એક શ્રીફળ હોમવાનું છે. બસ, મારુ કામ પૂરું થઈ જાશે. સંસારમા કોઈ નિર્માણ નથી કરી શક્યું એવો સુવર્ણપુરુપ બની જશે."

"યોગીરાજ, આપ તો વનવાસી અને ત્યાગી છો; આપ સુવર્ણપુરુષને શું કરશો?"

"રાજન, અમે યોગીઓ જે કંઈ કરીએ છીએ તે અંગત સ્વાર્થ માટે નથી કરતા, પરંતુ વિશ્વકલ્યાણ માટે જ કરીએ છીએ. જે સુવર્ણપુરુષ મને મળશે તે હું આપને જ સમર્પણ કરીશ."

વિક્રમ વિચારમગ્ન બની ગયો અને યોગીની સુદૃઢ કાયા સામે જોઈ રહ્યો. તેના મનમાં થયું, "શું યોગીની વાત સત્ય હશે?"

યોગીએ કહ્યું: "રાજન, આપ કોઈ પ્રકારની શંકા રાખશો નહિ. મારી મંત્રસાધના નિષ્ફળ ન જાય એટલા ખાતર જ હું આપ જેવા સમર્થ અને નિર્ભય પુરુષને પ્રાર્થના કરવા આવ્યો છું."

વિક્રમે કહ્યું: "આપ એવું ન બોલો. આપને આજ્ઞા કરવાનો અધિકાર છે. હું જરૂર આવીશ. મારે કેવી રીતે અને કયે સ્થળે આવવાનું છે? સાથે શું લાવવાનું છે?"

"રાજન, આજ હું ધન્ય બની ગયો. મારી આશા જરૂર પૂરી થશે, એમાં કોઈ સંશય નથી. આપે ચૌદશની સવારે અહીંથી પ્રસ્થાન કરવાનું છે એક અશ્વ આ વૃક્ષ નીચે ઊભો હશે. એના ઉપર સ્વાર થઈને આપ બહાર નીકળજો. તે અશ્વ મધ્યાહ્ન પહેલાં આપને મારા સ્થળ પાસે લઈ આવશે આપે એક જોડી કોરાં વસ્ત્રો સાથે રાખવાનાં છે. તે સિવાય કશું લેવાનું નથી"

વિક્રમે કહ્યું: "ભલે, પરંતુ મારા રક્ષકો .."

વચ્ચે જ યોગીએ કહ્યું. "રાજન, આપ સૌના રક્ષક છો. વીર છો અને સાહસિક પણ છો. વળી સુવર્ણપુરુષની ક્રિયા મારા અને આપના સિવાય કોઈ ન જોઈ શકે એટલી જાગૃતિ રાખવાની છે. રાજન, આપ કોઈ જાતનો ભય રાખશો નહિ. આપને કોઈ જાતની આંચ નહિ આવે પરંતુ હિંમત રાખવી પડશે."

વિક્રમે પ્રશ્નભરી નજરે યોગી સામે જોયું.

યોગીએ કહ્યું: "વીર પુરુષ, જ્યારે હું મંત્રની આરાધના કરતો હોઈશ ત્યારે નિમ્ન કોટીના દેવો, યક્ષો, પ્રેતો વગેરે મારી સાધનાનો

ભંગ કરવા આવશે. વિવિધ અને ભયંકર રૂપો પણ ધારણ કરશે. એ વખતે આપે ધૈર્ય રાખવાનું છે અને આપના રક્ષણ માટે એક યંત્ર-સિદ્ધ કુંડાળું દોર્યું હશે, એમાં આપે ઊભા રહેવાનું છે. અને કોઈ પણ દુષ્ટ તત્ત્વો આપનું અહિત નહિ કરી શકે, પણ જો આપ ગભરાઈને કુંડાળાની મર્યાદા બહાર નીકળશો તો એ દુષ્ટ તત્ત્વો મારી સાધના છિન્નભિન્ન કરી નાખશે એટલે જ હું આપ જેવા સમર્થને ઉત્તર સાધક રૂપે લેવા આવ્યો છું."

વિક્રમે સ્થિર સ્વરે કહ્યું. "યોગીરાજ, આપ નિશ્ચિંત રહેજો. આપની સાધના અવશ્ય પૂરી થશે. જગતની કોઈ દુષ્ટ શક્તિ આપની સાધનાનો ભંગ નહિ કરી શકે."

યોગી આશીર્વાદ આપીને વિદાય થયો. વિક્રમ રાજભવનમાં ગયો. તેણે મનથી નિશ્ચય કર્યો. યોગીના આ ગુપ્ત કાર્યની વાત કોઈને ન કરવી. એટલે જ્યારે તેની બન્ને પ્રિયાઓએ પ્રશ્ન કર્યો : "આટલો વિલંબ કેમ થયો ?" ત્યારે વિક્રમે હસીને માત્ર એટલું જ કહ્યું· "એક યોગી આવ્યો હતો તેની સાથે ચર્ચા કરવામાં વિલંબ થયો."

ત્યાર પછી જ્યારે રાત પડી ત્યારે વિક્રમ નગરીની બહાર જવા એકલો નીકળતો હતો તે વખતે એકાએક તેના કાન પર ચિરપરિચિત સ્વર અથડાયો · ' મહારાજ, કઈ તરફ ?"

વિક્રમ ચમક્યો. પાછળ નજર કરી તો અગ્નિવૈતાલ હસી રહ્યો હતો. વિક્રમ તરત જ અશ્વ પરથી નીચે ઊતરી ગયો અને વૈતાલ સામે જોઈને બોલ્યો : "ઓહો...વૈતાલ તું એકાએક...અચાનક...!"

વૈતાલે ગંભીર સ્વરે કહ્યું : "શું કરું મહારાજ ! ભાઈબંધી કરી છે એટલે મારે જાગતા રહેવું પડે છે."

"હું સમજ્યો નહિ."

"હું સમજાવું છું. આજ સવારે જે યોગી આપની પાસે આવ્યો હતો, તે એક ભયંકર દુષ્ટાત્મા છે. તમે બત્રીસલક્ષણા

પુરુષ છે, એટલે એ તમારી જ આહુતિ દેવા માગે છે. કારણ કે, એ દુષ્ટ યોગી છેલ્લાં દસ વર્ષથી બત્રીસલક્ષણા નવજવાનની શોધ કરી રહ્યો છે. છેવટે આપ એમને મળી ગયા છો. તેથી હું આપને ચેતવવા આવ્યો છુ"

"ઓહ, મિત્ર, હું તારો ઉપકાર માનું છુ. મારે શું કરવું જોઇએ?"

"ચતુર્દશીના દિવસે ત્યાં જવાનુ જ નહિ"

"મિત્ર, મે વચન આપી દીધુ છે, એટલે ગયા વગર કોઇ બીજો ઉપાય નથી."

"તો સાવધ રહેજો. જ્યારે યજ્ઞકુંડની પ્રદક્ષિણાનુ તમને કહે, ત્યારે તમારે સાવધ રહેવું. અને એ દુષ્ટાત્માને યજ્ઞ કુંડમાં હોમી દેવો." વૈતાલે કહ્યું.

વિક્રમે વૈતાલનો આભાર માન્યો અને આજની રાત રાજભવનમાં રહેવા જણાવ્યું. વૈતાલે હસીને કહ્યું: "મહારાજ, આપ તો જાણો છો કે હુ હવે સંસારી બન્યો છું. પત્નીના ક્રોધ આગળ મારી બધી શક્તિ પાગળી બની જાય છે. હું મોટામાં મોટા પ્રશ્નો પતાવી શકુ પણ..."

વિક્રમે હસીને કહ્યું: "શુ તમારી જાતિમાં પણ સ્ત્રીનુ આવુ પરિબળ હોય છે?"

વૈતાલ જવાબ આપે તે પહેલાં જ અદ્રશ્યપણે એક મીઠુ છતાં ગંભીર હાસ્ય બન્નેના કાન પર અથડાયુ. વૈતાલ ચમક્યો. એની ચમક પૂરી થાય તે પહેલા જ તેની પત્ની દૃશ્ય બનીને સામી ઊભી રહી અને બોલી: "આપ આપના મિત્ર પાસે મારી નિંદા કરવા જ આવો છો ને?"

જવાબ વિક્રમે આપ્યો: "દેવી, હુ આપનુ સ્વાગત કરું છું. મારા મિત્રે આપની નિંદા નથી કરી, પરંતુ સ્ત્રીની શક્તિનુ તેને થયેલું ભાન જણાવ્યું છે. તમે એકાએક અહીં ક્યાંથી?"

વૈતાલ પત્નીએ સહજ ભાવે કહ્યું: "મહારાજ, એકાએક તે ચાલ્યા ગયા, એટલે હું તેની પાછળ આવી."

વૈતાલે કહ્યું: "પ્રિયે, મહારાજ વિક્રમને હું પરમ ઉપકારી માનુ છુ. એમના સહવાસથી જ હુ માંસ, મદિરા, અનીતિ વગેરે દૂષણોનો ત્યાગ કરી શક્યો છુ અને કઇક ધર્મ પાળી શક્યો છુ. એટલે હુ એમની સતત ચિંતા સેવતો હોઉં છુ. આજે સવારે મેં એમનું ચિંતવન કર્યું, અને મને પેલો દુષ્ટ યોગી દેખાયો. એથી મારે અત્યારે એકાએક આવવુ પડ્યું છે. બોલ, આમાં કઇ ખોટું કર્યું છે?"

વિક્રમે કહ્યું: "આપણે અહીં માર્ગ વચ્ચે ધણીધણિયાણીના કલહનો ઉકેલ નથી લાવવો. આજ તમે બને મારાં અતિથિ બનો અને માનવસ્વરૂપ ધારણ કરીને રાજભવનમાં આવો"

## ૨ : : સુવર્ણપુરુષની પ્રાપ્તિ

ચૌદશ આવી ગઈ. વીર વિક્રમ પોતાના પ્રિય અશ્વ સાથે સુવર્ણ-પુરુષની સિદ્ધિ પ્રાપ્ત કરવા માગતા યોગીના આશ્રમ તરફ ગયો.

યોગી આજ ખૂબ જ આનંદમાં હતો. એને ખાતરી હતી કે વીર વિક્રમ એક વાર વચન આપ્યા પછી, કદી પણ વચનભંગ કરે એવો નથી, એટલે જરૂર આવશે. એના આવ્યા પછી મારું કાર્ય આજ વર્ષોથી અધૂરું રહ્યું છે, તે પૂરુ થશે અને સંસારમાં કોઈ પ્રાપ્ત ન કરી શક્યો હોય એવો સુવર્ણપુરુષ મને મળશે.

યોગીની ભાવના એવી હતી કે સુવર્ણપુરુષ સિદ્ધ કરીને સંસારમાં એક શ્રેષ્ઠ ધન કુબેર થઈ જવુ. કમાયેલુ ધન અથવા તો બીજી રીતે પ્રાપ્ત કરેલુ ધન કોઇને કોઈ દિવસે નાશ પામે છે, પણ આ સુવર્ણપુરુષ કોઈ દિવસે નાશ પામતો નથી. સમગ્ર સંસારની સમૃદ્ધિ ખરીદવી હોય તો ખરીદી શકાય છે. યોગીની આ ભાવના હતી, આ એક ભૌતિક સ્વપ્ન હતું, પરંતુ બત્રીસ લક્ષણા પુરુષના અભાવે આજ સુધી તેનુ એ સ્વપ્ન અધૂરુ રહ્યુ હતુ, આજ રાત્રે જીવનનુ આ સ્વપ્ન પૂરુ થશે, અને ઉત્તમ સાધક તરીકે આવનારો વિક્રમ-અગ્નિકુંડમાં હોમાઇને સુવર્ણ પુરુષ બની જશે.

માનવી જ્યારે સ્વાર્થમાં રમતો હોય છે, ત્યારે બીજાનાં હિતાહિતનો વિચાર કરતો નથી. જે વિક્રમ એક શ્રેષ્ઠ રાજા છે, હજારોનો પાલનહાર છે, પ્રજાના સુખે સુખી અને દુ:ખે દુ:ખી થવામાં કર્તવ્ય-માનનારો અવંતિનો એક નવજવાન કર્ણધાર છે. આ વાત યોગીના અંતરમાં આવી શકી ન હતી દુષ્ટ પુરુષો સત્યને કદી પારખતા નથી. એ તો કેવળ પોતાની લાલસાને જ પોષવામાં તલ્લીન રહે છે

યોગીને એમ પણ ન થયુ, કે વિક્રમ જેવા પુરુષને હોમી દઈશ-તો માલવદેશનુ શુ? હજારો પ્રજાજનો કેટલાં ટળવળશે? અરે, બીજું તો કંઈ નહિ પણ એની પ્રિય પત્નીઓ કેટલા નિ:શ્વાસ નાખશે? સંસારમા વિક્રમ સિવાય બીજો કોઇ બત્રીસ લક્ષણો પુરુષ હતો જ નહિ?

સેતાન માણસની આખો હંમેશાં પોતાના જ સ્વાર્થને જોતી હોય છે આજ યોગી આનંદમગ્ન હતો. મધ્યાહ્ન પછી તે વાર વાર ઊભો થતો અને વિક્રમ જે દિશાએથી આવવાનો હતો તે દિશા તરફ જોયા કરતો હતો.

કેટલીક વાતમાં માનવીને વિશ્વાસ હોય તો પણ એના પેટમાં પુરાયેલું પાપ સંશયનુ સર્જન કરતુ હોય છે. યોગીને ખાતરી હતી-કે વિક્રમ આવશે જ, છતાં મધ્યાહ્ન પછી તેના ચિત્તમાં સંશયનો અગ્નિ-

જાગ્રત થયો. શું વિક્રમ ભૂલી તો નહિ જાય? શું તેને ભય તો નહિ લાગે? આવા આવા અનેક સંશયો મનમા ઊભા થતા અને તેની નજર વિક્રમને નિહાળવા તલસાટ અનુભવતી હતી.

દિવસનો ચોથો પ્રહર શરૂ થયો, એ જોઇને યોગીનુ ચિત્ત ભારે વિહ્વળ બનવા માંડયુ. પણ આ વિહ્વળતા લાંબો વખત ટકી નહિ. વિક્રમને અશ્વ પર આવતો જોયો. યોગી એનું સ્વાગત કરવા અગ્રસર થયો. વિક્રમ જેવો નજીક આવ્યો કે તરત યોગીએ બે હાથ ઊંચા કરી ઉલ્લાસભર્યાં સ્વરે કહ્યું: "માલવનાથનો જય થાવ! હે મહાન રાજન! તને જોઈને મારું હૈયુ નાચી ઊઠે છે ભગવાન તને યશ, કીર્તિ અને આયુષ્ય આપે!"

વિક્રમ અશ્વ પરથી નીચે ઊતરી ગયો અને મધુર હાસ્ય સહિત બોલ્યો: "યોગીરાજ, આપના આશીર્વાદ હું મસ્તકે ચડાવું છું. મને વિલંબ તો નથી થયો ને?"

યોગીએ કહ્યું. "ના, મહારાજ...આપનુ કામ તો સંધ્યા પછી જ શરૂ થશે. પરંતુ તે પહેલાં કેટલીક પ્રાથમિક ક્રિયા આપણે પતાવી લઈએ"

વિક્રમને લઈને યોગી પોતાના આશ્રમમાં આવ્યો. વિક્રમે જોયું, આશ્રમના ચોકમાં એક મોટો અગ્નિકુંડ કરવામાં આવ્યો છે. એની આસપાસ અનેક પ્રકારની સામગ્રી પડી છે. કેટલાંક વિવિધરંગી વસ્ત્રો પણ ગોઠવેલા છે. અને પર્ણકુટિર પાસે એક વૃક્ષ નીચે એક અશ્વ, બે ગાય, વગેરે પશુઓ બાધેલાં છે.

વિક્રમને લઈને યોગી પર્ણકુટિરના પ્રાગણમાં પહોંચ્યો. તેણે આનંદભર્યાં સ્વરે કહ્યુ: "રાજન! મારી કુટિરમા રાજભવન જેવાં સુખસાધનો નહિ હોય, પરંતુ તારે થોડીક તકલીફ વેઠી લેવી પડશે"

વિક્રમે હસીને કહ્યું: "મહાત્મન! આપ ચિંતા કરશો નહિ. હુ ગમે તે પરિસ્થિતિ સહી લેવા ટેવાયેલો છુ."

યોગીએ એક મૃગચર્મ બિછાવી આપ્યું, અને વિક્રમને તે પર બેસવા કહ્યું. ત્યારપછી યોગીએ વિક્રમના અશ્વને એક વૃક્ષ નીચે બાંધ્યો. અને સુવર્ણપુરુષની સિદ્ધિની પ્રાથમિક તૈયારી યોગીએ કરવા માંડી સંધ્યા સમયે વિક્રમને સ્નાન કરાવ્યુ અને કેટલાક મંત્રોચ્ચાર વડે તેની પ્રતિષ્ઠા કરી.

વિક્રમ સમજતો હતો, કે આ યોગી મને જ હોમવા માગે છે. પરંતુ તેણે પોતાનો મનોભાવ જરાય વ્યક્ત થવા દીધો નહિ. યોગીએ વિક્રમને વલ્કલ ધારણ કરાવ્યાં અને કહ્યુ : "રાજન! હવે હું યજ્ઞનો પ્રારંભ કરુ છુ તારે એક યંત્રશક્તિ કુંડાળામા ઊભા રહેવાનું છે. અને જરાય થડકયા વગર આસપાસ ધ્યાન રાખવાનુ છે."

વિક્રમે કહ્યું : "મારે કઈ વાતનું ધ્યાન રાખવાનું છે?"

યોગીએ કહ્યુ : "અર્ધ પ્રહર રાત્રિ વિત્યા પછી તારે સામે દેખાતા વટવૃક્ષ પરથી એક મડદુ લઈ આવીને મારી સામે મૂકવાનું છે. ત્યાર પછી હુ એ મડદા ઉપર બેસીને આવાહન કરીશ. એ વખતે તારે ખૂબ જ કાળજી રાખવાની છે, કારણ કે એ વખતે તારા કુંડાળાની આસપાસ ભૂત, પ્રેત, ડાકિણી, શાકિણી અને દુષ્ટ વ્યંતરો એકત્ર થશે અને મારા યજ્ઞનો ભંગ કરવા વિવિધ રૂપો ધારણ કરશે. માત્ર અરધા પ્રહર સુધી આ ઉપદ્રવ થયા કરશે, પરંતુ તારા હાથમાં મંત્રસિદ્ધ કિ્પાણ જોઈને એ કોઈ દુષ્ટાત્માઓ આગળ વધી શકશે નહિ. બરાબર મધ્ય રાત્રિએ મારી સાધના પૂરી થશે, અને બધા દુષ્ટાત્માઓ અલોપ થઈ જશે ત્યાર પછી પ્રદક્ષિણા સિવાય કોઈ ક્રિયા કરવાની રહેશે નહિ."

વિક્રમે કહ્યુ. "મહાત્મન! હુ જયારે મડદુ લેવા જઉં, ત્યારે તો મારે આ કુંડાળાનો ત્યાગ કરવો પડશે ને?"

"હા, જે કઈ ઉપદ્રવ થવાનો છે તે મડદુ અહી આવ્યા પછી જ થશે"

વિક્રમે કહ્યું : " મડદું લેવા જતી વખતે મારે કોઈ ખાસ ક્રિયા કરવાની છે ? "

" ના, માત્ર મૌન રાખવાનુ છે."

" ભલે, એ કામ બહુ જ સભાળપૂર્વક પાર ઉતારીશ "

" મને વિશ્વાસ છે, કે તારા જેવા શ્રેષ્ઠને હાથે મારું કાર્ય પાર ઊતરશે હવે સમય થઈ ગયો છે. આપણે પ્રારભ કરીએ." આમ કહી યોગી યજ્ઞકુડની સામેના એક આસન ઉપર બેસી ગયો અને બાજુમાં કરેલા કુંડાળામાં વિક્રમને ઊભો રાખ્યો.

ત્યાર પછી મત્રસિદ્ધ કિપાણુ વિક્રમના હાથમાં આપતાં કહ્યું : " રાજન, આ કિપાણુ મત્રથી સિદ્ધ કરેલું છે એટલે કોઈ પણ શત્રુ તારા કુડાળામાં આવા શકશે નહિ, અને આ કિપાણુ જોઈને કોઇ દુષ્ટાત્મા આ યજ્ઞનો ભગ કરી શકશે નહિ."

વિક્રમ કિપાણુ સહિત ખૂબ જ ધૈર્ય રાખીને ઊભો રહ્યો.

યોગીએ યજ્ઞકુંડમાં વિવિધ પ્રકારની સામગ્રીઓ મત્રોચ્ચાર સહિત હોમવી શરૂ કરી. એક તરફ પડેલા સમિધના ઢગલામાંથી સમિધો નાખવા માંડ્યાં. અર્ધ પ્રહર રાત્રિ વિત્યા પછી યોગીએ વિક્રમ સામે જોઈ ને કહ્યું : " રાજન ! હવે હુ મત્રસ્મરણમા બેસુ છુ. તું મે બતાવેલા વટવૃક્ષ પરથી એક મનુષ્યનુ મડદુ લઈ આવ."

તરત જ વિક્રમ કશુ. બોલ્યા વગર મત્રસિદ્ધ કિપાણુ સહિત વટવૃક્ષ તરફ વિદાય થયો.

પોતાનો મિત્ર અસાવધ રહે અથવા યોગીની ક્રિયામાં અભિભૂત બની જાય તો ભારે કરુણ પરિણામ આવે એવુ વિચારીને વૈતાલ ક્યારનોય આવી ગયો હતો. અને અદ્દશ્યપણે બધુ જોઈ રહ્યો હતો. તે પણ વિક્રમની પાછળ ગયો. તેણે જોયું તો એક ડાળ પર કોઈ મૃત માનવીનો દેહ પડ્યો હતો. મનમાં મહામત્રનુ સ્મરણ કરીને વિક્રમ વટવૃક્ષ પર ચડ્યો અને સભાળપૂર્વક મડદુ ખભે લઈ નીચે ઊતર્યો. તે બે'ક કદમ ચાલ્યો

હશે ત્યાં મૃતદેહ ખડખડાટ હસી પડયો. આ જોઈને વિક્રમને આશ્ચર્ય થયુ, પણ તે જરાય ભયભીત ન થયો અને યજ્ઞકુંડ તરફ અગ્રસર થયો.

નિર્જીવ મડદું બોલી ઊઠયુ : "રાજન ! કૃપા કરીને મારી એક વાત સાંભળ. પછી તુ મને લઈજા .."

વિક્રમ ઊભો રહી ગયો. તેનાથી કશું પણ બોલી શકાય તેમ હતુ નહિ, કારણ કે મૌન પાળવાનુ હતું. ખભા પર પડેલા મડદાએ એક નાની વાત શરૂ કરી. એ વાતનો અંત એક પ્રશ્ન સાથે થયો. અને વિક્રમથી હા કહેવાઈ ગઈ તરત જ મડદું ખભા પરથી ઊડીને પાછુ હતુ ત્યાં ગોઠવાઈ ગયુ.

ભારે આશ્ચર્ય સહિત વિક્રમે બીજી વાર મડદુ ઉતાર્યું અને મડદાએ બીજી વાર એક પ્રશ્નભરી વાત રજૂ કરી. એ પ્રશ્ન જ એવો ઊભો થતો હતો કે વિક્રમનું મૌન તૂટી જતું. આમ એ મડદાએ પચ્ચીસ વાર્તાઓ કહી. પચીસમી વાર્તાએ વિક્રમ મૌન રહ્યો અને આગળ ચાલવા માંડયો. એ વખતે અગ્નિવૈતાલ વિક્રમ સામે પ્રગટ થયો અને બોલ્યો : "મિત્ર, તારા પ્રાણનો ભય લાગતો હોવાથી મેં જ આ મૃતદેહમાં પ્રવેશ કરીને આટલો વિલંબ કરાવ્યો છે રાજન, આ યોગી ઘણો દુષ્ટ છે. અને તુ તારા વચનનો ભંગ કરે એમ નથી. એટલે મારી છેલ્લી વાત તુ બરાબર યાદ રાખજે. યોગી જે વખતે તને યજ્ઞકુંડની પ્રદક્ષિણાનું કહે તે વખતે તારે પ્રદક્ષિણા ફરવાની નથી, પણ યોગીને જ પ્રદક્ષિણા કેમ કરવી તે જાણવા માટે તારે આગ્રહ કરવાનો છે અને યોગી ત્રીજી પ્રદક્ષિણા પૂરી કરે એ જ વખતે જરાય ભય કે સંકોચ રાખ્યા સિવાય યોગીને બે હાથે ઊંચકીને યજ્ઞકુંડમાં હોમી દેવાનો છે જો આ તુ ભૂલીશ તો તારુ મૃત્યુ નિશ્ચિત થશે હુ ત્યાં હાજર જ રહીશ, પરંતુ યોગીના મંત્રપ્રભાવ આગળ મારાથી કશુ જ થઈ શકશે નહિ"

વિક્રમે એક હાથ ઊંચો કરીને મૌન ભાવે સમજાવી દીધું કે તારી સૂચના મેં બરાબર યાદ રાખી છે.

વિક્રમ મૃતદેહ સાથે યોગી પાસે પહોંચ્યો. યોગી ખૂબ જ ઉતાવળો થતો હતો. મડદુ લાવતાં આટલી વાર કેમ લાગી તે પ્રશ્ન તેને માટે શલ્ય રૂપ બની ગયો હતો. મધ્ય રાત્રિ થઈ હતી પણ મુશ્કેલી એ હતી કે યોગી આસન પરથી ઊભો થઈ શકે તેમ ન હતો.

વિક્રમે યોગીની સામે મડદું મૂકી પોતાના કુંડાળામા સ્થાન લઈ લીધુ.

યોગીએ કહ્યું . "રાજન્, આટલો બધો વિલંબ કેમ થયો ?'

વિક્રમે કહ્યું : "મહાત્મન્, આ મડદું વારવાર ખભા પરથી ઊડીને પાછુ એના સ્થાને ચાલ્યુ જતુ હતુ. પચીસ વખત પ્રયત્ન પછી હુ આ મડદુ લાવી શકયો છુ.'

'કઈ હરકત નહિ હવે ત્રીજા પ્રહરના અત ભાગમાં આપણું કાર્ય પૂરુ થશે. આવી મહાન ક્રિયાઓના બે ત્રણ મુહૂર્તો નક્કી કરવાં પડે છે. હવે તું બરાબર સાવધ રહેજે."

યોગીએ મડદા ઉપર એક જળકુભ રેડયો. ત્યાર પછી કેટલાંક સુગધિત દ્રવ્યો નાખ્યા અને મત્રોચ્ચાર કરીને એ મડદા પર દર્ભનું એક આસન બિછાવ્યુ. ત્યાર પછી યોગી ઊભો થયો અને બે હાથ ઊચા કરી, સાભળનારની છાતી બેસી જાય, એવા પ્રચડ સ્વરે ન સમજાય એવી ગુહ્ય ભાષામા મત્રોચ્ચાર કરવા માડયો ત્યાર પછી તે મૃતદેહ પર વીરાસન વાળીને બેસી ગયો અને વનપ્રદેશનુ વાતાવરણ જાણે ખળભળવા માંડ્યું. યોગીના મોઢામાથી જે મત્રો નીકળતા હતા, તે અતિ ભયકર અને રૌદ્ર લાગતા હતા.

એક ઘટિકા પસાર થઈ. સાહસ અને ધૈર્યમા અપૂર્વ શ્રદ્ધા રાખનારો વિક્રમ પણ આ મત્રોચ્ચાર સાંભળીને જાણે ધ્રૂજી ઊઠયો.

અને યોગીએ જે આગાહી કરી હતી, તે ભૂતાવળ ભેંકાર સ્વરૂપે જાગૃત થઈ. જાણે કોઇ વિરાટ ગજરાજ અથવા કોઈ ભયકર વરાહ

અથવા કોઈ કોપાયમાન થયેલો વાઘ જાણે ધસમસી આવતો હોય એવું દેખાતું હતું. વિક્રમે એ પણ જોયું કે જેનાં રૂપ જોઈને માનવી થીજી જાય, એવા બિભિત્સ ભૂતો જાણે ચારે તરફ ઘૂમી રહ્યા હતા અને હૈયુ ફાડી નાખે એવી ચિચિયારીઓ પાડી રહ્યા હતા.

વિક્રમ બરાબર સાવધ હતો. એના હાથમાંનું કિપાણ અંધારી રાતમાં પણ ચમકતું હતુ અને યોગીની રક્ષા કરી રહ્યું હતુ.

યોગીની અંતિમ સાધના પૂરી થઈ. તે મૃતદેહ પરથી જેવો નીચે આવ્યો કે, ભૂત, પ્રેતની લીલા અલોપ થઈ ગઈ. અને યોગીએ ઉલ્લાસભર્યા સ્વરે વિક્રમને કહ્યું : "રાજન, તારો ઉપકાર હું જીવન-ભર નહિ ભૂલું. તે આજ મારા વર્ષોના સ્વપ્નને સફળ બનાવ્યું છે. હવે કોઈ ભય નથી. માત્ર તારે ત્રણ પ્રદક્ષિણા આ યજ્ઞકુંડ ફરતી દેવાની છે"

દૂર ઊભેલો વૈતાલ ત્યારે વ્યથા ભોગવી રહ્યો હતો. પણ વિક્રમના જવાબથી તેનુ ચિત્ત શાંત થઇ ગયુ.

વિક્રમે યોગીને મધુર સ્વરે કહ્યું : "મહાત્મન, કૃપા કરીને પ્રદક્ષિણા કેમ કરવી તે આપ મને બતાવો. કારણ કે, આપની સાધનાનું દ્રશ્ય જોઇને હુ એટલો બધો આશ્ચર્ય ચકિત બની ગયો છું કે મને કશો ખ્યાલ નહિ રહે."

યોગીનો વિક્રમની વાતમા કોઈ સંશય ન દેખાયો. તેણે કહ્યું : "જો રાજન, આ સ્થળેથી હુ ત્રણ પ્રદક્ષિણા દઉ છુ. એ જ પ્રમાણે તારે કરવાનું છે" એમ કહીને યોગીએ પ્રદક્ષિણાનો પ્રારંભ કર્યો.

એક પૂરી થઈ ..બીજી પૂરી થઈ...અને જેવી ત્રીજી પ્રદક્ષિણા પૂરી થઇ કે તરત જ વિક્રમે યોગીને બે હાથે ફૂલના દડા માફક ઊંચકીને યજ્ઞકૂંડમા પધરાવી દીધો અને યજ્ઞકુંડની જ્વાળાઓ જાણે આભને આંબવા મથે છે એમ ઊંચે ને ઊંચે જવા લાગી. યોગીએ પાડેલી એક કારમી ચીસ

પળ માટે વાતાવરણને કંપાવી ગઈ અને થોડી જ પળોમાં અગ્નિ શાંત થઈ ગયો. વિક્રમ સ્થિર નજરે કુંડ સામે જોઈ રહ્યો. એને દેખાયું. યજ્ઞકુંડમાં સુવર્ણની એક વિશાળ માનવ પ્રતિમા જળહળી રહી છે. અને વિક્રમના કાન પર એક ધીર ગંભીર અવાજ અથડાયો : "હે વીર પુરુષ, હું આ સુવર્ણપુરુષનો અભિષ્ટાયક દેવ ગાંગેય છું. હે સાહસિક પુરુષ, હું તને ધન્યવાદ આપું છું. આ સુવર્ણપુરુષ તું તારા રાજ-ભવનમાં લઈ જા. આ સુવર્ણપુરુષને તું બરાબર સાચવજે. દિવસના ભાગમાં આ સુવર્ણપુરુષના જેટલા અંગો કાપીશ તેટલા અંગો રાત્રિકાળે પુનઃ નિર્વાણ થઈ જશે. તારે એક જ સાવધાની રાખવાની છે કે, રાત્રિ કાળે આ સુવર્ણ પુરુષનું કોઈ પણ અંગ કાપવું નહિ. હે, વીર વિક્રમ, આ સુવર્ણપુરુષ દ્વારા તને અઢળક સુવર્ણ પ્રાપ્ત થાશે. જનકલ્યાણના અને ધર્મનાં કાર્યોમાં તું એ સુવર્ણનો ઉપયોગ કરજે હે રાજન, તારી કીર્તિ ચૌદેય લોકમાં પ્રસરી જશે" આટલું કહીને દેવ અદ્રશ્ય થઈ ગયો અને વૈતાલ પ્રગટ થયો.

વૈતાલે કહ્યું : "મહારાજ, હું તમને કયા શબ્દો વડે ધન્યવાદ આપું ? આપની સાહસિકતા જોઈને મારું હૈયું ગજ ગજ ઊછળી રહ્યું છે. હવે આપ રાજભવન તરફ પધારો. હું આ સુવર્ણપુરુષ લઈને રાજભવનમાં પહોંચી જાઉં છું."

વિક્રમ પોતાના મિત્રને ભેટી પડ્યો. અને બોલ્યો : "આજે કંઈ બન્યું છે એ તારી જ ભાવનાનું ફળ છે. જેને તારા જેવા ઉત્તમ મિત્રો મળે તેને કોઈ પ્રકારનું દુઃખ નથી મિત્ર, હું કયા શબ્દો વડે તારો આભાર માનું ?"

## ૩ : : સિંધુપતિનો સંદેશ !

વીર વિક્રમ પોતાના ખંડમાં પહોંચે તે પહેલા જ અગ્નિ-વૈતાલ સુવર્ણપુરુષને લઈને ત્યા પહોચી ગયો હતો. વીર વિક્રમ રાજભવનમાં દાખલ થયો ત્યારે મંત્રીઓ, મહા પ્રતિહાર, રાણીઓ વગેરે ભારે વ્યાકુળતા અનુભવી રહ્યાં હતાં અને મહારાજ વિક્રમ કોઇને કશું કહ્યા વગર કઈ તરફ ગયા હશે, એની શોધખોળ થઇ રહી હતી મહારાજને પ્રસન્ન વદને આવેલા જોતાં જ મહા પ્રતિહાર અજયસેને મહારાજનો જયનાદ બોલાવ્યો અને વીર વિક્રમ અશ્વ પરથી નીચે ઊતરે તે પહેલા જ મહાપ્રતિહાર તેમની પાસે પહોંચી ગયો અને બોલ્યો "કૃપાનાથ, આખી રાત આપની તપાસ કરાવી હતી, કઈ તરફ તમે ગયા હતા ?"

એક સેવકના હાથમાં અશ્વ સોંપીને વિક્રમે કહ્યું, "અજય, હું એક પરાયા કામ અર્થે ગયો હતો. ભવનમાં બધાં કુશળ છે ને ?"

"હા મહારાજ, સૌ આપની રાહ જોઈ રહ્યા છે. મહામંત્રી તો વહેલી સવારના આવીને બેઠા છે."

"ચાલ હુ આવુ છુ." કહીને વિક્રમ અગ્રસર થયો.

નીચેના ખંડમાં મહામંત્રી અને અન્ય મંત્રીઓ મહારાજનો જયનાદ સાંભળીને ખંડ બહાર નીકળ્યા. અને પોતાના પ્રિય રાજવીને જોતાં જ હર્ષિત બની ગયા. મહામંત્રી ભટ્ટમાત્રે કહ્યુ : "મહારાજ કશી સૂચના આપ્યા વગર આપ કઈ તરફ ગયા હતા ?"

વિક્રમ આછા હાસ્યસહિત બોલ્યો : 'ગઈ રાતે એક અદ્‌ભુત ઘટના બની ગઈ છે. આપ નિરાંતે બેસો. થોડી વારમાં આવું છુ"

આમ કહી વિક્રમ ઉપરની ભૂમી પર જવા સોપાન શ્રેણી તરફ ગયો.

બંને રાણીઓ આતુરતાપૂર્વક રાહ જોઈ રહી હતી. સ્વામીને આવતાં જોઈ, બંનેનાં નયનો પ્રસન્ન બની ગયાં, વિક્રમે પોતાની બંને પ્રિયાઓને સ્નાન જળની વ્યવસ્થા કરવાનું કહીને જણાવ્યું : "ગઈ રાતે એક અદ્‌ભુત ઘટના બની ગઈ હતી એ રસભરી વાત સાંભળવા તમે બ ને મંત્રણાગૃહમાં આવજો." આમ કહીને પોતાના ખંડમાં ગયો ખંડમાં જ પગ મૂકતાં તેણે જોયું, નીચેની ગાદી પર સુવર્ણની વિરાટ પુરુષ પ્રતિમા પડી છે. અને વૈતાલ એક આસન પર બેઠો છે. વિક્રમે વૈતાલ સામે સહાસ્ય વદને જોતા કહ્યુ : ' પ્રિય, તારી ગતિને માનવી ક્યાંથી પહોંચી શકે ? તુ ક્યારે આવી ગયો ?"

વૈતાલે કહ્યું : "મારી ગતિ તો આપ જાણો છો, હુ તરત જ આવી ગયો હતો. હવે આપ આજ્ઞા આપો એટલે હુ જઉ."

"પ્રિય, તારા ઉપકારને હું કદી ભૂલી શકીશ નહિ. તારા જેવા મિત્રને વિદાયની આજ્ઞા હું કેવી રીતે આપી શકુ !"

વૈતાલે કહ્યુ . " મહારાજ, મારી તેજસ્વિની પત્નીનો આપને પરિચય તો થઈ ગયો છે. જો હુ યથા સમયે નહિ પહોચું તો .."

વચ્ચે જ વિક્રમે કહ્યું : "બસ...બસ...બસ...તારી પ્રિયા અદ્રશ્ય રૂપે તારી વાત સાંભળી જશે, તો તારે મનાવવા માટે તપ કરવુ પડશે. તું તારે ખુશીથી જા."

હસતો હસતો વૈતાલ અદૃશ્ય થઈ ગયો

સ્નાનાદિથી નિવૃત્ત થઈને વિક્રમે પોતાની બંને પ્રિયાઓ તથા મંત્રીમંડળ સમક્ષ સુવર્ણપુરુષની સઘળી વાત કહી. આ વાત સાંભળીને બધા આશ્ચર્ય વિમૂઢ બની ગયા.

મહામંત્રીએ કહ્યું · "મહારાજ, આપે ભારે જોખમ ખેડી નાખ્યું. કોઈ વાર આવાં સાહસો મુશ્કેલી ઊભી કરે છે."

વિક્રમે કહ્યું : " મહામંત્રી, ક્ષત્રિયના લોહીમાં સાહસ ભર્યું જ હોય છે. માનવી જો પોતાના ભયનો વિચાર કરે તો તે કશું કરી શકે નહિ."

આ રીતે થોડી વાર વાતો કર્યાં પછી બહુ જ અદબપૂર્વક સુવર્ણ-પુરુષને રાજ્યના ધનભંડારમાં લઈ ગયાં. અને વિક્રમે તેના બંને હાથ અને કેડથી પગ સુધીનો ભાગ છીણી વડે કાપી નાખ્યા. અને એ સુવર્ણ એક તરફ મૂક્યુ. આમ હંમેશ દિવસના ભાગમાં સુવર્ણ-પુરુષના અંગ કાપીને એકત્ર કરવા માંડયા. ઢગલાબંધ સોનું એકત્ર થવા માંડ્યું વિક્રમની આજ્ઞાથી એ સુવર્ણની મુદ્રાઓ પડાવવા માંડી અને એકાદ મહિનાના ગાળા પછી મહારાજ વિક્રમે જે કોઈ પ્રજા-જન આર્થિક મુશ્કેલીમાં હોય તેને આ સુવર્ણ મુદ્રાઓ આપવી શરૂ કરી. ઉદ્યોગહીન કારીગરોને ઉદ્યોગના માર્ગે ચડાવવા માંડ્યા. સાધનહીન ખેડૂતોને સાધનો આપવા શરૂ કર્યા. જે જે વેપારીઓ દેવાના કારણે મુશ્કેલીમાં મુકાયા હતા, તે તે વેપારીઓને સુવર્ણ આપવા માંડ્યું. એટલુ જ નહિ, પણ ગમે તે દેશનો વતની યાચક થઈને આવે એટલે એને નવાજવો શરૂ કર્યો. આમ ચારેક મહિનામાં રાજા વીર વિક્રમની કીર્તિ સમગ્ર રાષ્ટ્રમાં સૌમ્યગંધાની સૌરભ માફક વિસ્તરવા માડી.

અને કાશ્મીરથી આવેલા કલાકાર પરિવારે બત્રીસ પૂતળીવાળું સિંહાસન તૈયાર કરી નાખ્યું. હવે એ સિંહાસન કાષ્ટનુ હોવા છતાં રત્નજડિત સુવર્ણનુ દેખાવા માંડ્યુ. એક શુભ દિવસે શિલ્પી અમરદેવે મહારાજ સમક્ષ યંત્રથી ચમત્કારિક દેખાતું, બત્રીસ પૂતળી વાળું સિંહાસન રજૂ કર્યું.

સિંહાસન જોઈને વિક્રમ ખૂબ જ પ્રસન્ન થયો અને સિંહાસન રાજસભામાં મુકાવ્યુ. શિલ્પી અમરદેવે એ સિંહાસનની કરામત સમગ્ર રાજસભા સમક્ષ બતાવી.

મહારાજ. વિક્રમ રાજસિંહરત્ન પર બેઠો કે તરત બત્રીસેય પૂત-ળીઓ વિવિધ પ્રકારના અંગ મરોડ અને હાવભાવ કરવા માડી. બત્રીસેય પૂતળીઓની આંખો રત્નમંડિત હોવાથી સાચી આંખો જેવી

ચમકતી હતી અને બત્રીસેય પૂતળીઓ નિશ્ચિત કરેલા શબ્દો બોલવા માંડી, ત્યારે સમગ્ર રાજસભા આશ્ચર્યમાં ગરકાવ બની ગઈ.

શિલ્પીની સાચી સાધના તો એ જ હોય છે કે તે જડને જીવંત-રૂપ આપે છે. શિલ્પી અમરદેવે યંત્રરચના વડે આ નિર્જીવ સિંહાસનને જીવંત બનાવ્યું હતુ. મહારાજ વિક્રમે શિલ્પીને હૈયા સરસો લઈ કહ્યું : " અમરદેવ, સંસારીમા બધી વાતનું મૂલ્ય થઈ શકે છે. પરંતુ કલા અને ભાવનાનુ મૂલ્ય આંકી શકાતું નથી. આ સિંહાસન અમૂલ્ય છે, છતાં તારી કલાને બિરદાવવા ખાતર હુ નૈવેદ્યરૂપે તને એક ગામ આપુ છુ, અને અગિયાર લાખ સુવર્ણ સુદ્રાઓ આપુ છુ."

શિલ્પી અમરદેવ ગળગળો થઈ ગયો અને એ જ પળે મહારાજના ચરણકમળમાં ઢળી પડતા બોલ્યો : " કૃપાનાથ, આપે મને ઘણું આપી દીધું. કલાને નિરખનાર સંસારમાં ઘણાં હોય છે, પણ કલાની પૂજા કરનારા આપ સમા ભાગ્યે જ મળે છે. કૃપાનાથ, મારો આ વર્ષો-નો પરિશ્રમ આજ સાર્થક થયો. જો હું કાશ્મીરથી અહીં ન આવ્યો હોત તો મારી આ સાધના એમની એમ દટાયેલી રહેત. આપે મારા ઉપર ઘણો જ ઉપકાર કર્યો છે. હવે હુ એક યાત્રિક અશ્વ બનાવવાનો પ્રયત્ન કરીશ. અને આપના ચરણકમળમાં સાદર કરીશ."

વિક્રમે શિલ્પીને ઊભો કરતા કહ્યું : " મિત્ર, તુ આજથી અવંતિનો એક શ્રેષ્ઠ પ્રજાજન છે. તારી કળા વધારે ને વધારે વ્યાપક બને અને તારી સાધના અસ્ત ન થાય એટલા ખાતર તુ તારી ભાવનાને આકાર આપતો રહેશે. તારે જે કાંઈ જોશે તે તને રાજ તરફથી મળ્યા કરશે."

રાજસભાએ મહારાજ વિક્રમનો જયઘોષ પોકાર્યો.

બીજે જ દિવસે શિલ્પી અમરદેવને વંશપરંપરાનો ભોગવટો કરી શકે એવું એક ગામ તામ્રપત્ર દ્વારા અર્પણ કરવામાં આવ્યુ અને સાથોસાથ અગિયાર લાખ સુવર્ણમુદ્રાઓ આપવામાં આવી.

નિરાશા અને કંગાલિયતથી પરેશાન થઈ ચૂકેલો શિલ્પી નવું જીવન પામ્યો અને ધન્ય બની ગયો.

બત્રીસ પૂતળીવાળા સિંહાસનની ચમત્કારિક વાતો ચારે દિશાએ ફેલાવા માંડી, અને છએક મહિના પછી તો આ સિંહાસન જોવા માટે અનેક રાજકુમારો, રાજાઓ, રાજપુરુષો, કલાકારો, શિલ્પીઓ, સોદાગરો, શ્રેષ્ઠીઓ વગેરે અનેક લોકો આવવા માંડયા અને સિંધુ દેશના પ્રતાપી રાજાએ પોતાના ગુપ્તચરો મારફત આ સિંહાસનની વાત સાંભળી ત્યારે તેણે મહારાજ વીર વિક્રમ ઉપર નીચે મુજબનો સંદેશો મોકલ્યો. દૂત સાથેના સંદેશ પત્રમાં સિંધુપતિએ જણાવ્યું હતું કે :—

"રાજ રાજેશ્વર માલવપતિ મહારાજ શ્રીમાન વિક્રમાદિત્યના કર કમળમાં આ પત્ર દ્વારા હું સિંધુપતિ રાજા શંખપાદ નિવેદન રજૂ કરું છું કે, આપ શ્રીમાને બોલતી ચાલતી બત્રીસ પૂતળીવાળું એક દિવ્ય સિંહાસન નિર્માણ કર્યું છે. આ સિંહાસનનાં સર્જકને આપે એક ગામ અને અગિયાર લાખ સુવર્ણ મુદ્રાઓ આપી છે, તે હું જાણી શક્યો છું. હું આપને વિનમ્ર ભાવે વિનતિ કરું છું કે આ સિંહાસન આપ મને આપો. એના બદલામાં હું આપને વીસ ગામ, વીસ હાથી, ત્રણસો અશ્વો, ત્રણસો સુંદર અને નવજવાન દાસીઓ અને એક કોટી સુવર્ણ આપીશ મને વિશ્વાસ છે કે, આપ મારી આ માંગણીનો અવશ્ય સત્કાર કરશો, કારણ કે આ સિંહાસનનું મૂલ્યાંકન મેં ઉદારતાપૂર્વક આંકયું છે આપ શ્રીમાન અતિ પ્રસન્ન હૃદયે મારી ભાવનાને સત્કારશો આપ એ પણ જાણતા હશો કે ક્ષત્રિય જે ઇચ્છા કરે છે તે કોઈપણ ભોગે પૂર્ણ કર્યા વગર રહેતો નથી આપને એ પણ ખ્યાલ હશે કે આ જીવનમાં ઘણીવાર નાના પ્રશ્નો અતિ વિરાટ બની જતા હોય છે અને એનું પરિણામ મહા વિનાશમાં આવી પડે છે. આપનું દિવ્ય સિંહાસન એવો જ એક નાનો પ્રશ્ન છે, અને આ પ્રશ્ન મારી ઉદારતાથી હળવો બની જશે અને આપ સહર્ષ મારી

માગણીને સ્વીકારશો એવી હુ આશા રાખુ છુ, જો આપ અન્ય કોઈ શરતે આ સિંહાસન આપવા માંગતા હશો તો મારો દૂત આપની સાથે નિર્ણય કરી લેશે મેં તેને સર્વ વાતે સમજાવ્યો છે ઈતિ."

પવનવેગી સાંઢણી પર આ સંદેશપત્ર સાથે રવાના થયેલો દૂત સાતમે દિવસે માલવની રાજધાનીમાં આવી ગયો. અને પછીને દિવસે રાજસભા સમક્ષ તેણે સિંધુપતિ શંખપાદનો સંદેશપત્ર મહારાજ વિક્રમાદિત્યના કરકમળમાં અર્પણ કર્યો.

મહારાજ વિક્રમાદિત્યે સિંધુપતિનો સંદેશપત્ર મહામંત્રીને અર્પણ કર્યો અને રાજસભાના નિયમ મુજબ એ પત્રનુ વાંચન થયું આખો પત્ર સાંભળ્યા પછી રાજસભા ભારે ચંચળ બની ગઈ. કારણ કે આ પત્રમાં માલવપતિનું અપમાન થાય તેવી માંગણી હતી. સાથો સાથ એક પ્રકારની ધમકી પણ હતી. પરંતુ બધા સભાસદો શિસ્તભંગ ન થાય એટલા ખાતર શાંતિ રાખી રહ્યા હતા. મહારાજ વિક્રમાદિત્યે દૂત સામે જોઈને કહ્યું. "દૂત, મહારાજ સિંધુપતિ ક્ષત્રિય છે. એ વાત તેઓ પણ જાણતા હશે કે કેમ તે એક શંકા છે ! કારણ રાજદંડ, રાજસિંહાસન, રાજસત્તા અને રાજલક્ષ્મી આ ચાર વસ્તુઓ મૂલ્ય આપીને મેળવી શકાતી નથી. તું તારા રાજરાજેશ્વરને કહેજે કે વિક્રમ વેપારી નથી; પણ એક ક્ષત્રિય છે. એટલે આ સિંહાસન કોઈ પણ પ્રકારના મૂલ્યથી આપી શકાય નહિ આ સિંહાસન પાછળ તેના સર્જકની વર્ષોની તપશ્ચર્યા પડી છે તારા રાજાને કહેજે કે મૂલ્ય વસ્તુનું હોય, ભાવના અને તપશ્ચર્યાનુ ન હોય."

રાજદૂતે બે હાથ જોડીને વિનમ્ર સ્વરે કહ્યુ : "કૃપાનાથ, જો દીર્ઘ દૃષ્ટિથી વિચારીએ તો આ બત્રીસ પૂતળીવાળુ સિંહાસન માત્ર એક વસ્તુ છે. અને વસ્તુની આપ લે કરવામા કોઈ પ્રકારનો દોષ નથી. આપ અન્ય કોઈ શરતે જો આપી શકો તેમ હોતો મને જણાવવાની કૃપા કરો."

મહામંત્રીએ ઊભા થઈને કહ્યું. "રાજદૂત, મહારાજ વિક્રમે જે

એક સત્ય તને કહ્યું, તે તારી સમજમાં આવ્યું લાગતું નથી. વસ્તુનો વિનિમય કરવો એ વેપારીનું કામ છે, ક્ષત્રિયનું નથી. અને રાજા શંખપાદે જો ભેટ સ્વરૂપે રાજસિંહાસનની યાચના કરી હોત તો માલવનાથ જરૂર જ એની યાચના પૂર્ણ કરત. કારણ કે એમની પાસે આવનો કોઈ પણ યાચક આજ સુધી નિરાશ થઈને પાછો ગયો નથી. પણ રાજા શંખપાદે પોતાના સંદેશમાં ધમકી આપી છે એ ધમકીનો સ્પષ્ટ અર્થ તું આપી શકે એમ છે ?"

દૂતે મહામંત્રી સામે જોઈને કહ્યું: "મંત્રીશ્વર, મારા સ્વામીએ જે ઈશારો કર્યો છે, એ જરાય અસ્પષ્ટ નથી. પણ આપ જ્યારે એનો સ્પષ્ટાર્થ માગો છો ત્યારે મારે કહેવું પડે છે કે, મહારાજા શંખપાદ, એક બળવાન મહારથી છે. એની ભુજાનુ બળ છેક ગાધાર સુધી વ્યાપ્ત બનેલુ છે તેઓ પોતાની ઈચ્છા પૂરી કરવા ખાતર ગમે તેટલું જોખમ ખેડવા તૈયાર છે. આપ એ વાત તો જાણતા જ હશો કે સિંધુદેશનાં રણશૂરાં સૈનિકો કદી પણ પાછાં પગલાં ભરતા નથી. અમારી અશ્વસેના સંસારના એક આશ્ચર્ય સમાન છે, પરંતુ એક નાના પ્રશ્ન ખાતર બે મિત્ર રાજ્યો વચ્ચે અથડામણ થાય તે શોભાસ્પદ નથી જો આપ આજ્ઞા આપો તો હું આપને આ સિંહાસનના બદલામાં વધુમાં વધુ જે આપી શકાય તે કહેવા તૈયાર છું."

વિક્રમે કહ્યું: "રાજદૂત. મારી શરતોએ આ રાજસિંહાસન પ્રાપ્ત કરવુ હોય તો કરી શકાશે.'

દૂતના મનમાં થયું, સિંધુની સેનાની કીર્તિ સાંભળીને વિક્રમ ઢીલો પડી ગયો લાગે છે. તે હર્ષભર્યા સ્વરે બોલ્યો : "કૃપાનાથ, આપની જે શરત હોય તે જણાવો."

વિક્રમે કહ્યું: 'રાજદૂત, સિંધુપતિને કહેજે તેઓ અત્રે તિમાં પધારે અને પ્રાતઃકાળે હું યાચકોને દાન કરું છું તે વખતે યાચક

બનીને આ ચમત્કારિક સિંહાસનની યાચના કરે હું ઉદારતાથી આ સિંહાસન એમને આપી દઈશ. અથવા તેઓ જે તાકાત પર મુસ્તાક છે તે તાકાત લઈને અહીં પધારે, એનું યોગ્ય સ્વાગત થશે. અને તેઓ પોતાની તાકાત વડે આ સિંહાસનને પ્રાપ્ત કરી શકશે. જો એમને આટલો શ્રમ ન લેવો હોય તો એના સંદેશાનો જવાબ આપવા અને એની તાકાતનું માપ કાઢવા હું પોતે જ આવી પહોંચીશ"

સિંધુપતિનો દૂત કંઈક રોષમાં આવી ગયો અને બોલ્યો : રાજન્! આપે અમારા મહારાજનું ભારે અપમાન કર્યું છે. ક્ષત્રિય કોઈ દિવસ યાચક બનતો નથી. એ પોતાની ઈચ્છા બાવડાના બળે જ પૂરી કરે છે. એટલે આપ સમરાંગણ માટે તૈયાર રહેજો."

ત્યાર પછી રાજદૂતનો પોશાક વડે સત્કાર કર્યો અને તેને વિદાય આપી.

વળતે જ દિવસે મહારાજ વિક્રમાદિત્યે મહાબલાધિકૃતને ચતુરંગિણી સેના તૈયાર કરવાની આજ્ઞા આપી.

## ૪ : : વિજય

રાજા શંખપાદનો દૂત સિંધુની રાજધાનીમાં પહોંચે તે પહેલાં જ અવંતિથી રવાના થયેલો ગુપ્તચર આડે રસ્તે થઈને ઝડપી પ્રવાસ કરીને પહોંચી ગયો હતો, અને શંખપાદની રાજસભામાં દૂત જ્યારે પહોંચ્યો ત્યારે મહારાજા શંખપાદે તેના પ્રત્યે અર્થસૂચક નજરે જોયું. દૂત પોતાની જગ્યાએથી ઊભો થઈ, શંખપાદ પાસે ગયો. મસ્તક

નમાવીને બોલ્યો : " સિંધુપતિનો જય થાવ. આપના સંદેશનો જવાબ મને મળી ગયો છે. આપ આજ્ઞા કરો તે સ્થળે હું વિદિત કરું."

શંખપાદે કહ્યું · " અહીં જ વિદિત કર. એના જવાબમાં એવું શું છે કે આટલો ગભરાયેલો દેખાય છે."

દૂતે કહ્યું : " કૃપાનાથ, સૌ પ્રથમ હું આપને બત્રીસ પૂતળીવાળા સિંહાસનની વાત કરું, ત્યાર પછી રાજા વિક્રમનો જવાબ સંભળાવીશ."

આખી સભા બત્રીસ પૂતળીના સિંહાસનની વાત સાંભળવા દૂત સામે જોઈ રહી સિંધુપતિના મંત્રીએ રાજદૂત સામે જોઈ કહ્યું : " ભૃગુદેવ, શું સિંહાસન અંગેની આપને મળેલી વાત ખોટી છે ? "

ભૃગુદેવે કહ્યું ." કૃપાનાથ, સિંહાસન અંગે આપણે જે કંઈ સાંભળ્યું છે, તે ઘણું ઓછું છે એ સિંહાસન મેં બરાબર જોયું. સોનાની સુંદર અને સજીવ દેખાતી બત્રીસ પૂતળીઓ વિક્રમ જ્યારે સિંહાસન ઉપર બેસે ત્યારે હાવભાવ નૃત્યાદિ કરતી હોય છે અને એ જ્યારે બોલે છે ત્યારે આપણને એમ જ લાગે, આ બત્રીસેય પૂતળીઓ નકલી નહિ, પણ સાચી જ હશે. એનાં અલંકારો વિવિધ રત્નનાં છે. એનાં નયનો બહુ જ તેજસ્વી લાગે છે. અને સમગ્ર સિંહાસન વિવિધ પ્રકારનાં મૂલ્યવાન રત્નો વડે શોભાયમાન બનેલું છે. આવું સિંહાસન મૃત્યુલોકમાં તો ક્યાંય છે જ નહિ, પરંતુ ઈન્દ્ર પાસે હશે કે કેમ એ એક પ્રશ્ન છે આવું સિંહાસન મેળવવું એ તો ભાગ્યની વાત છે કૃપાનાથ ! આવું અદ્દ્ભુત સિંહાસન જોઈને પહેલાં તો મને થયું કે આપશ્રીનો સંદેશો ન આપવો, પણ બીજી જ પળે અને એમ પણ થયું કે આપે જે મૂલ્યાંકન કર્યું હતું, તે યોગ્ય જ હતું, એથી મેં મહારાજ વિક્રમાદિત્યના કરકમળમાં સંદેશો રજૂ કર્યો. આપનું પત્ર મહામંત્રીએ રાજસભા સમક્ષ વાંચ્યું ત્યાર પછી મહારાજ વિક્રમે મને કહ્યું · " રાજદંડ, રાજસિંહાસન, રાજલક્ષ્મી અને રાજસત્તા, આ ચાર વસ્તુઓ મૂલ્ય આપીને મેળવી શકાતી નથી. તેમણે એ પણ

કહ્યું, વિક્રમ વેપારી નથી. ક્ષત્રિય છે. મે મહારાજ વિક્રમને બહુ સારી રીતે સમજાવવા અને કોઈ પણ શરતોએ રાજસિંહાસન આપવાની વિનતિ કરી. મારી વિનતિનો જવાબ ભારે વિચિત્ર મળ્યો છે. હું આપને કહી શકતો નથી, પરંતુ કોઈ પણ કીમતથી સિંહાસન નહિ મળે એમ મને લાગ્યું છે."

શંખપાદ સિંહાસન ઉપરથી ઊભો થઈ ગયો અને તેજભર્યો સ્વરે બોલ્યો : " ભૃગુદેવ! વિક્રમે જે કંઈ કહ્યું હોય તે અચકાયા વગર કહે."

" કૃપાનાથ, રાજા વિક્રમ રોજ સવારે યાચકોને દાન કરે છે, એ વખતે જો આપ યાચક બની સિંહાસનની માગણી કરશો તો તે આપી દેશે. આ એની પહેલી શરત બીજી શરત એ છે કે જો રાજા શંખપાદ આ રીતે સિંહાસન લઈ જવા ન ઈચ્છતો હોય તો એના બાવડાના બળે ખુશીથી લઈ જાય ને વધારામાં એ પણ કહ્યું છે કે આપણો મેળાપ સમરભૂમિમાં થશે, ત્યારે હુ સ્વાગત કરીશ. કૃપાનાથ, ત્યાં જે કંઈ બન્યું એ મે આપ સમક્ષ યથાર્થ રજૂ કર્યું છે. હવે આપને ઉચિત લાગે તે નિર્ણય લઈ શકો છો."

રાજા શંખપાદ વિચારમા પડી ગયો. આખી રાજસભા ત્યારે આવેશમા આવી ગઇ. એક ભાયાતે ઊભા થઈને કહ્યું : " મહારાજ, આ માત્ર આપનુ અપમાન નથી પણ સમગ્ર સિંધુ દેશનુ અપમાન છે. શુ યાચકોને દાન આપીને સસ્તી કીર્તિ મેળવી રહેલો વિક્રમ માને છે કે સિંધુ દેશની રાજપૂતી મરી પરવારી છે?"

સેનાપતિએ ઊભા થઇને કહ્યું : ' રાજરાજેશ્વર, ગઈકાલે ગાદીએ બેઠેલો વિક્રમ કઇ તાકાત પર આટલો ગર્વ કરી રહ્યો છે? શું એ સિંધુપતિને એક સામાન્ય યાચક માની રહ્યો છે? એ બિચારાને ખબર નથી કે સિંધુનો એકએક વીર સો સોને ભારે પડે એવો છે."

મંત્રીએ ઊભા થઇને કહ્યું : " કૃપાનાથ, આ પ્રશ્ન એવો છે કે આપણે દીર્ઘ દૃષ્ટિએ વિચાર કરવો જોઇએ. મને એમ લાગે છે કે એક

સામાન્ય બાબત માટે લોહી વહાવવું તે કરતાં આપણે ફરી વાર દૂતને મોકલીએ અને પ્રયત્ન કરી જોઈએ."

મંત્રીના આ શબ્દો સાંભળીને આખી સભામાં...હો......હો... થવા માંડી. એક ભાયાતે ઊભા થઈને કહ્યું : " મંત્રીશ્વર, આ કોઈ વેપારીનો સોદો નથી. આ તો રાજપૂતી વટનો પ્રશ્ન છે. કોઈ પણ રાજાનું ગૌરવ ખંડિત થાય એટલે એનું જીવતર એળે જાય છે. આપ બુદ્ધિશાળી છો, પણ એ બુદ્ધિ માત્ર રાજવહીવટ પૂરતી હોય છે. માથાં વધેરવાની રમતમાં વણિક બુદ્ધિ કામ ન આવે."

શંખપાદે કહ્યું : " સેનાપતિજી, આપણું સૈન્યદળ કૂચ માટે ક્યારે તૈયાર થઈ શકશે ? "

સેનાપતિ ઉત્તર આપવા જાય તે પહેલાં સમગ્ર રાજસભા જયનાદ પોકારવા માંડી. સભા કંઈક શાંત થઈ ત્યારે સેનાપતિએ ઊભા થઈ કહ્યું : " મહારાજ, આપ આજ્ઞા કરો એટલે ઓછામાં ઓછા પંદર દિવસમાં એક લાખ વીરોની સેના કૂચ માટે તૈયાર થઈ જશે."

શંખપાદે કહ્યું . " એટલા બધા દિવસો લાગશે ? "

" હા કૃપાનાથ, આ તો મેં ઓછામાં ઓછા દિવસો કહ્યા છે. કારણ કે આપણી પાસે દસ હજારની સેના તૈયાર જ છે. પણ માલવ જેવા દેશ પર આક્રમણ કરવું એ નાની વાત નથી. એક લાખની સેના તૈયાર કરવી જોઈએ એના પુરવઠાનો પ્રબંધ કરવો જોઈએ. અને તેના પણ તબક્કા વિચારવા જોઈએ."

શંખપાદે કહ્યું : " તમારી વાત બરાબર છે. તમે સેના તૈયાર કરો યાદ રાખજો. આપણે આજથી પંદરમા દિવસે કૂચ કરવાની છે અને સમગ્ર માલવ દેશને પીંખી નાંખી, વિક્રમના ગર્વને મારા પગ તળે પીસી નાંખવાનો છે."

આખી સભાએ સિંધુરાજનો જયનાદ પોકાર્યો. ગરમ વાતાવરણ

સાથે સભાનુ કામ કાજ પૂરું થયુ. આ સભામાં પ્રેક્ષક તરીકે આવેલો માલવનો ગુપ્તચર પોતાને ઉતારે આવી, તરત જ અવંતિ-જવા વિદાય થયો.

વીર વિક્રમ સમજી ગયો કે શંખપાદ અવશ્ય સમરભૂમિ ઊભી કરશે. એથી તેણે માત્ર એક સપ્તાહમાં વીસ હજાર સૈનિકોની એક ચતુરંગી સેના સિંધુ દેશ તરફ સાબરી કરી દીધી અને પોતે પણ સાથે ગયો. માલવ દેશની સરહદ એક સ્થળે સિંધુની સરહદ સાથે મળતી હતી, કારણકે મરૂદેશના રાજાઓ વિક્રમને આધીન હતા. વિક્રમ જેમજેમ પોતાની સેના સાથે આગળ વધતો ગયો તેમતેમ તેના મિત્ર રાજ્યોની કેટલીક સેના સાથે ભળતી ગઈ. અને જ્યારે તે જેસલમીરના રેતાળ પ્રદેશમાં પહોંચ્યો ત્યારે તેનો ગુપ્તચર સામો મળ્યો અને સઘળી વાત મહારાજ વિક્રમ સમક્ષ નિવેદિત કરી. વિજયની સેના લગભગ ત્રીસ હજારની થઈ ગઈ હતી. માલવપતિ ખૂબ જ સમૃધ્ધ હોવાથી એના પુરવઠાને સારો વેગ મળી રહ્યો હતો, એટલુ જ નહિ, પરંતુ જરૂર જણાય તો બીજી વીસ હજારની સેના તરત જ કૂચ કરી શકે એમ હતી.

અહીં સિંધુ દેશમાં પંદર દિવસ થઈ ગયા, પણ એક લાખની વિરાટ સેના તૈયાર થઇ શકી નહિ, માત્ર વીસ હજારની સેના તૈયાર થઈ શકી રાજા શંખપાદે આટલી સેના લઇને કૂચ કરવાનો નિરધાર કર્યો. પરંતુ સેનાપતિ અને સેનાનાયકો આટલી ઉતાવળ કરવામાં સંમત થઈ શક્યા નહિ અને વધુ આઠ દિવસ થોભી જવાનુ નક્કી કર્યું.

રાજા શંખપાદ પોતાની રાજધાનીમાંથી કૂચ કરે તે પહેલાં જ માલવપતિની સેના સિંધુ પ્રદેશમાં દાખલ થઈ ગઈ અને આ સમાચાર સિંધુરાજના કાન પર અથડાયા એટલે તે જેટલી સેના તૈયાર હતી તેટલી લઈને વિક્રમનુ સમરાંગણમાં સ્વાગત કરવા રવાના થઇ ગયો.

સિંધુ દેશની રાજધાનીથી માત્ર ચાલીસ કોસ દૂર બંને

સેનાઓ સામાસામી આવી ગઈ. વિક્રમે એક દૂત મારફતે સંદેશો મોકલાવ્યો, કે રાજા શંખપાદ ક્ષમા માંગીને પાછો ચાલ્યો જાય તો મારે કોઈ પ્રકારનું વેરઝેર છે નહિ અને સિંધુ દેશને મિત્રરાજ્ય માનવા હું તૈયાર છુ. નાની બાબતો માટે વિનાશ સર્જવો એ ક્ષાત્રત્વની શોભા નથી પણ આ સંદેશાનો જવાબ શંખપાદે પોતાની તલવાર વડે દૂતનું કાંડું કાપીને આપ્યો, અને વળતે જ દિવસે સંગ્રામ ખેડાઇ ગયો. માત્ર ચાર જ દિવસના યુદ્ધમાં સિંધુપતિની સેનાને પીછેહઠનાં પગલાં ભરવાં પડ્યાં. એટલુ જ નહિ, પણ માલવ દેશનાં કેળવાયલાં અને શિસ્તબદ્ધ સૈનિકોની તલવાર વડે હજારો સિંધુવીરો મોતને ભેટ્યા અથવા ઘાયલ થઈને નકામા બની ગયા

રાજા વિર વિક્રમે પોતાના સેનાનાયકો સાથે મંત્રણા કરીને રાજા શંખપાદને જીવતો પકડી લેવાનો નિર્ધાર કરી લીધો અને જેમ વાવાઝોડુ ભયંકર રૂપ ધારણ કરીને ધસે તેમ ભાગી રહેલી સિંધુપતિની સેના પાછળ માલવપતિએ દોટ મૂકી, અને સાતમે દિવસે શંખપાદ પોતાના સેનાપતિઓ સહિત પકડાઈ ગયો. સિંધુ દેશના લગભગ બાર હજાર સૈનિકો મહારાજ વીર વિક્રમને શરણે આવી ગયા મહારાજ વીર વિક્રમનો જયનાદ ગૂંજવા માંડ્યો અને રાતના વખતે માલવપતિની વિરાટ શિબિરમાં રાજા શંખપાદને તેના સેનાનાયકો સહિત રજૂ કરવામાં આવ્યો.

વિશાળ સમિયાણામા વીર વિક્રમ પોતાના સાથીઓ સાથે જાણે કશુ નથી બન્યુ એવા ભાવસહિત બેઠો હતો. એમની સામે શંખપાદ તેના સેનાનાયકો સાથે બંધનાવસ્થામાં ઊભો હતો વિક્રમના સેનાપતિએ ઊભા થઈ, મહારાજ વિક્રમ સામે જોઈને કહ્યું. " કૃપાવતાર, પોતાના બાવડાની તાકાત પર માલવની જનતાને પીખી નાખવાના સ્વપ્ન સેવતા રાજા શંખપાદને આપની સામે ખડો કરવામાં આવ્યો છે."

વિક્રમે નીચું મસ્તક રાખીને ઊભા રહેલા શંખપાદ સામે જોઈને

પોતાના મહાપ્રતિહાર અજયને કહ્યું : "અજય, રાજા શંખપાદને બંધન મુક્ત કરો."

તરત જ મહાસેનાપતિએ કહ્યું : "કૃપાનાથ, આપ આ કેવા પ્રકારની આજ્ઞા કરો છો?"

વિક્રમે હસીને કહ્યું : "સેનાપતિજી, ક્ષાત્રધર્મને શોભે એ પ્રકારની આજ્ઞા કરું છુ. આપણો આશય કોઈનો પ્રદેશ આંચકી લેવાનો નથી. આ તો રાજા શંખપાદને ક્ષાત્રધર્મનો પાઠ આપવાની ફરજ છે. આપણે આ કાર્ય કર્યું છે."

ત્યાર પછી વિક્રમે શંખપાદ સામે જોઈને કહ્યુ : "શંખપાદ, તારા પ્રદેશમાં આવ્યા પછી મારા એકપણ સૈનિકે કોઈ પણ નાગરિકની છેડતી કરી નથી, તેમ કોઈ પણ ગામમાં લૂંટફાટ ચલાવી નથી. તારો ઈરાદો મને ગમી ગયો હતો. તું એક લાખની સેના સાથે માલવની પ્રજાને પીંખી નાંખવા તૈયાર થયો હતો, પણ તને એક વાત સમજાણી નહિ. માલવની પ્રજાએ અથવા મે તારુ કોઇ અહિત કર્યું નથી. આમ છતાં તને જે આ દુષ્ટ વિચારો આવ્યા તે ખરેખર ઉત્તમ રાજવી માટે શોભાસ્પદ નથી. રાજન, તુ જો સમજી શક્યો હો અને ભવિષ્યમાં આવું ગાંડપણ ન કરવાનો નિશ્ચય કરતો હો તો હુ તારી રાજધાની સુધી આવવા ઇચ્છતો નથી, કારણ કે મારે કોઈના રાજ્યની ભૂખ નથી. કોઇની સંપતિની ભૂખ નથી. કોઈનુ અકલ્યાણ કરવાની ભાવના પણ નથી. શાંતિ, ધર્મ અને સદાચારના આશ્રયે રહીને તુ તારુ રાજ્ય ભોગવે એ મારી ભાવના છે કહે તુ શુ ઇચ્છે છે?"

શંખપાદ વિક્રમની આવી ઉદારતા જોઈને ગળગળો થઈ ગયો અને ભારે સ્વરે બોલ્યો : "મહારાજ, આપે મારા પર મહાન કૃપા કરી છે. જો આપે મને આ બોધપાઠ ન આપ્યો હોત તો મારું ગાંડપણ મારા જ નાશનું કારણ બનત. હુ આપને શપથ લઈને વચન આપું છું કે, ધર્મ, સદાચાર અને શાંતિપૂર્વક હું રહીશ."

વિક્રમે ઊભા થઇને શંખપાદને હૈયા સરસો લઇને કહ્યું : " રાજન, તું મુક્ત છો. એક વાત યાદ રાખજે. માનવીનો ગર્વ માનવીને માટીમાં મેળવી દીએ છે. આ નાનકડા સંગ્રામમાં તારે પક્ષે ઘણી ખુવારી થઈ છે. મારા પક્ષે પણ ચૌદસો જવાનો વીરગતિને પામ્યા છે. પણ હું મને થયેલા નુકસાનનો કોઈ બદલો લેવા માંગતો નથી. તારા પકડાયેલા શરણે આવેલા સૈનિકોને પણ મુકત કરવામાં આવશે."

શંખપાદ નવજવાન વિક્રમનાં ચરણમાં નમી પડ્યો અને બોલ્યો " કૃપાનાથ, આપે મને ક્ષમા આપી છે. આપે મારા ઉપર મોટો ઉપકાર કર્યો છે. આપે મારી આંખ ખોલી નાંખી છે. એનો બદલો હું કોઈ જન્મમાં આપી શકું એમ નથી, પરંતુ આપે મારી એક પ્રાર્થના સ્વીકારવી પડશે."

વિક્રમે હસીને કહ્યું : " મિત્ર, તારે બત્રીસ પૂતળીવાળું રાજ-સિંહાસન જોઈતું હોય તો મોકલી આપું."

"નહિ...મહારાજ...નહિ, એવા સિંહાસનો યોગ્યતા વગરના માનવીને બોજારૂપ થઈ પડે. હું તો બીજી જ પ્રાર્થના કરવા માગું છું."

વિક્રમે પ્રશ્નભરી નજરે શંખપાદ સામે જોયું. શંખપાદે કહ્યું : " મહારાજ, આપ રાજધાનીમાં પધારો. મારી બહેન લીલાદેવી, સુંદર શાંત અને સુયોગ્ય છે, એનો હાથ આપના હાથમાં સોંપીને ધન્ય બનવા માગું છું."

શંખપાદની આ ભાવભરી પ્રાર્થનાનો ઇન્કાર કરી શકાયો નહિ. વિક્રમાદિત્ય પોતાની સેના સહિત શંખપાદ સાથે સિંધુ દેશની રાજધાનીમા ગયો, અને સિંધુની જનતાએ વિક્રમાદિત્યનું ઘણા જ ઉલ્લાસપૂર્વક સ્વાગત કર્યું.

ત્રીજે દિવસે ઘણા જ ઠાઠમાઠ સાથે શંખપાદે પોતાની બહેન લીલાદેવીનું વિક્રમની સાથે લગ્ન કર્યું અને એકની એક બહેનના

3

દાયજામાં ગામો, હાથી, ઘોડા, દાસ-દાસીઓ, અંલકારો, સુવર્ણમુદ્રાઓ અને વીસ ગામો અર્પણ કર્યાં. આઠ દિવસ પર્યંત રાજધાનીમાં રહીને નવમે દિવસે વિક્રમાદિત્ય પોતાની અજેય સેના સાથે અને નવવધૂ સાથે માલવ તરફ વિદાય થયો.

## ૫ : : આચાર્ય સિદ્ધસેન દિવાકર

સિંધુરાજ શંખપાદ ઉપર વિજય મેળવ્યાના અને એની બહેન લીલાદેવી સાથે લગ્ન કર્યાના સમાચાર અવંતિમાં પહોંચી ગયા હતા. અને લોકો પોતાના ધીર અને ઉદાર રાજવીના આગમનની પ્રતીક્ષા કરી રહ્યા હતા.

અને જે દિવસે વીર વિક્રમ અવંતિથી સાત કોસ દૂર રહ્યો. દિવસે હજારો પૂરવાસીઓ પોતાના પ્રિય રાજવીને ઉમળકાભેર લેવા માટે એ તરફ રવાના થયા.

અને બીજા દિવસના પ્રથમ પ્રહરે જનતાના અપૂર્વ ઉત્સાહ સહિત વીર વિક્રમે નવવધૂ સાથે અવતિમાં પ્રવેશ કર્યો. રાજભવનમાં ગયા ત્યારે બંને રાણીઓએ પોતાના સ્વામીને અને નવી રાણીને ઉત્તમ પ્રકારની પુષ્પ માળાઓ આરોપી.

સિંધુપુરના વિજયની વાત નગરીમાં ઘરઘરનો ખોરાક થઈ પડી. આબાલ વૃદ્ધ સર્વને પોતાના પ્રિય રાજવી પ્રત્યે ઘણો જ પ્રેમભાવ પ્રગટયો હતો અને એ પ્રેમભાવ વ્યક્ત કરવા માટે લોકોએ આઠ દિવસ સુધી વિજય ઉત્સવ ઉજવ્યો.

આનંદ–મંગળ અને હાસ્ય પરિહાસમાં લગભગ એક મહિનો નીકળી ગયો. એક દિવસ વીર વિક્રમ પોતાના પ્રિય હાથી પર બેસીને અને મહામંત્રી ભટ્ટમાત્રને સાથે રાખીને ક્ષિપ્રા નદીના તટ પાસે આવેલા એક ઉદ્યાન તરફ ગયો.

સામેથી એક તેજમૂર્તિ સાધુ હાથમાં એક કાષ્ઠપાત્ર લઈને શાંતભાવે ચાલ્યા આવતા હતા. એ મહાપુરુષની દૃષ્ટિ જમીન તરફ હતી. એના પ્રત્યે ભટ્ટમાત્રની નજર જતાં જ વિક્રમ સામે જોઈને કહ્યું: "કૃપાનાથ! સામેથી ચાલ્યા આવતા મહાત્માને આપ ઓળખો છો?"

વિક્રમે એ તરફ નજર કરી: મુનિરાજ એ વખતે ચાલતા ચાલતા એક વૃક્ષ પાસે પડેલા પથ્થર પર બેસી ગયા. વિક્રમે કહ્યું: "હું ઓળખતો નથી, પરંતુ આકૃતિ પરથી કોઈ તેજમૂર્તિ લાગે છે."

ભટ્ટમાત્રે કહ્યું: "મહારાજ, એથી એ મહાન છે."

"હુ સમજ્યો નહિ!"

"સ્વામી, વર્તમાન કાળના તેઓ સર્વજ્ઞ સમાન છે. એટલું જ નહિ, પણ વિદ્વતામાં અજોડ છે. અને તેઓ પોતાને સર્વજ્ઞ પુત્ર તરીકે ઓળખાવે છે."

મંત્રીના આ શબ્દો સાંભળીને વિક્રમ ચમક્યો. અને આસ્તેથી બોલ્યો: "તો તો આપણે એની પરીક્ષા કરીએ."

હાથી નજીક આવ્યો ત્યારે બન્ને જોઈ શક્યા. એમનો કોઈ શિષ્ય પણ ધીરેધીરે આવતો લાગે છે. વિક્રમની આજ્ઞાથી માવતે ગજરાજને ઊભો રાખ્યો. મહાપુરુષની નજર તો ધરતી પ્રત્યે હતી. તેને હજી સુધી ઊંચી નજર કરી ન હતી. વિક્રમે મનમાં જ વંદના કરી. એ જ વખતે એ મહાપુરુષે પોતાનો એક હાથ ઊંચો કરી મધૂર સ્વરે કહ્યું: "ધર્મલાભ."

વિક્રમ આશ્ચર્ય ભર્યા ભાવે બોલ્યો : " મહાત્મન, શું આપે મને ધર્મલાભ આપ્યો ? મેં આપને વંદના તો કરી નથી. "

" મહાપુરુષે પ્રસન્ન વદને વિક્રમ સામે જોઈ મધૂર સ્વરે કહ્યું : " રાજન, વદનાના બે પ્રકાર છે. એક કાયિક વંદના બીજી માનસિક વદના. બન્ને વદના વખતે સાધુએ ધર્મલાભ આપવો જોઇએ. તેં ભલે કાયાથી વદના નથી કરી. "

આ શબ્દો સાભળીને વિક્રમ અને ભટ્ટમાત્ર હાથી પરથી નીચે ઊતરી ગયા. અને મુનિવર સામે જઈને ત્રિવિધ વદન કર્યાં. અને પ્રશ્ન કર્યો. " આપનું શુભ નામ હું જાણી શકુ ? "

મુનિએ મધૂર સ્વરે કહ્યું, " મને સહુ સિદ્ધસેન દિવાકર કહે છે."

ભટ્ટમાત્ર બોલી ઊઠ્યો : " ઓહ, આ તો અવતિના મહાભાગ્ય ! મહાન આચાર્ય સિદ્ધસેન દિવાકર મુનિનાં દર્શન કરીને અમે ધન્ય બન્યા. આપનો નિવાસ ઉદ્યાનમાં જ છે ને ? "

મુનિએ મસ્તક નમાવીને હા જણાવી.

આ સમયે એનો શિષ્ય પણ આવીને ઊભો રહી ગયો હતો. વિક્રમે મહામત્રીના કાનમા કહ્યું : " તમે સત્વર રાજભવનમાં જાવ અને સવાલક્ષ સુવર્ણમુદ્રાઓ લઈને ઉદ્યાનમાં આવો. હું આચાર્ય ભગવત સાથે ઉદ્યાનમા જઉ છું."

મહામંત્રી તરત જ હાથી ઉપર બેસીને વિદાય થયો અને વીર વિક્રમ આચાર્ય સિદ્ધસેન દિવાકરસૂરિ સાથે ઉદ્યાન તરફ ચાલતો થયો.

આચાર્ય જે ઉદ્યાનમા ઊતર્યા હતા, તે લગભગ એક કોસ દૂર હતુ શાતિથી ચાલતા ચાલતા તેઓ નગરી પાસે આવેલા ઉદ્યાનમાં પહોચી ગયા. વિક્રમના મનમાં હતુ કે મહાપુરુષ કંઈક વાત કરશે. પરંતુ આચાર્ય ભગવંત મૌન જ રહ્યા હતા ઉદ્યાનમાં આવેલી એક પર્ણકુટિર પાસે તેઓ પહોચ્યા ત્યારે વિક્રમ જોઈ શક્યો કે બીજા પણ ચારપાંચ સાધુઓ અહીં બિરાજે છે. આસન પાથરીને આચાર્ય

સિદ્ધસેન દિવાકરસૂરિ નીચે બેસી ગયા. આ વખતે નગરીમાંથી કેટલાક શ્રાવકો પણ આવી પહોંચ્યા હતા પોતાના મહારાજાને આ રીતે સાથે આવેલ જોઈ, શ્રાવકોને આશ્ચર્ય થયું હતુ. બધા શ્રાવકોએ વિધિવત વંદાદિ કર્યા પછી એમની સામે ધરતી પર બેસી ગયા. આચાર્ય મહારાજા વિક્રમ સામે જોઇ ને કહ્યુ : "રાજન, સંસારમાં સુખ–દુઃખ, હર્ષ–આનંદ, ઉચિત–અનુચિત વગેરે અનેક દ્વંદ્વો પડેલાં જ છે સંસારી લોકો આ દ્વંદ્વોમાં એટલા બધાં સપડાઈ જતાં હોય છે કે, તેઓ ઇચ્છતા હોય છતાં મુક્તિ મેળવી શકતા નથી. પરંતુ જો સંસારીજન પોતાના પ્રત્યેક કાર્યમાં ધર્મ દૃષ્ટિનો ઉપયોગ કરે, તો દ્વંદ્વોની જાળ આપો-આપ ભેદાઈ જતી હોય છે. રાજન, ધર્મ જેવો કોઈ રક્ષક નથી, વિશ્રામ નથી, કે સન્મિત્ર નથી દુઃખની કાળી વેદનાઓ જીવનને પરેશાન કરી રહી હોય અથવા રોગની યાતનાઓ માનવીને કંપાવી રહી હોય અથવા ચિંતાઓનો બોજ માનવીને પીસી રહ્યો હોય ત્યારે ધર્મ એ જ એનુ મોટામાં મોટુ રક્ષણ છે. એથી જ દરેક મહાત્માઓએ અને શાસ્ત્રકારોએ ધર્મને વળગી રહેવાનુ જણાવ્યું છે. રાજન્, ધર્મી માણસને દુઃખ ન હોય કે વેદના ન હોય, એવું બનતું નથી. કર્મનો વિપાક સહુને ભોગવવાનો હોય છે, પરંતુ જે માનવી ધર્મને પોતાનો સાચો સાથી બનાવી શક્યો હોય છે, તે માનવી ગમે તેવાં સંકટો સામે પણ ધૈર્ય-પૂર્વક ટકી શકે છે."

વીર વિક્રમ અને અન્ય શ્રાવકો મહારાજશ્રીની આ વાણી સાંભ-ળીને મુગ્ધ બની ગયા હતા. સંતપુરુષો કોઈ દિવસ કોઈ ને કડવા વેણ કહેતાં નથી અને જે વસ્તુ હિતકારી હોય છે તે જ કહે છે. મહારાજશ્રી આ રીતે પ્રાસંગિક ઉપદેશ આપીને મૌન થયા, ત્યારે એક શ્રાવકે બે હાથ જોડીને પ્રાર્થના કરી "ભગવંત, આપ ત્રણ દિવસ થયા ઉદ્યાનમાં બિરાજો છો, હવે આપ કૃપા કરી થોડા દિવસો માટે નગરીમાં પધારો."

સૂરિશ્રીએ કહ્યું : "હું નગરીમાં આવવાનો જ છું, પરંતુ ચાર દિવસ પછી .."

શ્રાવક કંઈ કહેવા જાય તે પહેલાં જ મહામંત્રી ભટ્ટમાત્ર એક રથમાં બેસીને ઉદ્યાનમાં દાખલ થયો. તેની પાછળ એક બીજો રથ પણ હતો અને કેટલાક અશ્વારોહિઓ હતા. સૌની નજર એ તરફ ગઇ. થોડી જ વારમાં મહામંત્રી નજીક આવી ગયો અને રથમાંથી નીચે ઊતરી સાથેના સેવકોને આજ્ઞા કરી: "સુવર્ણ મુદ્રાઓની થેલીઓ લઈને આવો.'

બીજા રથમાંથી મહાદેવી કમળાવતી અને રાણી કલાવતી નીચે ઊતર્યાં અને જ્યાં મુનિરાજ બેઠા હતા તે તરફ અગ્રસર થયાં. મહામંત્રી મહારાજ વિક્રમ પાસે આવી મુનિરાજને નમન કરી નીચે બેસી ગયા.

વિક્રમે ધીમેથી પૂછ્યું : "લઈ આવ્યા?"

મહામંત્રીએ માથું નમાવીને હા કહી. બંને રાણીઓ પણ મુનિરાજને વંદન કરીને એક તરફ બેસી ગઈ. મુનિરાજે ધર્મલાભ આપ્યા. તે જ વખતે પાંચ સેવકો સુવર્ણમુદ્રાની થેલીઓવાળા થાળ લઈને આવી પહોંચ્યા. વિક્રમે ઊભા થઇ સુરિવર સામે બે હાથ જોડી વિનમ્ર સ્વરે કહ્યું : "ભગવંત, આટલું મારા તરફથી સ્વીકારો."

આચાર્ય ભગવંતે આછા હાસ્ય સહિત વિક્રમ સામે જોયું અને કહ્યું : "શું છે?"

"સુવર્ણ મુદ્રાઓ!"

"રાજન, સાધુને અને સોનાને કોઈ દિવસ મેળ ખાય નહિ અમારે મન તો સોનું અને માટી બંને બરાબર હોય છે અને જે વસ્તુમાં અનંત દુઃખના અથવા અનંત સંસારનાં મૂળ પડ્યાં હોય તે વસ્તુથી અમે દૂર જ રહીએ છીએ."

વિક્રમે કહ્યું : "ભગવંત, આપ આનો ગમે તે સદ્‌ઉપયોગ કરી શકશો."

"ભાઈ, કંચન અને કામિનીનો અમે સર્વથા ત્યાગ કર્યો છે. એક વાર ત્યાગેલી વસ્તુનો સ્પર્શ પણ અમે કરી શકતા નથી. એટલે તું તારુ સુવર્ણ પાછું લઈ જા."

વિક્રમે ભાવભર્યા સ્વરે કહ્યું : "ભગવંત, આપ તો બધુ જાણો છો. આ સુવર્ણ મનથી મે આપને અર્પણ કરી દીધુ છે, એટલે હું પાછું કેવી રીતે લઇ જઈ શકુ ? એક વાર આપેલી વસ્તુ પાછી લેવી એ શોભાસ્પદ નથી."

મુનિરાજ આછું હસ્યા અને બોલ્યા : "રાજન, જેમ આપેલું તું પાછુ લઈ શકતો નથી, તેમ છોડેલાને અમે સ્પર્શ કરી શકતા નથી. અમારે શરીર ટકાવવા ખાતર આહાર લેવાનો હોય છે અને તે પણ માધુકરીને. અમારે જે વસ્ત્રો પહેરવાના છે, એ પણ જીર્ણ હોય છે અને કોઈ પ્રકારનો પરિગ્રહ રાખી શકતા નથી એટલે તુ એમ કર, આ ધન અવંતિના શ્રાવકોને આપી દેજે. તે લોકો જીર્ણોદ્ધારમાં આનો ઉપયોગ કરશે."

મુનિશ્રીની આવી ત્યાગવૃત્તિ જોઈને વિક્રમ આશ્ચર્યચકિત બની ગયો. વિક્રમની માતા જૈન મતાવલંબી હતી અને બાલ્યકાળમાં માતાના સંસ્કારો મળ્યા હતા. પરંતુ છેલ્લા કેટલાક સમય થયાં તે રાજકાર્ય અને રાજસુખમાં પડી ગયેલો હોવાથી જૈન દર્શનના સંસ્કાર હળવા થઈ ગયા હતા. પહેલાં તે રાત્રિ ભોજન પણ નહોતો કરતો, એ પાળી શકાતું નહોતુ. પરંતુ આજ મુનિશ્રીની ત્યાગવૃત્તિ જોઈને એના હૈયામાં ભારે ભાવનાનો ઉત્સવ થઈ રહ્યો હતો. તે ભાવભર્યાં સ્વરે બોલ્યો : "ભગવંત, આપની ઇચ્છા મુજબ આ સુવર્ણ હુ અહીંના શ્રાવકોને આપી દઇશ પરંતુ આપને હું શુ આપુ ? કૃપાળુ, મારા અંતરમાં એક ભાવના જાગી છે."

મુનિશ્રી આછુ હસ્યા અને બોલ્યા. "પુરુષ શ્રેષ્ઠ, તારા મનોભાવ હું સમજી ગયો છુ. પણ અમે તારુ ધન નથી લઇ શકતા

તો તારું રાજ કેવી રીતે લઈએ? રાજન, અમારે કશું ન ખપે. જે માનવીને જીવન–મરણ પર જય મેળવવો છે, તે માનવીએ જીવન–મરણના કારણ પર પહેલાં જય મેળવવો જોઈએ. રોગથી નિવૃત્ત થવા માટે ઔષધિ કરતાં પણ પથ્યનું મહત્ત્વ વધારે હોય છે, એ રીતે અમારાં પથ્ય ઘણા આકરાં છે."

ભટ્ટમાત્રે ઊભા થઈને કહ્યું : "ભગવંત, રોગ વગર આવું આકરું પથ્ય શા માટે પાળો છો?"

મુનિશ્રીએ ભટ્ટમાત્ર સામે જોઇને પ્રસન્ન સ્વરે કહ્યું : "બુદ્ધિના અશ્વ પર બેસીને રળવાની જેને રાત–દિવસની આદત હોય છે, તેને અશ્વના પગ તળે શું છે, તે જોઈ શકાતું નથી. દેહના રોગ કરતાં ભવનો રોગ અતિ ભયંકર છે. દેહના રોગથી તો ઉપચાર વડે મુક્તિ મેળવી શકાય, પણ ભવરોગ દૂર કરવા માટે જાગરણનું પથ્ય પાળવું જ પડે છે તારા રાજાના હૃદયમાં એક ઉમળકો આવી ગયો અને માળવાનું આ રાજ્ય મને આપી દેવાનો વિચાર આવ્યો. પણ અમે ધરતી પર ચાલનારા ત્રણેય ઋતુના તાપ–પરિતાપ સહનારા અને દિશાઓનું ઓઢણું ઓઢીને ફરનારા રાજપાટ કે સુખને ક્યાં સાચવીએ?"

વિક્રમે બે હાથ જોડીને કહ્યું : "મહાત્મન, મારા ઉપર આપે કંઇક તો ઉપકાર કરવો પડશે. મારી ભાવનાને આપે ગમે તે ઉપાયે સત્કારવી પડશે."

મહારાજશ્રી વિચારમાં પડી ગયા. એમને એક પ્રસંગ યાદ આવ્યો. તેઓ વિહાર કરતાં કરતા અવંતિ તરફ આવી રહ્યા હતા ત્યારે માર્ગમાં ૐકારપુર નામનું એક નગર આવેલું આ નગરીમાં શ્રાવકોના છસો ઘર હતાં, પરંતુ બ્રાહ્મણોનું પરિબળ એટલું બધું વિરાટ હતું કે, તેઓ શ્રાવકોને જિનમંદિર બાંધવા દેતા ન હતા. આથી શ્રાવક પરિવારોને આરાધનામાં ભારે અંતરાય પડતી હતી.

ૐકારપુરના શ્રાવકોએ આચાર્ય ભગવંત સમક્ષ પોતાના દુઃખની વાત કરી હતી. અને જણાવ્યું હતું, આપ અવંતિ પધારો છો તો મહારાજ વિક્રમાદિત્યને જો આપ અમારી વાત કહેશો અને તેઓની સહાય પ્રાપ્ત કરશો તો અહીં વસતા છસો શ્રાવક પરિવારો શ્રી જીનેશ્વર ભગવંતની આરાધના કરવા ભાગ્યશાળી બની શકશે મહારાજશ્રીએ તે વખતે જેવો સમય, તેમ કહેલુ. આજ આ પ્રસંગ તેમને યાદ આવ્યો. તેઓ બોલ્યા. "રાજન, સંસારમાં મોટામાં મોટો ઉપકાર જો કોઇ પણ હોય તો તે લોકોને ધર્મમા સ્થિર રહેવાનાં સાધનો પૂરાં પાડવાનુ છે. તારા રાજ્યમાં ૐકારપુર નામની એક નગરી છે ને?"

વિક્રમે કહ્યું: "હા, કૃપાવંત .."

મહારાજશ્રીએ કહ્યુ. "એ નગરીમાં શ્રાવકોના છસો પરિવાર રહે છે. પરંતુ ધર્મારાધનાનું કોઈ સ્થળ તેઓ પાસે છે નહિ તો તુ એમ કર. એ નગરીમાં એક ભવ્ય જીનપ્રાસાદ બનાવ. લોકો ધર્મ પાળશે અને તારી કીર્તિ દિવ્ય બનશે."

વિક્રમે તરત જ કહ્યું "ભગવંત, ૐકારપુરમાં હુ એક ભવ્ય જીનાલય બંધાવીશ. આપે મારી ભાવનાનો આ રીતે સત્કાર કરીને મારા જીવતરને ધન્ય બનાવ્યુ."

આચાર્યશ્રીએ પ્રસન્ન મુદ્રા વડે વિક્રમ સામે જોયુ. ત્યાર પછી સૌ વિદાય થયા. વિક્રમ પણ પોતાની બન્ને પ્રિયાઓ સાથે એક રથમાં બેઠો. રથ ગતિમાન થયો ત્યારે કમલા રાણીએ કહ્યું · "સ્વામી, આપે આજે ઘણુ ઉત્તમ કાર્ય કર્યું છે."

વિક્રમે કહ્યુ: "પ્રિયે, આમ છતાં મારા મનમાં એક અસંતોષ તો રહી ગયો છે."

"કઇ વાતનો?"

"પ્રિયે, મહારાજશ્રીએ પોતાના અંગત ઉપયોગ માટે કોઈ વસ્તુ ન સ્વીકારી."

"સ્વામી, જૈન મુનિવરો સર્વ ત્યાગના પથે જ ચાલતા હોય છે. અંગત સુખ–સગવડો માટે તેઓ કોઈ કામના રાખી શકતા નથી."

આ રીતે બન્ને પ્રિયાઓ સાથે વાતો કરતો વિક્રમ રાજભવનમાં પહોંચ્યો.

અને એ જ દિવસે ૐકારપુર નગરીના સૂબા ઉપર એક આજ્ઞાપત્ર વિક્રમે મહામંત્રીને કહીને રવાના કર્યું. એ આજ્ઞાપત્રમાં વિક્રમે જણાવ્યું હતું કે, ૐકારપુર નગરમાં જે કંઈ મંદિરો હોય તે બધા કરતાં ભવ્ય, વિરાટ અને કલાથી સમૃદ્ધ બનેલું એક જૈન મંદિર તત્કાળ બનાવવાનું છે. આ અંગેની વિશેષ સૂચનાઓ એકાદ સપ્તાહમાં રવાના કરવામાં આવશે. તે દરમિયાન ત્યાંના શ્રાવક સંઘને પૂછીને તેઓની ઇચ્છા હોય તે સ્થળે મંદિર માટેની પવિત્ર ભૂમિ નક્કી કરી લેશો."

## ૬ : : પ્રાયશ્ચિત્ત અને પરીક્ષા !...!

નદીનાં વહેણ અટકી જાય તો એનું જળ બગડી જાય છે. માટે જ. "વહેતા પાણી નિર્મળાં," એમ કહેવાય છે. એ જ રીતે વેલડી જો વધે નહિ, અને દેખાય નહિ તો એનું રૂપ માર્યું જાય છે, ગૌરવ હણાઈ જાય છે. એથી જ 'વધતી ભલેરી વેલ' એમ કહેવાય છે. એ જ રીતે સાધુ પુરુષો, સંન્યાસીઓ, મહાત્માઓ, મુનિવરો કોઇ પણ સ્થળે સ્થિરવાસ કરતાં નથી, એ જુદા જુદા સ્થળે વિહરતા જ હોય છે. એક માત્ર ચાતુર્માસનો કાળ એમને કોઈ એક સ્થળે વિતાવવો પડે છે.

જો મહાત્માઓ અને ત્યાગીઓ કોઈ પણ એક સ્થળને પોતાનુ નિવાસ-સ્થાન બનાવે તો એના ત્યાગમાં કલંક લાગે છે, કારણ કે જેમણે સર્વસ્વનો ત્યાગ કર્યો છે તેઓ કોઈ ગામ, કોઈ નગર કોઈ સ્થાન, કોઈ સંબંધીઓ અથવા કોઇ સમાજ પ્રત્યે મોહનું બંધન બાંધી શકતા નથી. એથી જ શ્રવણ સંસ્કૃતિના આરાધકો મુનિવરો નગરીમાં અથવા એવા કોઈ સ્થળે શેષકાળ દરમિયાન વધારે સમય રોકાઈ શકતા નથી. રાગ અને વિરાગને કોઇ દિવસ મેળ ખાય નહિ, તે જ રીતે ત્યાગને અને બંધનને પણ બને નહિ.

અવંતિના શ્રાવકોની વિનંતીને માન આપીને મહાપ્રતાપી આચાર્ય સિદ્ધસેન દિવાકરસુરિ નગરીના ઉપાશ્રયમાં માત્ર પાંચ દિવસ રોકાયા અને છઠ્ઠે દિવસે તેઓ મગધ તરફ વિદાય થયા.

મહાપુરુષો આવે છે ત્યારે એનો પ્રભાવ એટલો પથરાઈ જાય છે કે, એમની વાણી સાભળનારાઓ ઘણી વાર મુક્તિ માર્ગના પ્રવાસી બની શકે છે, અથવા તે ત્યાગના ભાવિક બની શકે છે. અવંતિનાં હજારો નર–નારીઓએ આચાર્ય ભગવંતનો ઉપદેશ સાંભળીને અનેક પ્રકારનાં વિવિધ વ્રતો ધારણ કર્યાં હતાં.

મહારાજ વિક્રમાદિત્ય માત્ર એક જ વખત પોતાની પ્રિયાઓ સાથે ઉપદેશામૃત સાભળવા આવી શક્યો હતો. કારણ કે રાજ્યના એક મહત્ત્વના કાર્ય અંગે તેને પ્રવાસે જવુ પડ્યું હતું. પરંતુ રાણી કમલાવતી અને રાણી કલાવતી પાંચેય દિવસ પર્યંત મહાપુરુષની વાણી સાંભળવા આવ્યાં હતાં અને તે બન્નેએ જૈનદર્શનનાં કેટલાક વ્રતો સ્વીકાર્યાં હતા

સંસારમાં સૌની કૂચ કોઈ પણ વખતે થભી હોય છે. પરંતુ કાળની કૂચ વણથભી જ હોય છે. ગમે તે સંજોગો હોય, ગમે તેવુ ક્ષેત્ર હોય પણ કાળ એક પળ માટે પાછું વળીને જોતો નથી, અથવા તો વિસામો લેવા ય રોકાતો નથી.

દોઢ વર્ષનો સમય આંખના પલકારામાં નીકળી જાય છે. વીર વિક્રમે આ દોઢ વર્ષમા અગિયાર રાજાઓનાં મનનુ મર્દન કર્યું હતું અને લાખો લોકોના આશીર્વાદ પ્રાપ્ત કર્યાં હતા. તેની કીર્તિ ચારે તરફ અખંડ દીપક માફક અવિરામ ભાવે પ્રકાશ વેરી રહી હતી. હજારો નર–નારીનાં દુ:ખ દૂર કરવામા વીર વિક્રમે ખૂબ ધન ખર્ચ્યું હતુ. તે માનતો હતો કે ધનનો સંગ્રહ કરવામાં આવે તો ધન માટી બની જાય છે અને ધનનો સદ્વ્યય કરવામાં આવે તો ધન અભરે ભરાય છે.

આ દોઢ વર્ષના ગાળામાં વીર વિક્રમે નવી બાવીસ પત્નીઓ કરી. એટલે કુલ પત્નીઓનો તે સ્વામી બન્યો. એમાં એક પત્ની દેવી સુકુમારી ભુલાઈ ગઈ હતી. તે પોતાના પિતા મહારાજ શાલિવાહનના આશ્રયે રહેતી હતી અને પુત્રને ઉછેરી રહી હતી.

વિક્રમ સ્વસ્થ હતો, તેજસ્વી હતો, જુવાન હતો અને કીર્તિરૂપી અશ્વ પર બિરાજેલો હતો, એટલે ઘણી રાજકન્યાઓ વિક્રમનાં વખાણ સાંભળીને મનથી જ એને વરી બેઠી હતી. આથી એવી રાજકન્યાઓનાં કહેણ આવે એટલે વિક્રમને પાણિગ્રહણ કરવા જવું પડતું.

આ તરફ આચાર્ય ભગવંત સિદ્ધસેન દિવાકરસૂરિ મગધનું એક ચાતુર્માસ કરીને પોતાના ગુરુદેવને મળવા પ્રતિષ્ઠાનપુર તરફ વિહાર કરી રહ્યા હતા. માર્ગમાં ૐકારપુર નગરી આવી અને ચાતુર્માસનો કાળ પણ નજીક આવ્યો એટલે તેઓ ત્યાં ચાતુર્માસ નિમિત્તે રોકાઈ ગયા. તેઓએ ત્યાં જોયુ. સેંકડો કારીગરોના અને સ્થાનિક શ્રાવકોના અવિરત પ્રયત્ને એક ભવ્ય જીનાલય લગભગ તૈયાર થઈ જવા આવ્યું હતુ. ચાતુર્માસ પૂરો થઈ ગયા પછી આચાર્ય ભગવંતના વરદ હસ્તે એ ભવ્ય જીનાલયમાં ભગવાન ઋષભદેવ પ્રભુની એક સુંદર ભવ્ય પ્રતિમાની પ્રતિષ્ઠા થઈ.

આ ચાતુર્માસ દરમિયાન તેમના મનમાં એક વિચાર આવેલો. તેઓ જોઇ શકયા હતા કે પ્રાકૃત ભાષા ધીરેધીરે ધસાઈ રહી છે અને સંસ્કૃત ભાષા વધારેમાં વધારે વિકસી રહી છે, અને પ્રચાર પામી રહી છે. આ સંયોગોમા જો શ્રી જીનેશ્વર ભગવંતના મુખ્ય સૂત્રો સંસ્કૃત વડે મઢવામાં આવે તો વધારે લોકભોગ્ય બને. આ વિચારનું પહેલુ પ્રતિબિંબ શ્રી નવકારમંત્રનાં સંસ્કૃતકરણમાં ઉતાર્યું. ત્યાર પછી તેઓના મનમાં થયું. બધાં આવશ્યક સૂત્રો આ રીતે તૈયાર કરવાં જોઈએ. અને આ કાર્ય સત્વરે બને એ ભાવના સાથે તેઓ પોતાના ગુરુદેવ વૃદ્ધવાદિ સુરીન્દ્રની આજ્ઞા લેવા પ્રતિષ્ઠાનપુર તરફ વિદાય થયા. માર્ગમાં સમયનો અપવ્યય ન થાય અને ચાતુર્માસ પહેલા ત્યાં પહોંચી જવાય એ ગણતરીએ તેઓશ્રીએ પોતાના શિષ્યો સાથે વિહાર ઝડપી કર્યો અને તેઓશ્રી ધારેલા સમય કરતાં બે મહિના અગાઉ ગુરુદેવ પાસે પહોચી ગયા તેઓએ પોતાના પરમ ઉપકારી ગુરુદેવને ઘણા જ ભાવપૂર્વક વંદન કર્યાં.

આચાર્ય ભગવંતશ્રી વૃધ્ધવાદિસૂરિ તે કાળના એક સમર્થ જ્ઞાની, તપસ્વી અને તેજસ્વી મહાપુરુષ હતા. તેમના હૃદયમાં સિદ્ધસેન દિવાકર પ્રત્યે ખૂબ વાત્સલ્ય હતું. કારણ કે તેઓ સમજતા હતા કે આચાર્ય સિદ્ધસેન એક દિવસે જૈનદર્શનની જયપતાકા સમગ્ર રાષ્ટ્રમાં ઊડતી કરશે અને સમગ્ર પ્રજામાં અધ્યાત્મવાદનાં અમૃત ભરશે.

ગુરુદેવની આ ભાવના નક્કર સ્વરૂપ લઈ રહી હતી. :જે સમયે તેઓએ બાળક સિધ્ધસેનને શિષ્ય તરીકે અપનાવ્યો હતો, તે જ સમયે તેઓએ સિદ્ધસેનની ચળકતો આખોમાં આ સ્વપ્ન નિહાળ્યું હતુ.

ચારેક દિવસના વિશ્રામ પછી શ્રી સિધ્ધસેન દિવાકરસૂરિએ પોતાના ગુરુદેવને વિનયાવનત ભાવે કહ્યું : " ગુરુદેવ, ગયા ચાતુર્માસમાં મને એક વિચાર આવ્યો છે "

ગુરુદેવે પ્રસન્ન નજરે પોતાના પ્રિય શિષ્ય સામે જોઇ તેના

મસ્તક પર હાથ ફેરવી કહ્યું : "કયો વિચાર આવ્યો છે?"

"આપણાં જે આવશ્યક સૂત્રો છે, તેને લોકભોગ્ય બનાવવા ખાતર સંસ્કૃત ભાષામાં ફેરવવાં જોઈએ કારણ કે આજે સંસ્કૃત ભાષા વધારે સુંદર, સમૃધ્ધ અને સંપૂર્ણ બની ગઈ છે. પ્રાકૃત ભાષા એના જેટલી સુવાચ્ય સુંદર નથી. મે પ્રયોગરૂપે મહામંત્રનું રૂપાંતર કર્યું છે."

ગુરુદેવ ગંભીર બની ગયા. એ પળ પછી તેઓએ મૃદુ સ્વરે કહ્યું: "એ રૂપાંતર મને કહે."

સિદ્ધસેન દિવાકરસૂરિ ઉલ્લાસભર્યા સ્વરે બોલ્યા : "નમોર્હંત સિદ્ધાચાર્યોપાધ્યાય, સર્વસાધુભ્યે નમ: ગુરુદેવ, નવકાર મંત્રનું આ ટૂંકુ સ્વરૂપ કેટલુ સુમધુર લાગે છે. બોલવામાં સરળ અને સહજ છે. સાથોસાથ ગોખવામા પણ સરળ છે એટલે જો આપ મને આજ્ઞા આપો તો હુ આપના આશીર્વાદથી આ કાર્ય શરૂ કરુ."

ગુરુદેવ ગંભીર વિચારમાં પડી ગયા, અને થોડીવાર પછી ગંભીર સ્વરે બોલ્યા : "હે મહાભાગ, તારો આ વિચાર અતિ દોષ ભરેલો છે. સંસ્કૃત ભાષા ગમે તેટલી સમૃદ્ધ હોય તો પણ આમ જનતાની ભાષા પ્રાકૃત જ છે અને આપણા તીર્થંકર ભગવંતોએ અલ્પ બુદ્ધિવાળા જીવોની સરળતા ખાતર ચૌદપૂર્વ આદિ અનેક શાસ્ત્રો આ ભાષામાં જ રચ્યાં છે અને સર્વશાસ્ત્ર પારગામી શ્રી ગૌતમસ્વામી આદિ ગણધર ભગવંતોએ પણ તીર્થંકર ભગવંતની વાણીને એ જ રીતે રાખી છે. દિવાકર, આ વિચાર કરીને તે ભારે અન્યાય કર્યો છે. તીર્થંકર ભગવંતની વાણીને અન્ય ભાષામાં પરિવર્તન કરવાથી તે વાણીનુ બળ અને તેજ નષ્ટ થાય છે. એટલું જ નહિ, પણ એમનો અર્થ બોધ વિમુખ થવાનો સંભવ છે. સર્વજ્ઞ ભગવંતોની વાણીનુ પરિવર્તન મારા તારા જેવા છદ્મસ્થ માનવીઓ કયા અધિકારે અને કઈ યોગ્યતાએ કરી શકે? વત્સ, તે જે મહામંત્રનુ

પરિવર્તન કર્યું છે, એમાં ચાર પદનો વિચ્છેદ થાય છે, એટલું જ નહિ પણ મહામંત્ર પાછળ રહેલું માંત્રિક અને આધ્યાત્મિક બળ હણાઇ જાય છે. નવકાર મંત્ર તો અનેક યુગોની આરાધનાનું એક મહા પ્રતીક છે. એનાં એકએક અક્ષર પાછળ હેતુ અને ગૌરવ પડેલાં છે. એ સિવાય યંત્રશાસ્ત્રની દૃષ્ટિએ મહામંત્ર જેવો સંપૂર્ણ મંત્ર વિશ્વમાં બીજો એકપણ નથી. તારી રચનાથી આ મહામંત્ર ખંડિત બને છે. સિદ્ધસેન, તેં ભયંકર અપરાધ કર્યો છે. તારા અપરાધનું જો પ્રાયશ્ચિત્ત કરવામાં નહિ આવે તો તેં પ્રાપ્ત કરેલું જ્ઞાન વકારગ્રસ્ત બની જશે અને તારું ભાવિ ભારે કરુણ થશે."

સિધ્ધસેન દિવાકરસૂરી તરત જ ગુરુદેવના ચરણમાં ઢળી પડચા અને ગદ્‌ગદ સ્વરે બોલ્યા : "કૃપાળુ, આપે મારા અજ્ઞાનરૂપી ભેદોને ખોલી નાખ્યા છે આપની વાત સાચી છે. ખરેખર મારા હાથે અક્ષમ્ય અપરાધ થઈ ગયો છે, ભગવંત, મને આ અપરાધરૂપી દાવાનળમાંથી બચાવી લેવા કૃપા કરો."

આચાર્ય ભગવંતે મહાન શિષ્યના મસ્તક પર વાત્સલ્યભર્યો હાથ ફેરવતાં કહ્યું : "સિધ્ધસેન, હું તારો ગુરુ છું, માટે તું ભાવનાવશ નથી બન્યો ને ?"

'ના, ગુરુદેવ, મને સત્યનું દર્શન થયું છે. જે રીતે આપે મને અગાધ સંસારના વિરાટ ભ્રમણમાંથી ઉગારી લીધો હતો, તેમ આ દોષરૂપી મહાધનમાંથી પણ ઉગારી લ્યો. આનું જે પ્રાયશ્ચિત્ત હશે તે કરવા હું તૈયાર છું. કારણ કે મારો આવતો જન્મ કથળી પડે અને મારાથી થનારા દોષના કારણે હજારો જીવો અજ્ઞાનના આરાધક બને એવું નથી ઇચ્છતો."

આચાર્ય ભગવંતના નયનોમાથી શિષ્યની આ ભાવના જોઈને પ્રસન્નતાનાં બે અશ્રુઓ આશીર્વાદનાં ફૂલ બનીને સિદ્ધસેન દિવાકરસૂરિના મસ્તક પર ખરી પડચા. તેઓ મધુર સ્વરે બોલ્યા : "હે મહાભાગ, પ્રાયશ્ચિત્ત ઘણું જ કઠોર છે."

"ગમે તેવુ હશે તો પણ હુ એને મસ્તકે ચડાવીશ"

ગુરુદેવ વિચારમાં પડી ગયા. એક પળ માટે એમના હૃદયમાં ઝણઝણાટી પ્રસરી ગઈ. આવા મહાન શિષ્યને પ્રાયશ્ચિત્ત આપવુ જ પડશે. કર્તવ્ય પોતે જ કઠોર હોય છે. અને કર્તવ્યના માર્ગે ચાલનારાઓને કડવા ઘૂંટડા પ્રસન્ન મનવડે પીવા પડે છે. તેઓ બોલ્યા: "સિદ્ધસેન, તારે બાર વર્ષ પર્યંત આ મુનિવેશનો ત્યાગ કરી, અવધૂતનો વેશ ધારણ કરી એકલા ભારતવર્ષમાં ભ્રમણ કરવાનુ છે અને કોઈ મહાન રાજાને પ્રતિબોધ પમાડી જૈન દર્શનમાં સ્થિર કરી તારે પુનઃ તારા સ્થાને આવી જવાનું છે. વત્સ, આ તારુ પ્રાયશ્ચિત્ત છે."

સિદ્ધસેન દિવાકરસૂરિએ અતિ ઉમંગથી ગુરુદેવે આપેલા પ્રાયશ્ચિત્તને અંતઃકરણમાં ધારણ કરી લીધુ અને કહ્યું. "ઉપકારી, આપે મને બળતાને બચાવ્યો છે, ડુબતાને તાર્યો છે. આ પ્રાયશ્ચિતનો આરંભ હું આજથી જ કરીશ."

ગુરુદેવ શિષ્યને ભેટયા અને બોલ્યા: "મારી શુભ ભાવનાઓ તારી સાથે જ છે."

એ જ દિવસે મધ્યાહ્ન પછી આચાર્ય સિદ્ધસેન દિવાકરસૂરિ એક કોપીન અને એક ભગવી કથા ધારણ કરીને પોતાની તમામ કીર્તિ એક તરફ હડસેલી કર્તવ્યમાર્ગે ચાલ્યા ગયા.

આ તરફ રાજા વીર વિક્રમ કીર્તિના શિખર પર પહોંચી ગયો હતો અને અનેક નવયૌવના રાણીઓ સાથેના વૈભવવિલાસમાં રસતરબોળ બની ગયો હતો

માનવી જ્યારે કીર્તિ અને વૈભવના શિખર પર પહોંચે છે ત્યારે તે પોતાને મહાન માનવા લાગે છે. વિક્રમની માતા તરફથી મળેલો જૈનધર્મનો આદર્શ લગભગ ભુલાઈ ગયો હતો. અને પિતાના શૈવ દર્શનમા વધુ ને વધુ રસ લેતો થઈ ગયો હતો. એની ઘણી ખરી રાણીઓ શિવભક્ત હોવાથી તેની અસર વિક્રમના ઉપર પણ પડી.

આમ છતાં તેને અન્ય કોઈ ધર્મ પ્રત્યે અભાવ નહોતો. એની પ્રજા ધર્મપાલનમાં સ્વતંત્ર હતી. પરંતુ શૈવોનું પરિબળ ઉત્તરોત્તર વૃદ્ધિ પામી રહ્યું હતું અને કીર્તિના શિખર પર ઊભા રહેલા વીર વિક્રમને એમ પણ થતું કે, આજે કંઈ પ્રાપ્ત કરી શક્યો છુ તે મારા પુરુષાર્થનુ ફળ છે. ગર્વની આવી એક રેખા તેના મસ્તકમાં રમવા માંડી. આ છતાં તેની દાન ભાવના, કોઈના દુ:ખમા ભાગ લેવાની ભાવના અને પરોપકાર કરવાની ભાવના જરાયે ખંડિત નહોતી થઈ.

એક દિવસ વીર વિક્રમ રાજભવનના ઉદ્યાનમા આવેલા એક બેઠકગૃહમાં પોતાના મંત્રીઓ, સુભટો સાથે ગોષ્ઠિ કરતો બેઠો હતો, તે વખતે એક પરદેશી અતિ સુંદર, તેજસ્વી અને શુભ લક્ષણવાળા બે અશ્વો સાથે મહારાજ વિક્રમનાં આ ગોષ્ઠિગૃહ પાસે આવ્યો

દ્વાર પાસે ઊભેલા મહાપ્રતિહારે પરદેશીને પ્રશ્ન કર્યો: "કેમ ભાઈ, કોનુ કામ છે?"

પરદેશીએ કહ્યું: "માલવનાથની પ્રશંસા સાંભળીને હુ આ દિવ્ય અશ્વરત્નો વેચવા આવ્યો છુ."

મહાપ્રતિહારે આ સમાચાર મહારાજ વીર વિક્રમને આપ્યા. વીર વિક્રમને ઉત્તમ અશ્વો પ્રત્યે ભારે અનુરાગ હતો એટલે તેઓ પોતાના મંત્રીઓ અને મિત્રો સાથે અશ્વોનું નિરીક્ષણ કરવા બહાર આવ્યા.

અશ્વો જોતાં જ આંખને ગમી ગયા. બંને અશ્વો ઉત્તમ લક્ષણો વાળા હતા. બંને અશ્વોની કાયા પર પંચ કલ્યાણક હતા. પોતાની અશ્વ શાળામા હજારો અશ્વ હતા પરંતુ આવો એક પણ અશ્વ નહોતો. વિક્રમે મહામંત્રી સામે જોયુ. મહામંત્રીએ કહ્યુ: "મહારાજ અશ્વો ઘણાં સુંદર છે. પરંતુ એની સાચી પરીક્ષા તો આપ જ કરી શકો. કારણ કે અશ્વશાસ્ત્રમાં આપ નિષ્ણાત છો."

વિક્રમે મહાબલાધિકૃત સામે જોયુ. મહાબલાધિકૃતે ઉત્સાહ ભર્યા

સ્વરે કહ્યું: "કૃપાનાથ, બંને અશ્વોમાં કોઈ પ્રકારની ખોડ દેખાતી નથી. આવા અશ્વો તો દેવ કોટિના ગણાય છે."

વિક્રમે બંને અશ્વો ખરીદી લીધા અને પરદેશીને માગ્યા કરતાં પણ વધારે મૂલ્ય આપ્યું. બે સેવકો બંને અશ્વોને અશ્વશાળામાં લઈ ગયા.

ગોષ્ટિઘરમાં ગયા પછી એક સુભટે કહ્યું : "કૃપાનાથ, અશ્વો તો ઘણાં ઉત્તમ છે. પરંતુ એક વાર પરીક્ષા કર્યા પછી લીધા હોત તો ઉચિત ગણાત."

વિક્રમે કહ્યું : "હવે અશ્વો તો આપણા જ છે. ગમે ત્યારે એની પરીક્ષા કરી શકીશું. બાકી આપણે છેતરાયા નથી." સૌએ વિક્રમના આ શબ્દોને વધાવી લીધા અને બીજે જ દિવસે એક અશ્વની પરીક્ષા કરવાનું નક્કી કર્યું.

બીજે દિવસે મધ્યાહ્ન પછી, કેટલાક મંત્રીઓ, મિત્રો, સુભટો અને રક્ષકો સાથે વીર વિક્રમ એક અશ્વ લઈને નગરીની બહાર ગયો સૌએ વિચાર એવો કર્યો હતો કે નગરીની બહારના મેદાનમાં અશ્વની ગતિ, ચાલ વગેરેનું મહારાજાએ જ પરીક્ષણ કરવું.

અને આ વાત નગરીમાં પણ પ્રચાર પામી હોવાથી સેંકડો માણસો નગરી બહાર એકત્ર થઈ ગયા હતા.

વિક્રમના અશ્વપાલે અશ્વને બરાબર તૈયાર કર્યો હતો અને મહાપ્રતિહાર તથા અન્ય દેહ રક્ષકો પણ મહારાજની સાથે જ રહેતા પોતાના અશ્વો સહિત આવ્યા હતા.

વીર વિક્રમ તેજસ્વી અશ્વરાજ પર એક છલાંગે સ્વાર થઇ ગયા. અને ચંચળ અશ્વ બે પગે ઝાડ થઇને નૃત્ય કરવા માંડ્યો.

બધાં દર્શકો ધન્ય ધન્યનો નાદ કરવા લાગ્યા.

મહાપ્રતિહાર અને દેહ રક્ષકો પણ પોતાના અશ્વો પર સ્વાર થઈ ગયા.

અને વીર વિક્રમે તેજસ્વી અશ્વને ગતિમાન કર્યો. અશ્વ ચમકયો. તેનુ લોહી થનગનવા માંડયુ અને જેમ વ ટોળિયો ગતિ પકડે તે રીતે વાયુવેગે અશ્વે ગતિ પકડી. આ ગતિ જોઈને બધાં દર્શકો અવાક અને આશ્ચર્ય મુગ્ધ બની ગયા. વાહ...વાહ...શુ અશ્વ છે! જાણે વાયુની પાંખે ન ઊડતો હોય! શી ગતિ છે! જાણે કમાનમાંથી છૂટેલુ તીર ન જતું હોય!

દર્શકોના મનમાં એમ હતું કે વીર વિક્રમ અશ્વનુ એક ચક્કર લગાવી હમણાં જ પાછા આવી જશે, પણ અશ્વ તો વાયુવેગે આંખ સામે જે રસ્તો દેખાતો હતો, તે રસ્તે ઊડી રહ્યો હતો અને તેની પાછળ ગયેલા મહાપ્રતિહાર અને દેશ રક્ષકો એટલા અભિભૂત બની ગયા હતા કે થોડી જ પળોમા અશ્વ પોતાના રાજાને લઈને દૃષ્ટિ-મર્યાદાથી અગોચર થઈ ગયો

અશ્વની ગતિ ઘણી જ તેજ હતી. વિક્રમને પણ આ ગતિ ખૂબ જ ગમી ગઈ હતી. તેને એમ થતુ કે આ અશ્વ ઉપર ગમે તે સ્થળે જવુ હોય તો સમયનો ઘણો બચાવ થાય, અને કોઈ પણ ધાર્યું કામ કરી શકાય.

પણ - આ શુ ..? અશ્વ પાછો કાં ન વળે! વિક્રમ જેમ જેમ અશ્વને રોકવાનો અને પાછો વાળવાનો પ્રયત્ન કરતો હતો, તેમ તેમ અશ્વની ગતિ વધારે ઝડપી બની જતી હતી.

એક ઘટિકા, બે ઘટિકા, ચાર ઘટિકા ..અરે...સૂર્ય અસ્તાચળ તરફ ઊતરવા માંડયો, છતા અશ્વની ગતિ એવી ને એવી રહી. અશ્વ કઇ દિશાએ જાય છે, એનો પણ ખ્યાલ વિક્રમને આવતો નહોતો. કારણ કે જો જરાક ધ્યાન ચુકાય તો અશ્વ પરથી ફગોળાઈ જવું પડે. અશ્વ એક વનપ્રદેશમાં દાખલ થઈ ગયો હતો અને આડા માર્ગે જઇ રહ્યો હતો વિક્રમના તમામ પ્રયત્નો અશ્વે નિષ્ફળ બનાવ્યા હતા.

રાત પડી. વનપ્રદેશમા અંધકાર વ્યાપવો શરૂ થયો. અશ્વ

ખરેખર હાંકતો હતો, છતાં એની ગતિને જરાય છોડતો નહોતો. હવે તો વિક્રમ પણ થાકીને પરેશાન બની ગયો હતો. આવી એકધારી ગતિમાં પ્રવાસ કરવો એ સામાન્ય વાત નહોતી.

અને વનપ્રદેશના કોઈ અગોચર ભાગમાં થાકેલો અશ્વ એકાએક ઊભો રહી ગયો તરત જ વિક્રમ અશ્વ પરથી ઊતરી ગયો.

અશ્વ ધ્રૂજતો હતો એનો શ્વાસ માતો નહોતો. અને તૃષાથી ભારે વ્યાકુળ બન્યો હોય એમ લાગતું હતું. વિક્રમ પણ થાકી ગયો હતો. તે એક વૃક્ષના ઓથે વિશ્રામ લેવા જાય તે પહેલાં જ અશ્વ ધરતી પર ઢળી પડયો. અને તેનો પ્રાણ વળતી પળે ઊડી ગયો. વિક્રમે આ દ્રશ્ય જોયું પરંતુ તેનું માથું ભમતું હતુ તૃષાથી કંઠ સુકાતો હતો, ક્ષુધા પણ લાગી હતી અને તે વૃક્ષ પાસે જ મૂર્છિત થઈ ગયો.

તેની પાછળ આવતા મહાપ્રતિહાર અને રક્ષકો કઈ દિશાએ હતા, અને કેટલે દૂર હતા એની કલ્પના કોણ કરે?

## ૭ : ગર્વનો નશો..!

જે વખતે રાજા વિક્રમને લઈને અશ્વ જતો હતો તે વખતે પોતાના ઘર તરફ જઈ રહેલો એક ભીલ અશ્વને જોઈ ચમકેલો. અને તે તેની પાછળ જાય તે પહેલાં જ અશ્વ ઊભો રહી ગયેલો અને અશ્વ પરનો અશ્વાર નીચે ઊતરી ગયેલો. ભીલના મનમાં થયું, કોઈ મુસાફર ભૂલો પડયો લાગે છે, અથવા તો અશ્વ ચમકીને નાઠો લાગે છે. આમ વિચારી તે અશ્વ તરફ અગ્રસર થયો અને થોડા કદમ

ચાલતાં તેને અશ્વને ઢળી પડતો જોયો અને તે નજીક પહોંચ્યો ત્યારે અશ્વારને પણ નીચે પડતો જોયો. ભીલના આશ્ચર્યનો પાર ન રહ્યો. એમ કેમ બન્યું હશે? તે સફાળો અશ્વ પાસે પહોચ્યો. જોયું તો અશ્વ મરી ગયો હતો, અને અસ્વાર મૂર્છિત થયેલો જણાયો.

એક પળનોય વિલબ કર્યા વગર ભીલ દોડતો નજીકના એક ઝરણા પાસે પહોંચ્યો. અને ખભે રાખેલુ ફાળિયુ પાણીમા પલાળી દોડતો પાછો આવ્યો. મૂર્છિત થયેલા તેજસ્વી જુવાનને સાવધ કરવા ખાતર તેણે આખ-મુખ પર ફાળિયુ નીચોવી નીચોવીને પાણીની ધાર કરવા માંડી. શીતળ જળનો સ્પર્શ થતા જ થોડી પળોમાં વીર વિક્રમ સચેત થયો. તેણે આખો ખોલી આસપાસ નજર કરી. ભીલે કહ્યું: "ભાઈ, તું બેઠો થા. તારા ચહેરા ઉપર ભૂખ અને તરસનો પરિતાપ દેખાય છે. મારું રહેઠાણ નજીકમાં જ છે તું મારી સાથે ચાલ."

વિક્રમ બેઠો થયો. તેણે ભીલ સામે જોઈને, પડી ગયેલા અશ્વ તરફ નજર કરી. ભીલે કહ્યું: "ભાઈ, તારો અશ્વ તો મારી ગયો છે. તું ભૂલો પડયો છે કે આ રસ્તે કોઈ કામે જતો હતો?"

વિક્રમે કહ્યું : "આ કયુ સ્થળ છે, ભાઈ?"

આ તો રાજા વીર વિક્રમનું મહાવન છે પણ આ તરફ કોઈ વટેમાર્ગુ આવતા નથી તું કયાં રહે છે?"

વિક્રમે ભીલ સામે પ્રસન્ન નજરે જોઈને કહ્યું : "ભાઈ, જેનું આ વન છે. તે જ હું પોતે વિક્રમ છુ. અશ્વની પરીક્ષા કરવા નીકળ્યો હતો અને અશ્વ તીર વેગે, ભાગવા જ માડયો. કોઈ ઉપાયે રોકાયો નહિ. અવંતિથી હુ કેટલે દૂર આવ્યો છું તેની પણ મને કલ્પના નથી."

પોતાના રાજાને જોઈને ભીલનુ હૃદય નાચી ઊઠયુ. એણે કહ્યું : "મહારાજ, અવંતિ અહીંથી પચાસ કોસ દૂર છે. આપ મારે આંગણે પધારો."

વિક્રમ ઊભો થયો અને ભીલની પાછળ પાછળ ચાલવા લાગ્યો.

લગભગ ચારેક દંડ દૂર જતાં જ એક ટેકરી દેખાણી. રાત્રિનો અંધકાર હતો, છતાં ભીલની આંખો ટેવાયેલી હતી. તે બોલ્યો. "મહારાજ, સામે દેખાય એ ટેકરીમાં મારી ગુફા છે. ત્યાં આપને આરામ મળશે"

થોડીવાર ચાલ્યા પછી બન્ને ટેકરી ઉપર ચડવા માંડયા અને ગુફા જેવું દેખાયું. ગુફામાથી ઓછો પ્રકાશ આવતો હોય એમ વિક્રમને દેખાયુ. બન્ને ગુફામાં દાખલ થયા. ત્યાં કંઈ ગાદલાં-ગોદડાં હતા નહિ, એક ખાટલી હતી. એ ઢાળીને ભીલે વિક્રમને બેસાડયો અને ગુફાના એક ખૂણામાં રાંધણુ કરી રહેલી ભીલડી તરફ જોઈને ભીલે કહ્યું: "અલી, સાભળ્યુ, આજ આપણે ત્યાં માળવાના ધણી મે'માન થયા છે. ઝટ પાણી લાવ અને રાંધણુ કંઈક સારુ કરજે"

ભીલડી ઊભી થઈ. પાણીનો મોરિયો અને માટીનુ રામપાતર લઈને રાજા વિક્રમની સામે આવી. રાજાએ શીતળ જળનુ પાન કર્યું. જાણે બત્રીસેય કોઠે દીવા થઈ ગયા. ઉપરાઉપર ચાર-પાંચ રામપાતર ભરીને પાણી પીધું. ત્યાર પછી ભીલડી સામે જોઈને કહ્યુ : "બહેન આટલામા બીજા પરિવારો રહે છે કે કેમ?'

ઉત્તર આપતા ભીલડી શરમાણી ચૂલામા જે તાપ સળગી રહ્યો હતો, એના પ્રકાશમા વિક્રમ જોઈ શક્યો કે, ભીલ અને ભીલડી બને અતિ પ્રેમાળ અને સજ્જન છે ભીલે કહ્યુ : "મહારાજ, અહીં તો હું અને મારી ધણીઆણી બે જ છીએ પણ એકાદ કોસના ગાળામા બીજા ત્રણ પરિવારો રહે છે. આ વનમા સિંહ-વાઘનો ભય ભારે હોવાથી અમારે આવી ગુફાઓમા રહેવું પડે છે."

વનવાસી ભીલના જીવનની વાતો સાભળવામા વીર વિક્રમને ઘણો રસ પડયો. તે વિવિધ પ્રશ્નો કર્યે જતો હતો, અને ભીલ એના ઉત્તર આપ્યે જતો હતો. ભીલડી ચૂલા પાસે પહોંચી ગઈ.

એના મનમા થતું કે, આપણે આગણે આપણો રાજા આવ્યો છે અને આપણી પાસે સાધવા સિવાય બીજુ કંઈ છે નહિ, થોડા

બાજરાનો લોટ પડ્યો છે, અને ચૂલા પર રાબ રંધાઇ રહી છે. પણ હવે શું થાય? અત્યારે તો કંઈ મળે જ નહિ. આમ વિચારી તેણે બે રોટલાનો લોટ બાંધ્યો. જારની ખારી રાબ પાકી ગઇ. એટલે તેણે બે રોટલા ટીપી નાખ્યા.

સોનાના પાત્રમાં જેને જળ માગતાં દૂધ મળતું હતું અને ભોજનમાં બત્રીસ ભાતની વાનગીઓ પીરસાતી હતી, છત્રીસ છત્રીસ નવજવાન પત્નીઓ રહેતી, તે વિક્રમને આજ રામપાતરનું પાણી ઘણું જ મધુર લાગ્યું હતુ અને ભૂખ તો એવી કકડીને લાગી હતી કે, ત્યારે જે કંઈ રાંધણું હોય ઈ સામે આવે

બન્ને રોટલા થઈ ગયા એટલે ભીલ રાણીએ પોતાના ધણીને ઈશારાથી નજીક બોલાવ્યો અને કહ્યું: "આ રાબ અને રોટલા સિવાય કંઈ નથી. સાથવાનો લોટ છે, પણ ગળ નથી. આટલામાંથી દૂધેય પણ મળી શકે એમ લાગતુ નથી."

ભીલે કહ્યું: "ઓલો લસણનો મસાલો છે કે નહિ?"

"હા, થોડોક પડ્યો હશે. એમ તો સુકાઈ ગયેલા મરચાંય હશે."

"ઠીક, તઇ જે હોય ઈ ઝટ લાવ, રામપાતરમાં રાબ કાઢ, રોટલા પાટલે રાખશું." એમ કહીને ભીલ વિક્રમ પાસે ગયો. ભીલરાણીએ ગરમ રાબનાં રામપાતર ભર્યાં. એક પથ્થરના પાટલા ઉપર રોટલા અને મસાલો મૂક્યાં. રાજા વિક્રમ અને ભીલ બને જમવા બેઠા. રોટલો એવો જાડો અને મજબૂત હતો કોઈના કપાળમા માર્યો હોય તો ઢીમડુ થઈ જાય. પણ આ રોટલો આજ વિક્રમને એટલો મીઠો લાગતો હતો કે, એ મીઠાશ આગળ રાજભવનનાં પકવાન્નો અને મિષ્ટાન્નો જાણે કોઈ હિસાબમાં નહોતાં. જે રાબ કારાગારમાં કેદીઓ પણ ન લઇ શકે તે રાબ વિક્રમને અમૃત જેવી લાગતી હતી. રાબમાં કશું ન હતું, માત્ર જારનો લોટ, પાણી અને મીઠું.

માનવીને જ્યારે ભૂખ લાગી હોય છે ત્યારે ગમે તેવું ભોજન

મધુર જ લાગે છે. ક્ષુધા વગર જમવાનુ હોય ત્યારે લલચાવનારી વાનગીઓ બનાવવી પડે છે.

વિક્રમે બે મોટા રામપાતર ભરી રાબ ખાધી અને પોણો રોટલો ઉદરસ્થ કર્યો. આટલો ખોરાક એણે છેલ્લાં કેટલાય વરસોથી લીધો ન હતો...

ભીલે મહારાજને હાથ ધોવડાવ્યા. પાણી આપ્યુ. ભલે પણ વાળુ કરી લીધુ હતું. પાછળ જે કંઈ વધ્યુ હતુ તે ભીલરાણીએ લીધુ. ભીલરાણીએ એક બોયુ સળગાવીને મૂક્યું હતુ. આ લાકડું એવા પ્રકારનુ હતુ, કે ધીરેધીરે આખી રાત બળ્યા કરે અને એ અગારનો આછો પ્રકાશ આવ્યા કરે.

વિક્રમને આજ ખૂબ જ થાક લાગ્યો હતો. અહીથી અવતિ પહોચવું કેવી રીતે એ પણ એક સવાલ હતો. અને આ ભીલ દપતીની આવી ઉત્તમ ભાવના જોઈને એનુ હૈયુ ખૂબ જ પ્રભાવિત થયુ હતું.

ભીલરાણી વાળુ વગેરે પતાવીને જ્યારે પોતાના ધણી પાસે બેઠી, ત્યારે વિક્રમે કહ્યુ. "ભીલ રાજ, આજથી તુ મારો મિત્ર બન્યો છે. જો તારી સહાય મને ન મળી હોત તો મારુ કોણ જાણે શું એ થાત! અને તમે બંનેએ અરધા ભૂખ્યા રહીને મને જમાડ્યો છે. તમારો આ ઉપકાર હુ કોઈ દિવસ નહિ ભૂલું."

ભીલે હસતાં હસતાં કહ્યુ. "મહારાજ, આમાં વળી ઉપકાર કેવો? અમે તો વનના વસનારા, વનમાં આથડીએ અને રોટલા જેટલું મેળવી લઈએ. પણ આંગણે કોઇ અતિથિ આવે ત્યારે અમારો ય ધરમ છે ને?"

આમ વાતો કરતા કરતા લગભગ અધરાત થવા આવી એટલે ભીલે પોતાની એક પછેડી ખાટલા પર પાથરીને રાજા વિક્રમને સૂઈ જવા વિનતિ કરી. રાજા તરત આડે પડખે થયો અને થોડી પળોમાં નિદ્રાધીન બની ગયો. આ જોઈને ભીલે ભીલડીને કહ્યું. "તું ઓલા

ખૂણે સૂઈ જા. રાતે મહારાજ જાગે અને કાંઈ માગે તો આપજે. હું ગુફાની બહાર પાણો અટકાવીને ચોકી કરું છું." આમ કહીને ભીલ ગુફા બહાર નીકળી ગયો અને એક મોટો પથ્થર ગુફા આડે દઈ પોતે બહાર ચોકી કરવા બેસી ગયો. કારણ કે પોતે જો અંદર સૂઈ રહે તો ગુફાનું દ્વાર દઈ શકાય નહિ અને દ્વાર ખુલ્લું રહે તો કોઈ હિંસક પ્રાણી અંદર ઘૂસી આવે અને આવા મોટા મહેમાનને મુશ્કેલીમા મુકાવું પડે.

અંદર વિક્રમ ઘસઘસાટ ઊંઘતો હતો, અને એક ખૂણામાં ભીલરાણી પડી હતી. તેને ઊંઘ આવતી નહોતી. બાણુ લાખ માળવાનો ધણી સામે સૂતો હોય અને ઊંઘ કેવી રીતે આવે? વળી જ્યારે જાગે, ત્યારે શુ માગે, એ કાંઈ કહેવાય નહિ પોતે ઊંઘી ગઇ હોય તો મહારાજાને ભારે દુ:ખ થાય. આમ વિચારી તે જાગતી પડી હતી.

ઘણીવાર માનવી જાગવાનો નિર્ણય કરે છે, ત્યારે જ સારીએ પૃથ્વીની નિદ્રા તેના પર આવી પડે છે. ભીલરાણી બેઘડી જાગી, પછી તેની આંખ આપોઆપ મળી ગઈ.

રાત્રિનો ત્રીજો પ્રહર ચાલતો હતો, બહાર ચોકી કરતા ભીલ રાજાની આંખ સહેજ મળી ગઇ હતી અને તેણે એકાએક વાઘનો હોકારો સાંભળ્યો. સમગ્ર વનપ્રદેશને કંપાવી મૂકતો એ હુંકાર સાભળીને ભીલ એકદમ ઊભો થઈ ગયો અને આસપાસ જોવા લાગ્યો. ત્યાં તો કાળનુ રૂપ લઈને આવેલા વાઘે એક પ્રચંડ હુંકાર સાથે ભીલ ઉપર તરાપ મારી. ભીલ એક ચીસ પાડીને નીચે પડી ગયો. છતાં વળતી જ પળે ઊભો થઈ વાઘની સામે ઝઝૂમવા માંડયો. કમનસીબે ભીલની ડાગ એક તરફ પડી ગઈ હતી અને વાઘે ભીલની છાતી ચીરી નાંખી. ભીલે એક કારમી ચીસ નાખી.

આ ચીસ અને હુંકાર સાંભળીને રાજા વીર વિક્રમ ઊભો થઇ ગયો હતો અને ભીલડી પણ ઊભી થઈ ગઈ હતી. વિક્રમે કહ્યું : "બહેન, જલદી બારણું ખોલ, બહાર કંઈ બન્યું લાગે છે."

ભીલરાણીએ બોયું હાથમાં લઈ, ગુફાના દ્વાર તરફ જતાં કહ્યું : "મહારાજ, ગુફા આડે પથ્થર મૂકેલો છે. તે મારા ધણી સિવાય કોઈ ખેસવી શકશે નહિ."

વિક્રમ તરત સમજીને અગ્રસર થયો અને દ્વારના પથ્થર પર એક જ લાત મારતાં પથ્થર ખસી ગયો.

પથ્થર ખસવાનો અવાજ સાંભળી, ભીલનુ લોહી ચૂસી રહેલો વાઘ નાસી ગયો. વિક્રમ અને ભીલરાણી બહાર આવ્યાં. પાછલી રાતના ચંદ્રનો પ્રકાશ પથરાઈ ચૂક્યો હતો. વિક્રમે જોયું તો પોતાને બચાવનારો જુવાન ભીલ મરી પરવાર્યો હતો.

ભીલરાણી પોતાના ધણીની આ દશા જોઈને તેના લોહી નીકળતા દેહ પર ઢળી પડી. અને કરુણ સ્વરે બોલી : "અરે. મારા ધણી, આ તને શું થયુ ? અરેરે, તને મારો વિચાર ન આવ્યો ?" આટલુ કહેતાં જ ભીલરાણીનું પ્રાણ પંખેરૂ ઊડી ગયુ.

રાજા વિક્રમ અવાક્ બનીને આ વિરલ દ્રશ્ય જોઈ રહ્યો. તેને નીચા વળીને જોયુ તો ભીલરાણી પણ નિર્જીવ બની ગઈ હતી. હવે શું કરવુ ?'

પણ આ દૃશ્ય જોઈને વિક્રમના હૃદયમાં એક વિચાર ઊભો થયો. તેના મનમા થયું. આ બંને માણસોએ મારા ઉપર મોટો ઉપકાર કર્યો છે અને અન્નદાન આપીને મને જીવિત આપ્યું છે. એનુ પરિણામ આવુ આવ્યું ? દાન અને ઉપકાર કરનારાઓને જો આવુ જ ફળ મળતું હોય તો દાન ઉપકાર બંને માત્ર માનવીની કલ્પના છે.

આ પ્રશ્ન પર વધુ સમય વિચાર કરી શકાય તેવી પરિસ્થિતિ નહોતી એટલે રાજા વીર વિક્રમે બંનેના મૃતદેહ બહુ સંભાળપૂર્વક ગુફામાં લઈ લીધા. ત્યાર પછી પોતે વિચાર મગ્ન બનીને ખાટલી ઉપર બેસી રહ્યો.

પ્રાતઃકાળ થયો. વનમાં પંખીઓએ પ્રાતઃગાન શરૂ કર્યું. અને વિચાર મગ્ન વિક્રમ ગુફામાંથી બહાર આવ્યો. તેના મનમાં કોઈ માનવી મળે તો આ દંપતીના દેહને અંતિમ ક્રિયા કરવાની ભાવના હતી. પરંતુ કોઈ માનવી દેખાતુ નહોતુ. ચારેય તરફ લીલીછમ વનરાજી અને પંખીઓના કલોલ સિવાય જાણે કશુંય નહોતું. પોતે સાવ અજાણ્યો હતો. કયા અને કઈ તરફ જવુ તેનો એને ખ્યાલ નહોતો એટલે લાચાર બનીને એક પથ્થર પર બેસી ગયો.

પૂર્વ ગગનમાં ભગવાન અંશુમાલિએ દર્શન દીધાં. સમગ્ર વન–પ્રદેશ પર સોનેરી કિરણોની છટા પથરાઇ ગઈ પરંતુ વિક્રમના હૈયામાં દાન અને ઉપકારનુ આવુ પરિણામ જોઇને ભારે વિસંવાદ જાગ્યો હતો.

દિવસનો પ્રથમ પ્રહર પૂરો થવા આવ્યો હતો, પણ કોઈ માનવજાત આંખ સામે ન ચડી. તેને યાદ આવ્યું કે ભીલરાજ કહેતો હતો, એક કોસના ગાળામા બીજા ત્રણ પરિવાર રહે છે. પણ તેને બોલાવવા કઈ રીતે ..તે કઈ દિશામાં રહેતા હશે?

આ સવાલનો ઉકેલ આવે તે પહેલા જ અશ્વોના દાબડાનો અવાજ વિક્રમના કાન પર અથડાયો વિક્રમ તરત જ ઊભો થઇ ગયો અને ચારે તરફ જોવા લાગ્યો થોડી જ વારમાં મહાપ્રતિહાર અને દેશ રક્ષકો ચારે તરફ નજર કરતાં કરતાં દેખાયા. વિક્રમે બૂમ મારી. "અજય. અજય. આ તરફ..."

અજયે નાની ટેકરી તરફ નજર કરી' મહારાજને ઊભેલા જોઇને તે ભારે હર્ષિત બન્યો અને સૌએ મહારાજનો જય ધ્વનિ પોકાર્યો. થોડી જ વારમાં સૌ ઉપર આવી ગયાં. મહારાજે સીધો પ્રશ્ન કર્યો. "અજય, તું અહી કેવી રીતે?"

અજયે કહ્યુ. "કૃપાનાથ, અમે કાલ મધ્યાહ્નથી જ આપની પાછળ હતા. પરંતુ આપનો અશ્વ વાયુ વેગે જતો હતો. અમે એને

કોઈ ઉપાયે પહોંચી શક્યા નહિ. પછી તો સગડે સગડે આવવાનો મે નિર્ણય કર્યો અને બે મશાલો પ્રાપ્ત કરી લીધી ત્યાર પછી આખી રાત આપની તપાસ કરતાં કરતા અહીં આવી પહોંચ્યા..."

વીર વિક્રમે ટૂંકમા પોતાની વીતક કથા કહી અને ત્યાર પછી ભીલ દંપતીના દેહની અંતિમ ક્રિયા કરી

લગભગ મધ્યાહ્ન પછી સૌ અવંતિ તરફ વિદાય થયા અને બધા જ્યારે અવંતિમાં આવ્યા ત્યારે બીજા દિવસનો એક પ્રહર વીતી ગયો કારણ કે, મહાપ્રતિહાર અને અંગ રક્ષકના અશ્વો થાકી ગયા હતા. એટલે કેટલાક રક્ષકોને પગપાળા ચાલવું પડ્યુ હતું. આના લીધે જ બહુ ધીમી ગતિએ આખી રાતનો પ્રવાસ ખેડવો પડ્યો હતો.

અવંતિમા ભારે હલચલ મચી રહી હતી. રાજાનુ શુ થયું હશે? વગેરે અનેક પ્રશ્નો લોક હૃદયમાં ઘૂમતા હતા અને મંત્રીઓ, મિત્રો, સુભટો વગેરેના ઉચાટનો કોઇ પાર ન હતો. રાજભવનની દશા તો ભારે કરુણ બની ગઇ હતી. બધી રાણીઓ અનેક પ્રકારની ચિંતા સેવી રહી હતી. આખા રાજભવનમાં ઉદાસીનતાનું સામ્રાજ્ય જાણે ફેલાયું હતું.

મહારાજને પાછા ફરેલા જોઈ પ્રજા હર્ષમા આવી ગઈ હતી. રાજભવન રોનકમાં આવી ગયું અને રાજકર્મચારીઓનાં મન હળવાં થઈ ગયાં.

ત્રણેક મહિના વીતી ગયા. આ પ્રસંગ ભુલાઈ ગયો. પરંતુ વિક્રમના મનમાં ઘોળાઈ રહેલો એક પ્રશ્ન એવો ને એવો સજાગ રહ્યો.

વિક્રમ હંમેશા દાન આપતો હતો, લોકોપકાર પણ કરતો હતો અને દુખિયાઓનાં દુઃખ ભાંગતો હતો પણ તેના ચિત્તમા દાન અને ઉપકાર એક શલ્ય માફક ખૂચી રહ્યા હતાં તેના મનમા ઘણીવાર થતુ કે આ એક જાળ છે, પણ એ જાળને તોડવી કેવી રીતે ?

રાજા વીર વિક્રમ જાળને તોડવાને અર્થાત્ દાન અને ઉપકારની

ક્રિયા બંધ કરવાનો નિર્ણય કરે તે પહેલાં જ તેને એક પાર્વતીય-પ્રદેશનાં રાજાનાં જુલમો સામે એક સંગ્રામ ખેલવા જવું પડ્યું.

જે યુદ્ધ માત્ર બે મહિનામાં પતી જાય તેવું હતું. તે યુદ્ધમાં સાડાચાર મહિનાનો સમય ચાલ્યો ગયો. અને પોતાના પરાક્રમથી પર્વતરાજને નષ્ટ કરી તેની અઢળક સંપત્તિ તેમ જ ત્રણ કન્યાઓ સાથે પાણિગ્રહણ કરી તે વિજયી બની પાચ મહિને અવંતિ પાછો આવ્યો.

રાજભવનમાં ઓગણત્રીશ સુંદર પત્નીઓ થઇ ગઈ હતી. અને સમૃદ્ધિ અભરે ભરાણી હતી, અને તેની વીરતાનાં ગીતો ચારે ય દિશાએ ગુંજી રહ્યાં હતાં. રાજસભામાં અનેક કવિઓ, ભાટ-ચરણો, અને પંડિતો આવતા, મહારાજા વિક્રમને બિરદાવતા અને મહારાજ વિક્રમની ઇંદ્ર સાથે સરખામણી કરતા.

માનવીની આસપાસ જ્યારે પ્રશંસાનાં ફૂલો વેરાવા માંડે છે, ત્યારે ગમે તેવો માનવી ઘડીભર પોતાના પરાક્રમના નશામા મસ્ત બની જાય છે.

એક રાતે તે મહાદેવી કમળા દેવીના શયનાગારમાં આરામ લઈ રહ્યો હતો, અને બંને વચ્ચે અનેક વાતો થતી હતી, વાતવાતમાં વિક્રમે પોતાની પ્રિય પત્નીને કહ્યું . "પ્રિયે, તું જ્યારે અહીં આવી ત્યારે મારી પાસે શું હતું ? આજ મારા ભુજબળથી અને મારા પુરુષાર્થથી આખી પરિસ્થિતિ ઇંદ્રને પણ શરમાવે તેવી બની ગઈ છે. તું જો, મેં સુવર્ણ પુરુષ પ્રાપ્ત કર્યો. ઇંદ્ર પાસે પણ ન હોય તેવું બત્રીશ-પૂતળી વાળું સિંહાસન મેળવ્યું. અનેક રાજાઓના ગર્વને મારા પગ તળે પીસી નાંખ્યા. અને મારી કીર્તિ, મારી વિજયી ગાથા સારાએ ભારતની શોભા બની ગઈ છે."

કમળાવતી આશ્ચર્ય ભરી નજરે સ્વામી સામે જોઈ રહી. ત્યાર પછી મૃદુ સ્વરે બોલી : "પ્રાણનાથ! જે વસ્તુથી આપ હંમેશા દૂર રહેતા-

હતા, તે જ ગર્વરૂપી દોષ આપે મસ્તક પર શા માટે ધારણ કર્યો? સ્વામી, પુરુષ બળવાન નથી, પણ પુણ્ય બળવાન છે. આ વિરાટ પૃથ્વીમાં આપનાં કરતાંએ વિશેષ બળ ધરાવનારા પુરુષો પડ્યા છે. પણ એમની પુણ્ય પ્રકૃતિ નબળી હોવાથી તેઓ આગળ આવી શકતા નથી."

રાજા ખડખડાટ હસી પડ્યો.

## ૮ : આશ્ચર્યની પરંપરા...

બીજે દિવસે સવારે જાગૃત થયા પછી રાણી કમળાવતીએ પોતાના સ્વામીને થયેલા ગર્વનું નિવારણ કરવા કુળદેવની આરાધના કરવાનુ અને એક અઠ્ઠમ કરી સ્વામીના ગર્વનુ પ્રાયશ્ચિત કરવા મનથી નિર્ણય કર્યો, અને બીજે જ દિવસે સવારે પોતાનો નિર્ણય અમલી બનાવ્યો. સ્વામીના ગર્વની વાત તેણે કોઈ પણ વ્યક્તિને કહી નહિ. કલાવતી વગેરે અન્ય રાણીઓને પણ કશુ જણાવ્યુ નહિ. તે માત્ર અઠ્ઠમનું વ્રત લઈને કુળદેવતાના મંદિરમાં બેસી ગઈ.

સ્ત્રી માત્ર પતિના સુખે સુખી રહેવાની નથી, એ તો દુઃખમાં પણ ભાગ લેવા તૈયાર હોય છે. સ્વામીના કલ્યાણ ખાતર પત્ની પોતાના પ્રાણની આહુતિ આપતા પણ જરાય થડકતી નથી કમળારાણીએ સ્વામીની ગર્વભરી વાત જોઈને મનમાં કલ્પી લીધુ હતું કે ગર્વના શિખર પર ચડેલો માનવી નીચે પટકાયા વગર રહેતો નથી. રાજા રાવણને પોતાના વિજ્ઞાનનો, પોતાના મહાન સૈન્યનો અને

પોતાના પ્રચંડ બાહુબળનો ગર્વ થયો હતો, અને એ ગર્વનું પરિણામ કેવળ એના મોતમાં આવ્યુ. આવા પરિણામથી પોતાના સ્વામીને બચાવવા ખાતર કમળાદેવીએ કુળદેવની આરાધના આરંભી દીધી હતી

અને છેલ્લા નવ નવ મહિનાથી હૃદયમાં શૈલ્ય માફક ખૂંચી રહેલો દાન અને ઉપકારની નિષ્ફળતાનો પ્રશ્ન વિક્રમને ભારે મૂંઝવી રહ્યો હતો

રાજસભા સમાપ્ત થઈ ત્યારે વિક્રમે મહામંત્રીને કહ્યું: "ભટ્ટાચાર્ય, આવતી કાલથી દાનરૂપી નાટક હુ બંધ કરવા માગું છું."

ભટ્ટાચાર્ય, અવાક બનીને મહાન વિક્રમ સામે જોઈ રહ્યો અને આશ્ચર્યભર્યા સ્વરે બોલ્યો, "મહારાજ, આપ આ શુ કહો છો? હજારો લોકો આપને આશીર્વાદ આપે છે. હજારોનાં દરિદ્ર દૂર થાય છે. હજારોની આંતરડી ઠરે છે આપ જો દાન બંધ કરશો તો જનતામાં અનેક પ્રકારની શંકા–કુશંકાઓ ઊભી થશે."

વિક્રમે કહ્યું: 'મહારાજ, લોકો દાન મેળવવા જેમ વાહ વાહ બોલાવે છે. તેમ દાન ન મળતાં થોડા દિવસ મને ખરાબ કહેશે અથવા મારી નિંદા કરશે, પરંતુ જે દાન અને ઉપકારનુ ફળ કેવળ શૂન્ય હોય છે તેને વળગી રહેવુ તે કોઈપણ દૃષ્ટિએ ઉચિત નથી. મને દાન અને ઉપકારની નિષ્ફળતાનો પ્રત્યક્ષ પુરાવો મલી ગયો છે. છેલ્લા નવ નવ માસથી હુ આ પ્રશ્નને સળગતા અંગારા માફક મનમાં સાચવી રહ્યો છુ. આજ હુ અંતિમ નિર્ણય ઉપર આવ્યો છુ."

મહામંત્રીએ કહ્યું: "કૃપાનાથ, મહાન શાસ્ત્રવેત્તાઓએ દરેક શાસ્ત્રમા દાન અને ઉપકારના મહાન ગુણ ગાયાં છે. શાસ્ત્રકારો કોઈ પણ દિવસ કોઈ પણ સંજોગોમા જનતા સમક્ષ નિષ્ફળ ક્રિયાની વાત કરે જ નહિ. મને આશ્ચર્ય થાય છે."

વિક્રમે કહ્યુ: "મહામંત્રી, દાન અને ઉપકાર એ માનવીની કલ્પનાનુ એક સર્જન છે અને એના ફળની અલૌકિક વાતો એ પણ

કલ્પનાની જાળ છે. તમે ઉપદેશ આપવા માટે અધિકારી છો. પરંતુ કાર્યમાં તમારે મારી આજ્ઞાનો અમલ જ કરવાનો છે."

મહામંત્રી સમસમીને ઊભો રહ્યો અને વિક્રમ રથમાં બેસીને રાજભવન તરફ વિદાય થયો. આજ તેણે પોતાની બધી પત્નીઓ સાથે રાજભવનમાં આવેલા સરોવરમા જળવિહારનો આનંદ માણવાનું નક્કી કર્યું હતું અને રાજભવનમા ગયા પછી તેને ખબર પડી કે મહાદેવી કલાવતી અઠ્ઠમનુ તપ કરીને કુળદેવતા પાસે બેઠી છે. આથી જળવિહારનો કાર્યક્રમ સ્થગિત રાખ્યો. કારણ કે કલાવતી રાણી વગર તે કોઈ પણ પ્રમોદ માણવા ઈચ્છતો નહોતો.

તેને દાસીઓ વગેરેને પૂછીને કમળારાણીએ શા માટે અઠ્ઠમ કર્યો છે. તે જાણવાનો પ્રયત્ન કર્યો, પરંતુ કોઈ પાસેથી કારણ મળ્યુ નહિ. આથી કંઈક નિરાશ થયેલો વિક્રમ પોતાના અશ્વ પર બેસીને નગરી બહાર પર્યટન અર્થે નીકળ્યો. તેણે મહાપ્રતિહાર તેમ જ કોઇ પણ રક્ષકોને સાથે ન લીધા. તેને એમ થયું હતુ, કે મારા બળને રક્ષણની જરૂર શી? આમ પોતાના ભુજબળના પુરુષાર્થના ગર્વમાં વિક્રમાદિત્ય એમ ને એમ અશ્વને દોડાવતો હતો. મધ્યહ્ન વીતવા આવ્યો હતો અને એક ખેતર તરફ વિક્રમની નજર પડતાં જ તે આશ્ચર્યચકિત બની ગયો. અરે આ શું? તે અશ્વ પરથી તરત જ નીચે ઊતરી ગયો અને એક વૃક્ષના ઓથે ઊભો રહી ગયો.

ખેતરમા એક કદાવર બાંધાનો ખેડૂત હળ હાંકી રહ્યો હતો. ખેડૂત હળ હાંકે એમાં આશ્ચર્ય કઇ વાતનું હોય? પણ વિક્રમે અહી ન કલ્પી શકાય તેવું આશ્ચર્ય જોયુ. હળના ધોસરે બે બળદો નહોતા બાંધ્યા, પણ એક બાજુ એક વિક્રસિંહ હતો અને બીજી બાજુ ભયંકર વાઘ હતો. એથીયે નવાઈ પમાડનારુ દ્રશ્ય તો એ હતું, કે બંને હિંસક પ્રાણીઓને બાંધેલી રાશ નહોતી સુતરની કે નહોતી રેશમની, પણ રાશના બદલે ભયંકર વિષધરો રાખવામા આવ્યા હતા.

આવુ દ્રશ્ય વિક્રમે પણ જોયું ન હતું. એક સામાન્ય ખેડૂત શું

આટલી તાકાત રાખતો હશે ? શું વાઘ અને સિંહ જેવા વિકાળ પ્રાણીઓને આ રીતે કાબૂમાં રાખી શકતો હશે ? તો પછી આ ખેડુનાં કાંડામાં તાકાત કેટલી ? શુ આવા બળવાન પુરુષો મારા રાજમાં છુપાયાં હશે ?

ખેડૂત તો પોતાનું કામ કરી રહ્યો હતો, અને વિક્રમ સ્થિર નજરે આ દ્રશ્ય જોઈ રહ્યો હતો. સંધ્યાને થોડીવાર હતી, ત્યાં ખેડૂત હળ ઊભુ રાખીને અસ્તાચળ તરફ જોવા લાગ્યો. ત્યારે તેણે રાશ રૂપે રાખેલા સર્પોને છૂટા કર્યાં અને સિંહ તથા વાઘને પણ છોડી મૂક્યા. સિંહ અને વાઘ ઊભી પૂછડીએ વન તરફ ભાગ્યા અને બધા નાગો પણ સડસડાટ વિદાય થયા. ત્યાર પછી ખેડૂતે જેમ પાણો ઉપાડે તેમ હળને ઉપાડ્યુ એ જ વખતે વિક્રમે વૃક્ષ પાછળથી બહાર આવીને કહ્યું : "એ ભાઈ, જરા ઊભો તો રહે. અને મારી શંકાનું સમાધાન કરતો જા."

ખેડૂત ઊભો રહી ગયો. વિક્રમ તેની પાસે પહોંચ્યો અને બોલ્યો: "ભાઈ, વાઘ અને સિંહ તારા પાળેલા હતા ?"

"ના રે ભાઈ, આ તો જાઉં સવારે વગડામા અને ઉપાડી આવું. સાંજે મોકળા મૂકી દઉં. આમાં પાળીને રાખવા ક્યાં ?"

વિક્રમે એનાં વાંસા ઉપર હાથ મૂકતાં કહ્યુ : "શાબાશ, તારા બળને જોઈ ને હું તો અવાક્ બની ગયો છુ. ખરેખર, તુ મહાન ભુજબળ વાળો લાગે છે !"

ખેડૂતે હસીને કહ્યું : "ભાઈ, તારી ઓળખાણ તો આપ..."

રાજાએ કહ્યું : "ભાઈ, આ દેશનો રાજા વિક્રમ છું. પણ આજ તારી તાકાત જોઈ ને મને ખાતરી થઈ છે કે દુનિયામાં શેરને માથે સવા શેર પડ્યા છે."

ખેડૂત ખડખડાટ હસી પડ્યો અને બોલ્યો : "અહો હો...તુ જ અમારો રાજા. આજ તો મારે સોનાનો સૂરજ ઊગ્યો...પણ હે રાજા મારી દશા સાવ જુદી છે"

"કેમ ?"

"તું મને બળિયો માનશ, પણ મનેય ચપટીમાં ચોળી નાંખે એવો એક શત્રુ મારી આંખ સામે જ મારી પત્નીને ભોગવતો હોય છે. મારી તાકાત ત્યાં જરાય કામ લાગતી નથી."

"આ તુ શું કહે છે?"

"ભાઈ, વિક્રમ હુ સાચું કહું છુ અને તારે ખાતરી કરવી હોય તો હાલ મારા ભેગો મારે ઘીરે. ઓલી ધારની વાસે મારુ ગામડુ, છે." કહીને ખેડૂતે એક ધાર તરફ હાથ લબાવ્યો.

વિક્રમને આ આશ્ચર્ય હૈયામાં ચોંટી ગયું હતુ. તરત તે પોતાનો અશ્વ લઈને ખેડૂતની સાથે ગયો.

ધારની પાછળ આવેલા ગામડામાં બને પહોંચ્યા ત્યારે રાત્રિને અધકાર છવાઈ ગયો હતો. ખેડૂતે વિક્રમને એક નાની ઓરડીમા બેસાડયો અને પોતે પોતાની ઘરવાળી પાસે ગયો.

થોડીવાર પછી તે ખેડૂત દૂધ અને રોટલા લઈને વિક્રમ પાસે આવ્યો. બનેએ સાથે બેસીને વાળુ કર્યું. ત્યાર પછી વિક્રમે કહ્યું: "પેલો માણસ ક્યારે આવે છો.?"

"બસ, થોડી વારમાં જ આવવો જોઈએ. તે પહેલાં જ આપણે મારી ઘરવાળીની ઓરડીમાં સંતાઈ જઈએ."

વિક્રમ તૈયાર થઈ ગયો. ખેડૂતની ઘરવાળી હજી રસોડામાં જ બેઠી હતી, અને પોતાના યાર માટે ગળપાપડી બનાવી રહી હતી. વિક્રમ અને ખેડૂત ઓરડામા એક અધારા ખૂણે છુપાઈ ગયા. વિક્રમે આસ્તેથી પૂછ્યું: "તારી ઘરવાળી શું કરે છે?"

"ઈ સુખડી બનાવે છે! એના સગલા માટે!"

"તે તું તારી બાઈડીને ય કાંઇ કહી શકતો નથી?"

"ઇ જ કહણાઈ છે ને? જો હું કઇક કહું તો ઈ રાંડ ઓલાનો વાત કરી દીએ. પછી તો મારાં હાડકાં જ ખોખરાં થઈ જાય.

એટલે સમસમીને બેસી રહુ છુ. જેના ઘરનું માણસ નપાવટ તે બિચારો શું કરે?"

લગભગ એક ઘટિકા પછી કોઈનાં જોરદાર પગલાં સંભળાયાં. ખેડૂતે આસ્તેથી કહ્યું: "ઓલો આવી ગયો..."

ત્યા તો એક કદાવર માણુસ ઓરડામાં દાખલ થયો, અને બોલ્યો: "અલી, હજી દીવો નથી કર્યો?"

કોયલ જેવો અવાજ આવ્યો 'તું ઢોલીએ બેસ. હુ આવુ છું."

એ કદાવર માણુસ એક તરફ ઢોલિયા ઉપર બેઠો થોડી જ વારમા ખેડૂતની વહુ એક હાથમાં સળગતું કોડિયુ અને બીજા હાથમા સુખડીનો થાળ લઈ ને આવી. દીવો એક તરફ મૂકી એ ઢોલિયા ઉપર એ કદાવર માણુસની બાજુમા બેસી ગઈ અને સુખડીનો થાળ વચ્ચે મૂકયો.

વિક્રમ અને ખેડૂત સળગતી નજરે જોઈ રહ્યા હતા ખેડૂત પત્નીએ સુખડીના બટકાં પોતાના યારનાં મોઢામાં મૂકવા માંડ્યાં અને યારે પોતાની પ્રેમિકાના મોઢામાં મૂકવા માંડ્યાં. પછી તો બન્ને હાસ્ય ઠઠ્ઠા અને એકબીજા ને અડપલાં કરવા માંડ્યાં. આ દૃશ્ય વિક્રમ માટે અસહ્ય થઈ પડ્યુ. એને તરત ખેડૂતનો હાથ પકડીને બહાર બેંચતાં કહ્યું: "એ દુષ્ટ પારકી સ્ત્રી સાથે રમત રમતાં શરમાતો નથી?"

ઓલો કદાવર માણુસ એકદમ ઊભો થઈ ગયો. "તુ વળી મને શિખામણ દેનારો કોણ? અમારો નાતો તો કુંવારાપણાનો છે. તમે બેઉ બહાર નીકળી જાવ. અમારા રંગમાં ભંગ પાડો નહિ."

ખેડૂત બોલ્યો: 'આજ તો કડૂસલો કાઢ્યે જ છૂટકો છે."

પેલો કદાવર માણુસ ખડખડાટ હસ્યો અને ચિત્તો ધસે તેમ બંને પાસે આવી પહોંચ્યો અને બંનેની ગળચીએથી ઊંચા કરીને બોલ્યો. "આજ તો જવા દઉં છુ. હવે જો કોઇ વાર આવું ગાડપણુ કર્યું છે તો માથાં જ ભાંગી નાંખીશ." આમ કહી

બંનેને ફૂલના દડાની માફક ઉંચકીને ઓરડા બહાર નીકળી ગયો અને ઓસરીની કોરે જ ઊભા રહી બંનેને ફંગોળ્યા. સારા નસીબે ફળિઆના એક ખૂણામાં ઘાસનો ઢગલો પડયો હતો, એના ઉપર જ બંને પડ્યા. ખેડૂતે કહ્યું : "ભાઈ વિક્રમ, જોઈ લીધુ ને ? ખડતો પૂળો ફંગોળે એમ આપણે ફંગોળાયા પણ આના કરતાં ય મારો એક ભાઇબંધ બળવાન છે. જો ઈ આવે તો આ દુષ્ટનો ઘડો લાડવો કરી નાખે."

વિક્રમ તો પોતાની ગરદન જ ચંચવાળી રહ્યો હતો. તે બોલ્યો : "તારો ભાઈબંધ ક્યાં રીએ છે ?"

"અહી બાજુમા જ રીએ છે એક વરસથી ગામતરે ગયો હતો. આજે જ આવ્યો છે. તુ અહી ઊભો રહે, તો હુ એને બોલાવી આવુ."

વિક્રમે હા પાડી. ખેડૂત બહાર નીકળી ગયો. વિક્રમના મનમા થયુ : "અરે રે, હું મારા ભુજબળનું અભિમાન કરતો હતો, પણ આ જોઈને મારો ગર્વ ગળી ગયો. પરાક્રમ અને ભુજબળનો ઈજારો કોઈ એકમાં હોતો નથી. કમળારાણીએ મને સાચુ જ કહ્યું હતુ. ખરેખર બળ અને પરાક્રમનો ગર્વ કરવો એ માનવીની મોટામાં મોટી નબળાઈ છે." આમ વિક્રમ વિચાર કરતો હતો, ત્યાં ખેડૂત પોતાના ભાઈ-બંધને લઈને આવી પહોચ્યો. વિક્રમે જોયુ. ખેડૂતનો ભાઇબંધ કદાવર અને ભારે બળવાન લાગે છે.

ત્યાર પછી ત્રણેય જણુ ઓરડા તરફ ગયા. ઓરડો ખુલો જ હતો. બંને પંખીડાં કલોલ કરતાં હતાં, ત્યાં ત્રણેય ઓરડામા ઘૂસ્યા અને ખેડૂતે પડકાર કર્યો. પેલો કદાવર માણસ ઢોલિયા ઉપરથી ઊભો થઈ ગયો અને બોલ્યો : "મને લાગે છે કે આજ "મારા બેઉનું મોત જ તમને અહીં ઢસેડી લાવ્યુ લાગે છે." આમ કહીને તે વિક્રમ અને ખેડૂત તરફ ધસ્યો, પણ ખેડૂતના મિત્રે વચ્ચે છલાંગ

મારીને પેલા યારને પકડી લીધો બંને વચ્ચે મલ્લયુદ્ધ શરૂ થયું અને એ મલ્લયુદ્ધ માત્ર થોડી પળોમાં સમાપ્ત થયુ. ખેડૂતના મિત્રે પેલા કદ્દાવર યારને મારી નાખ્યો.

વિક્રમ તો આશ્ચર્યમાં ગરકાવ બની ગયો હતો. ખેડૂત જીવતા સિંહ–વાઘ પકડે, એના કરતાંય બળિયો એક માણસ એની પત્નીને ભોગવે અને એનાં કરતાંય એક બળિયો માણસ એના યારને મારી નાખે. આમાં કોના બળની હું પ્રશંસા કરું, અને મારા બળની વિસાત શી?

વિક્રમ આ રીતે વિચાર કરતો હતો, અને વિચારમાં ને વિચારમાં તેના નેત્રો બંધ થઈ ગયાં હતાં. તેણે જ્યારે નેત્રો ખોલ્યા ત્યારે તેના આશ્ચર્યનો પાર ન રહ્યો. ઘર નહોતુ. ગામડું નહોતું, ખેડૂત નહોતો, તેની પત્ની ન હોતી : કશું નહોતુ, માત્ર પોતે પોતાના અશ્વને પકડીને એક વૃક્ષ પાછળ ઊભો હતો. વિક્રમે આંખો ચોળી, પોતાના અંગ ઉપર ચુંટડી ખણી, પણ તેને ખાતરી થઈ કે પોતે જાગૃત છે. તો પછી આ બધું ગયું ક્યા? આમ વિચાર કરે છે ત્યાં એકાએક દિવ્ય પુરુષ તેની સામે પ્રગટ થયો અને બોલ્યો: “ હે રાજન, હું તારો કુળદેવતા છુ. તારી પ્રિય રાણી કેવળ તારા ગર્વનું નિવારણ કરવા અઠ્ઠમનું વ્રત ધારણ કરીને આરાધના કરી રહી છે. હે રાજન, તે આ જે કંઈ જોયુ તે કેવળ મારી માયા હતી અને તે પણ તને ગર્વના શિખર પરથી પડતો બચાવવા માટે રચી હતી. હે, રાજન આજ સુધી જેણે જેણે બળ અને પરાક્રમનો ગર્વ કર્યો છે તે સઘળા નષ્ટ થઈ ગયા છે. મહાન બળીરાજાનો ગર્વ માત્ર સાડા ત્રણ પગલાંમાં પાતાળમાં ચંપાઈ ગયો હતો. હિરણ્ય કશ્યુપનો ગર્વ એના મોતમાં પરિણમ્યો હતો. જરાસંઘનો ગર્વ એના નશામાં પલટાયો અને ભુજબળના પરાક્રમથી થનગનતો દુર્યોધન ભૂંડે હાલ મૂઓ હતો હે રાજન! માનવી વિદ્વત્તાનો ગર્વ કરે તો એની વિદ્વત્તા અટકી પડે છે. સંપતિ અને લક્ષ્મીનો ગર્વ કરે તો એ

વરાળ બનીને ઊડી જાય છે. હે રાજા, તારા ગર્વનુ કોઈ પણ બૂરું પરિણામ આવે, તે પહેલાં જ તારી અર્ધાંગના રાણી કમળાવતીએ તને બચાવી લીધો છે. વિક્રમ, એક વાત યાદ રાખજે કોઈ પણ વાતનો ગર્વ એ જીવનની મોટામાં મોટી હાર છે."

વિક્રમ કુળદેવતાના ચરણમાં નમી પડયો અને કુળદેવતા અદ્રશ્ય થઈ ગયા. વિક્રમે આકાશ તરફ જોયુ, તો હજી સૂર્યાસ્ત થવાને ઘણી વાર હતી.

ગર્વના બોજથી હળવો થયેલો વિક્રમ અશ્વ પર બેસીને અવંતિ તરફ વિદાય થયો. જેવો તે રાજભવનમાં પહોંચ્યો અને સોપાનશ્રેણી ચડવા માંડયો, ત્યાં જ નગરીના સુપ્રસિદ્ધ શેઠ આર્ય ધનદત્ત પોતાના રથમાં આવી પહોચ્યા હતા. વિક્રમ ઊભો રહી ગયો. ધનદત્ત રથમાંથી નીચે ઊતરીને મહારાજ પાસે આવ્યો અને બે હાથ જોડી બોલ્યો : "કૃપાનાથ, આપે અત્યારે જ મારી સાથે આવવું પડશે."

વિક્રમે પ્રસન્ન સ્વરે પૂછયું : "કેમ અત્યારે જ ?"

"ધનદત્તે કહ્યું : "મારે ત્યાં આજ મધ્યાહ્ન વખતે એક સુંદર પુત્રનો જન્મ થયો છે. અને જેવી રાત પડી કે તરત જ આ નવજાત શિશુ બોલવા માંડયો કે, મહારાજ વિક્રમને મારી પાસે બોલાવો. મારે એનું કામ છે. એથી હું આપની પાસે આવ્યો છું."

વિક્રમે કહ્યુ : "શેઠજી, આ તો ન માની શકાય તેવી વાત છે. હજી જન્મીને જેના જીવન પર એક રાત નથી વીતી તે બાળક આમ બોલી જ કેમ શકે ?'

ધનદત્તે કહ્યું : "કૃપાનાથ, અસત્ય બોલવાનુ મારે કોઈ કારણ નથી. અમે બધાં આશ્ચર્ય મગ્ન બની ગયાં છીએ."

વિક્રમ તરત શેઠના રથમાં બેસી ગયો. તેની પાછળ મહાપ્રતિહાર અને સેવકો પણ વિદાય થયા વિક્રમના મનમાં થયુ, આજનો દિવસ જ કોઈ વિચિત્ર છે. એક પછી એક આશ્ચર્યોની પરંપરા ચાલે

છે, ભારે નવાઈ કહેવાય. આજે મેં મહામંત્રીને દાન બંધ કરવાનું કહ્યું અને એને આશ્ચર્ય થઈ ગયુ. ત્યાર પછી તો ન કલ્પી શકાય તેવાં દશ્યો જોવા મળ્યાં.

થોડી જ વારમાં રથ ધનદત્ત શેઠની હવેલીમાં પહોંચ્યો. ધનદત્ત શેઠની પત્નીને પૂરાં બાર વર્ષે પુત્રરત્ન પ્રાપ્ત થયુ હતુ અને જન્મતાં જ પુત્રે બોલવુ શરૂ કર્યું.

ધનદત્ત મહારાજ વિક્રમને લઈને જ્યાં પ્રસૂતાનો ખાટલો હતો ત્યાં ગયા. અને પારણામા પોઢાડેલુ બાળક મૃદુ મધુર સ્વરે બોલી ઊઠ્યુ: "આવ રાજા વિક્રમ! મને ઓળખ્યો?"

રાજા વિક્રમ અવાક્ બનીને બાળક સામે જોઈ રહ્યો.

બાળકે કહ્યું: "વિક્રમ, નવ મહિના અને દશ દિવસ પહેલાંની વાત યાદ કર. તુ વનમાં સપડાઈ ગયો હતો, મેં તને મારી ગુફામાં આશ્રય આપ્યો હતો અને તારુ આતિથ્ય કરતાં અમે બને મૃત્યુ પામ્યાં હતાં. હવે યાદ આવે છે?"

"હા, હુ તો તમને બનેને કદી ભૂલ્યો નથી."

બાળકે કહ્યુ: "રાજન, દાન અને ઉપકારની નિષ્ફળતા જોઇને તારામાં ઘોર અજ્ઞાન ઊભુ થયુ હતું. પણ તુ જોઇ શકે છે મેં કરેલા સામાન્ય ઉપકાર અને દાનનું ફળ મને એક ધનકુબેરના એકના એક પુત્ર થવામા મળ્યુ હતુ."

વિક્રમે કહ્યું: "તારી પત્ની?"

બાળકે કહ્યું: "રાજન, પાંચ દિવસ પછી શ્રીકાંત શેઠને ત્યાં એનો જન્મ થશે. અને ભવિષ્યમાં તે જ મારી પત્ની બનશે. હે રાજન, તારા મનમા ઘૂસેલા અજ્ઞાનને સત્વર દૂર કરજે. અજ્ઞાન એ જ માનવીનો મોટામાં મોટો શત્રુ છે." આટલુ કહીને બાળક મૌન થઈ ગયું.

વિક્રમને પોતાનો દોષ સમજાયો. તેના મનમાં થયું કે હજી મારાં પુન્ય પરવાર્યાં નથી.

ત્યાર પછી રાજા વિક્રમ રાજભવનમાં ગયો અને મહામંત્રીને તરત જ આજ્ઞા કહેવડાવી કે દાન અને ઉપકારનાં કાર્યો બંધ કરવાનાં નથી.

## ૯ : : શેતરંજ...!

વિક્રમના પુણ્યોદયે દાન અને ઉપકારનાં કર્મો બંધ પડે, એ પહેલાં જ તેનું અજ્ઞાન દૂર થઈ ગયુ અને પોતાની પ્રિય પત્ની મહાદેવી કમળારાણીનાં તપથી ગર્વનો અગ્નિ શાંત થઈ ગયો.

કમળારાણી પોતાનુ વ્રત પૂરુ કરીને રાજભવનમાં આવી, ત્યારે વિક્રમે પોતાના હાથે પારણું કરાવ્યું અને કહ્યું : " પ્રિયે, તારી આરાધનાનું શુભ પરિણામ તને મળી ગયુ છે. આજ ગર્વ કરતાં યે મોટી વાત હું એ સમજી શક્યો છું કે, મારા પુણ્યને તારા જેવી અર્ધાંગના બચાવી શકે છે અને મને નીચે પડતો રોકી શકે છે. જો મને આ પરચો ન મળ્યો હોત તો આજથી દાન અને ઉપકારનો માર્ગ પણ બંધ થવાનો હતો." આમ કહીને વિક્રમે ભીલ અને ભીલરાણીએ કરેલા ઉપકારની અને એના પરિણામથી જાગેલા મનોભાવની તેમ જ ધનદત્ત શેઠને ત્યાં જન્મેલા નવજાત શિશુની વાત કહી સંભળાવી.

કમળારાણીએ સ્વામી સામે પ્રેમલ નજરે જોયું અને કહ્યું : " સ્વામી આપનું પુન્યબળ બરાબર તપે છે. આપના જેવા પતિ

પ્રાપ્ત થયા એ મારે મન ઓછાં ગૌરવની વાત નથી. ઘણી વાર માનવી વિવિધ પ્રકારના નશામાં ભાન ભૂલી જતો હોય છે, પરંતુ આપ એટલા સરળ છો કે, ભૂલને ભૂલ તરીકે સ્વીકારી લીઓ છો. સંસારમાં ભૂલને ભૂલ તરીકે જોવી અથવા સ્વીકારવી એ ઘણી મોટી વાત છે."

ચારેક દિવસ પછી રાજા વીર વિક્રમે બધી રાણીઓ સાથે જળવિહારનો આનંદ માણ્યો. આમ વિક્રમનું ગૃહજીવન ભારે સુખી અને શાંત હતું. ઓગણત્રીસ ઓગણત્રીસ રાણીઓ હોવા છતાં કોઈ ને કોઈ પ્રકારનો અસંતોષ નહોતો. વિક્રમે દરેક રાણીઓ માટે અલગ અલગ નિવાસ રાખ્યા હતા. એટલું જ નહિ, પણ દરેકની સેવામાં ઉત્તમ દાસીઓ રાખી હતી અને જે કંઈ અલંકારો વગેરે બનતા તે સૌ માટે સમાન બનતા. વિક્રમ પણ પોતાની દરેક રાણીઓને અવારનવાર પ્રેમથી મળતો હતો. પરંતુ કમનસીબી એ હતી કે આટલી બધી રાણીઓ હોવા છતાં હજી સુધી કોઈને એક પણ બાળક થયું નહોતું અને મહારાજ શાલિવાહનની કન્યા સુકુમારીને વિક્રમ ભૂલી ગયો હોવાથી, તેને એ પણ ખ્યાલ નહોતો કે પોતે એક સુંદર પુત્રનો પિતા બન્યો છે.

વિક્રમ જે રીતે પોતાની રાણીઓનું ધ્યાન રાખતો હતો, તે જ રીતે રાજકાર્યમાં પણ સાવધ રહેતો હતો અને અવારનવાર નગરચર્ચા જોવા ગુપ્ત વેશે નીકળી જતો હતો. તે માનતો હતો કે, લોકો અને રાજકર્મચારીઓ પોતાના રાજાની સામે માત્ર પ્રશંસા જ કરતા હોય છે, પણ રાજાનો દોષ ક્યાં છે અથવા રાજસંચાલનમાં ખામી ક્યાં છે તે વાત જાણવી હોય તો રાજાએ ગુપ્ત વેશે નગરચર્ચા જોવા નીકળી જવું જોઈએ.

અવંતિ નગરી ઘણી સમૃદ્ધ અને વિરાટ હતી. એની ઝવેરીવાડ જુઓ તો સંકડો કોટયાધિપતિના દર્શન થયા વગર રહે નહિ. એની

દોશીવાડ જુઓ તો મહાન કાપડના વેપારીઓ આંખ સામે દેખાય. અવંતિની નર્તકીઓ, વેશ્યાઓ ગણિકાઓ, વગેરેના નિવાસ અલગ હોવા છતાં ત્યાંની રોનક જોનારને અવંતિની સમૃદ્ધિનું ભાન થયા વગર રહે નહિ એ જ રીતે અવંતિની ઘાંચીવાડ સમગ્ર માલવમાં પ્રખ્યાત બની હતી. ઘાંચીવાડમાં માત્ર બારસો ઘાણીઓ ફરતી હતી, એટલે એનાં વખાણ નહોતાં થતાં, પણ ઘાંચીવાડમાં રહેતી ગંગુ ડોશી નામની નેવું વર્ષની વૃદ્ધ ઘાંચણના કારણે અવંતિની ઘાંચીવાડ સારાએ દેશમાં પંકાયેલી હતી. ગંગુ ડોશીનું લાડકું નામ ગાંગણી ઘાંચણ હતું અને તે મહાન મંત્ર વિશારદ હતી. ઊડતા પંખી પાડવામાં, મારણ, ઉચાટન, વશીકરણ, સ્થંભન, આકાશ ગમન, રૂપપરિવર્તન, વગેરે અનેક ક્રિયાઓ ગાંગણી ઘાંચણે સિદ્ધ કરી હતી. એથી આખી ઘાંચીવાડ ખૂબ જ પ્રખ્યાત થઈ હતી અત્યારે ગંગુ ડોશી અતિ વૃદ્ધ હતાં, એટલે તે બહુ બહાર નીકળતાં નહિ, પરંતુ નાગદમની નામની એક સાડત્રીસ વર્ષની ઘાંચણ ભારે પ્રભાવશાળી ગણાતી અને તેની સત્તર વર્ષની કન્યા દેવદમની તો કોઈ શાપભ્રષ્ટ દેવકન્યા જેવી લાગતી હતી.

એક દિવસ મહારાજ વિક્રમ પોતાના રક્ષકો, મહામંત્રી, મહાપ્રતિહાર વગેરે સાથે ગામની બહાર પ્રાતઃ ભ્રમણ અર્થે ગયા હતા. વળતી વખતે તેઓ ઘાંચીવાડના રસ્તે આવ્યા. એ વખતે દેવદમની પોતાના મકાનની સામે રસ્તો વાળી રહી હતી. મહારાજ વિક્રમની સવારી નીકળી અને આ રીતે ધૂળ ઊડતી જોઈ બે સેવકોએ દેવદમની પાસે આવીને કહ્યું : " એ છોકરી, જોતી નથી, મહારાજ વિક્રમ આ બાજુથી આવી રહ્યા છે? આટલી ધૂળ શું કામ ઉડાડે છે, એક તરફ ખસી જા."

દેવદમનીએ બંને સેવકો સામે જોઈને કહ્યું " રાજા હોય તો એના ઘરનો હું તો મારું આંગણું વાળું છું. તારા રાજાએ કંઈ પંચદંડવાળું છત્ર નથી ધારણ કર્યું, કે આ ધૂળથી બગડી જાય."

આમ કહીને દેવદમની વાળના ભાડી. એ જ વખતે વિક્રમ અને મહામંત્રીના અશ્વો ત્યાં ઊભા રહી ગયા હતા, અને દેવદમનીએ કહેલા શબ્દો બંનેના કાન પર અથડાયા હતા. ફિર વિક્રમે દેવદમની તરફ નજર કરી. દેવદમનીને જોતાં જ રાજા અવાક્ બની ગયો. આવું રૂપ, આવુ તેજ, આવુ કામણગારું યૌવન: શું આ ઘાંચણ હશે કે કોઈ દેવકન્યા? વિક્રમે મહામંત્રી સામે જોઈને આ કોણ છે તે જાણી લેવાનો સંકેત કર્યો. અને પોતે મહાપ્રતિહાર સાથે ગતિમાન થયો.

રાજભવનમાં પહોંચ્યા પછી, સ્નાનાદિ કાર્ય આટોપીને વિક્રમ બેઠકખંડમાં ગયો એ જ વખતે મહામંત્રી ભટ્ટમાત્ર આવી પહોંચ્યા. વિક્રમે પૂછ્યું: "એ છોકરી કોણ હતી?"

મહામંત્રીએ કહ્યું. "કૃપાઅવતાર, ઘાંચીવાડમાં જેમ ગંગુ ડોશી પ્રખ્યાત છે, તેમ નાગદમની નામની એક ઘાંચણ પણ ભારે પ્રખ્યાત છે. એ છોકરી નાગદમનીની કન્યા છે. એનું નામ દેવદમની છે. આ દેવદમની પણ ઊડતાં પંખી પાડે એવી વિદ્યાધરી છે."

વિક્રમે કહ્યું: "ભટ્ટમાત્ર, એ ગમે તેવી હોય, તેણે જે પંચદંડના છત્રની વાત કરી તે શુ છે?"

ભટ્ટમાત્રે હસીને કહ્યું: "મહારાજ, એ છોકરી ભારે વિચિત્ર છે એની કોઇ વાતમા કોઈ સમજે નહિ તેવુ છે."

"તમે અત્યારે જ દેવદમનીને અહીં બોલાવી લાવવા માણસને મોકલો પંચદંડવાળા છત્રની માહિતી જાણ્યા વગર મને ચેન નહિ પડે."

ભટ્ટમાત્રના મનમાં થયુ: સ્ત્રી, બાળક, જોષી અને રાજા ચારેય હઠીલાં હોય છે તે રાજઆજ્ઞાનો અમલ કરવા વિદાય થયો અને બહાર આવીને ચાર સૈનિકોને એક નાયક સાથે રવાના કર્યા.

રાજઆજ્ઞાનુ પાલન કરવા નાયક ચાર સાથીઓ સાથે ઘાંચીવાડમાં નાગદમનીના ઘર સામે પહોંચી ગયો. રાજના નાયકનો

અવાજ સાંભળીને નાગદમની ઘરમાંથી બહાર આવી, અને ચાર સૈનિકો સાથે નાયકને જોઈને અવાક્ બની ગઈ. નાયકે કહ્યું: "તારી દીકરી દેવદમની ક્યાં છે?"

'કેમ ભાઇ, એનું શુ કામ પડ્યુ?"

નાયકે કહ્યું. "માલવપતિ, તારી દીકરીને બોલાવે છે."

"પણ કાંઈ વાંક ગુના વગર? આ રીતે જો રાજા ગામની કન્યાઓને બોલાવવા માંડશે તો આ રાજમાં રહેશે કોણ? અમારો કોઈ વાંક નથી, ગુનો નથી. અમે કોઈ રાજાના કામ વચ્ચે આવ્યા નથી. પછી મારી દીકરીનું શું કામ આવી પડ્યુ?"

નાયકે કહ્યું: "અરે નાગદમનીબાઈ, તમે શું આપણા મહાન રાજા વિક્રમાદિત્યને નથી ઓળખતા? એ તો મહાદાનેશ્વરી છે. કોઇની બહેન દીકરી ઉપર બૂરી નજર કરે એવા નથી. એના વખાણ તો દેવલોકમાં ય થાય છે. માટે બહેન, મહારાજને કંઇક મહત્ત્વનું કામ હશે ત્યારે જ દીકરીને બોલાવી હશે. માટે કોઈ જાતનો સંશય રાખ્યા વગર તારી દીકરીને મારી સાથે મોકલ. હુ પાછો હેમ ખેમ પહોચાડી દઈશ"

નાગદમનીએ કહ્યું:" ભાઈ નાયક, રાજાજ્ઞાનું પાલન તો એની પ્રજાએ કરવું જોઈએ પણ મારી દીકરી હજી નાનું બાળ છે. એના બોલવામાં ગતાગમ ન હોય, એટલે હુ આવુ તો ચાલશે ને?"

"બહેન, તું હાલ ત્યારે." નાયકે કહ્યું.

તરત નાગદમની વસ્ત્રો બદલાવવા ઘરમાં ગઈ અને થોડી જ વારમાં પાછી આવી.

નાયક નાગદમનીને લઈને રાજભવનમાં આવી ગયો મહારાજા વિક્રમ રાહ જોતા બેઠકખંડમા બેઠા હતા. મહાપ્રતિહાર અજય નાગદમનીને લઈ ને વીર વિક્રમ પાસે આવ્યો અને બોલ્યો. "કૃપાનાથ! દેવદમનીના બદલે એની મા નાગદમની આવી છે."

નાગદમનીએ મહારાજા વિક્રમને નમસ્કાર કર્યો.

વિક્રમે કહ્યું : " આવ બહેન, કેમ તારી દીકરીને ન લાવી ? "

મહાપ્રતિહાર ખંડ બહાર નીકળી ગયો.

નાગદમનીએ કહ્યું : " કૃપાનાથ ! મારી દીકરી હજી બાલિકા છે. એટલે અહીં આવતા સંકોચ થાય એ સ્વાભાવિક છે. આપને જે કંઈક કામ હોય તે ફરમાવી શકો છો."

વિક્રમે નાગદમની સામે જોઈને કહ્યું : " આજ સવારે હું તારા ઘર પાસેથી નીકળ્યો એ વખતે તારી દીકરી રસ્તો વાળતી હતી અને તેણે પંચદંડવાળા છત્રની વાત કરી હતી. હું એ જાણવા માગું છું કે આ છત્ર શું છે ? અને કેવું હોય ? "

નાગદમનીએ કહ્યું : ' કૃપાનાથ, આ વાતની જિજ્ઞાસા ન રાખો એમાં જ સારું છે. "

વિક્રમે કહ્યું : " નાગદમની, હું પરિણામની ચિંતા કરતો નથી. ભાગ્યમાં જે લખ્યું હશે તેને કોઈ મિથ્યા કરશે નહિ મારે તો માત્ર પંચદંડવાળા છત્રની હકીકત જાણવી છે. "

નાગદમની વિચારમાં પડી ગઈ. થોડી વાર પછી બોલી : " મહારાજ ! આ છત્રની સંપૂર્ણ વિગત મારી દીકરી જાણે છે પરંતુ તે કોઈને કહી શકતી નથી. જો આપને એ હકીકત જાણવી હોય તો આપે એક જુગાર ખેલવો પડશે. "

" જુગાર ? હું સમજ્યો નહિ "

" હું આપને સમજાવું. આપે આપના ઉદ્યાનમાં એક દ્યૂતમંડળ રચાવવો પડશે. ત્યાર પછી મારી કન્યા દેવદમની સાથે આપે શેતરંજની રમત રમવી પડશે. એ રમતમાં મારી કન્યા ઉપરા ઉપરી ત્રણ વાર હારી જશે તો આપે તેને જીતી ગણાશે અને તેની સાથે લગ્ન કરવાં પડશે. ત્યાર પછી આપને પંચદંડના છત્રવાળી વિગત જાણવા મળશે.

આ રમત વખતે નિરીક્ષક રૂપે હું બેસીશ એટલે આપણા ત્રણ સિવાય ત્યાં કોઈ હાજર નહિ હોય."

વિક્રમે કહ્યું : "શેતરંજની રમતમાં હું હારી જઉં તો ?"

નાગદમનીએ હસીને કહ્યું : "કૃપાનાથ ! આપની હાર એ જ મારી દીકરી માટે ગૌરવ બની જશે હારીને આપે ગુમાવવાનું કંઈ નહિ હોય, માત્ર પંચદંડવાળા છત્રની વાત આપ મેળવી શકશો નહિ'

વિક્રમ વિચારમાં પડ્યો. તેને થયું · પોતે શેતરંજની રમત તો બહુ સારી રમી શકે છે. કમળા, કલાવતી અને લીલાવતી ત્રણેય પત્નીઓ શેતરંજમાં અતિ કુશળ હોવા છતાં તેઓ કોઈ મને આજ પર્યંત જીતી શકી નથી. એ સિવાય મહામંત્રી, મંત્રી બુદ્ધિસાગર વગેરે પણ મને કદી જીતી શક્યા નથી એટલે દેવદમનીને હરાવવી એ કંઈ મોટી વાત નથી. જો હું જીતીશ તો મને ઉકરડે પડેલું રત્ન અનાયાસે પ્રાપ્ત થશે, અને હારી જઈશ તો થોડા દિવસ લોકોમાં ચર્ચા થશે. આમ વિચારીને વિક્રમે દેવદમની સાથે શેતરંજ ખેલવાની હા પાડી.

નાગદમનીએ કહ્યું : "કૃપાનાથ, આપ ફરીવાર વિચાર કરી જુઓ. મારી કન્યા શેતરંજની રમતમાં અતિ પ્રવીણ છે. આજ સુધી એને કોઈ જીતી શક્યું નથી. જો આપ હારી જશો તો લોકોમાં આપની હાંસી થવાનો સંભવ છે"

વિક્રમે કહ્યું : "નાગદમની, મારી હાંસીની ચિંતાનું કોઈ કારણ નથી સુયોગ્ય ખેલાડી સાથે રમીને હારવું એ પણ જિંદગીની એક મોજ છે. મને હારનો ભય નથી, અને જયનો કોઈ હર્ષ નથી. ત્રણ દિવસ પછી હું તને કહેવડાવીશ. તે દરમિયાન દ્યૂતમંડપ તૈયાર થઈ જશે"

નાગદમની ઊભી થઈ અને રાજા વીર વિક્રમનો જયનાદ બોલાવી નમી પડી મહારાજ વિક્રમે તરત જ મહા પ્રતિહારને બોલાવી ભેટ સોગાદ માટે તૈયાર રાખેલો એક થાળ લઈ આવવા આજ્ઞા

ફરી. થાળ આવ્યા પછી વીર વિક્રમે નાગદમનીનો સત્કાર કર્યો અને નાગદમની વિદાય થઈ.

એ જ સાંજે મહામંત્રી મળવા આવ્યા ત્યારે વીર વિક્રમે આ રમતની વાત કરી. ભટ્ટાચાર્યે કહ્યું: "કૃપાનાથ, આપે ઘણો ઉતાવળો નિર્ણય લઈ લીધો છે.'

"કેમ? આ નિર્ણયમાં કંઈ દોષ દેખાય છે?"

ભટ્ટાચાર્યે કહ્યુ . "મહારાજ, આજ મધ્યાહ્ન પછી આ મા-દીકરી અંગેની બીજી ઘણી વાતો હું જાણી શકયો છું."

"શું મા-દીકરી, ચારિત્ર્યભ્રષ્ટ છે?"

"ના, કૃપાનાથ, એવુ કંઈ નથી, પણ બને ખતરનાક જાદુગરણી છે અનેક પ્રકારના કામણ ટૂમણ તે બને જાણે છે એ સિવાય લોકો એમ પણ કહે છે કે એની છાંયામાં એક વાર સપડાયા પછી છૂટવુ ભારે મુશ્કેલ છે."

વિક્રમે હસીને કહ્યું: "ભટ્ટજી, જ્યાં વિદ્યા હોય છે, ત્યાં આવી લોકવાયકાઓ પણ ફરતી જ હોય છે. અને તમે તો મારા સ્વભાવને જાણો છો કે લીધી વાત પૂરી કર્યા વગર મને કદી ચેન પડતુ નથી. ક્ષત્રિયનો આ ગુણ છે કે અવગુણ એ હુ નથી કહી શકતો, પરંતુ આવા સાહસમાં અને આવી રમતોમાં ઝુકાવીને ભાગ્યને અજમાવવું એમાં મને મોજ પડે છે. હું આપને ખાતરી આપુ છુ કે, આમા મારું કશું અહિત થવાનું નથી હુ હારી જઈશ તો લોકો ઘડીભર વાતો કરશે ભલે કરે. મેં કદી પ્રશંસાનાં ફૂલો જ સ્વીકારવાનો શોખ નથી રાખ્યો તમે બે દિવસમાં આપણા ઉદ્યાનમાં દક્ષિણ ભાગમાં એક મંડપ તૈયાર કરાવો. એ મંડપમાં ઉત્તમ આસનો અને ઉત્તમ શણગારની વ્યવસ્થા કરજો."

ભટ્ટાચાર્યે વિશેષ દલીલ કરવાનુ મુનાસબ ન માન્યુ . તે વિચારમગ્ન હૃદયે રાજાજ્ઞાનો સ્વીકાર કરીન વિદાય થયો.

દ્યૂતમહપ પૂરો થઈ ગયો અને ચોથે દિવસે મહારાજ વિક્રમનો રથ નાગદમની અને દેવદમનીને લેવા ગયો. બને મા દીકરી દિવસના પ્રથમ પ્રહર પછી આવી ગયાં. શેતરજની રમતનો સમય એ રીતે નક્કી કરવામાં આવ્યો હતો કે દિવસના બીજા પ્રહરથી સૂર્યાસ્તની બે ઘટી બાકી રહે ત્યાં સુધી રમવું જો રમત અધૂરી રહી હોય તો એ રમત બીજે દિવસે શરૂ કરવી કોઇ એક વાર જીતે અથવા હારે એનું કોઈ મૂલ્ય નહિ પરંતુ ઉપરા ઉપર ત્રણ વાર જે હારે તેની જ હાર ગણાય આ સિવાય એક એવો નિયમ પણ રાખવામાં આવ્યો કે બને પક્ષોએ કોઈ ખાસ કાર્ય અંગે અન્યત્ર રોકાઈ રહેવું પડે તો માત્ર એક જ દિવસ પૂરતી રમત બધ રાખી શકાય.

આ નિયમો સ્વીકારીને સુવર્ણનાં બે આસનો ઉપર બને ખેલાડીઓ બેઠા નાગદમની એક બાજુના આસન પર નિરીક્ષક રૂપે બેઠી. રમતની કોઈ ચાલમાં બંને વચ્ચે વિવાદ ઊભો થાય તો નાગદમનીનો નિર્ણય બંનેએ માન્ય રાખવો એમ નક્કી થયુ. બનેનાં આસનની વચ્ચે એક સોનાના બાજઠ પર રત્ન જડેલાં હાથીદાંતના મહોરાવાળી શેતરંજ ગોઠવવામા આવી.

વીર વિક્રમે દેવદમની સામે જોઇને કહ્યું : “ દેવી, તમારી સાથે હારવામાં પણ મને મોજ મળશે, એમ માનીને હુ રમવા બેઠો છું. મે સાંભળ્યુ છે કે, તું આ રમતમાં નિષ્ણાત છે. હું આ રમતનો ખેલાડી નથી, કારણ કે આ રમત રમવાનો મને સમય ભાગ્યે જ મળે છે. એટલે તું જીતી જઈશ તો મારા ગૌરવનો ભંગ નહિ થાય અને ભાગ્યયોગે તુ હારી જઈશ તો તારા જેવું રત્ન મારા જીવનનું એક મીઠુ સભારણું બની જશે. ચાલ તું જ રમતની શરૂઆત કર.”

દેવદમનીએ કહ્યું : “ કૃપાનાથ, મારો પ્રારભ અતિ ખતરનાક હોય છે. એટલે હુ આપને પહેલી તક આપુ છું.”

‘ દેવદમની, તારી ખતરનાક શરૂઆતની મને કોઈ ચિંતા નથી. તુ ગમે તેમ તોય એક નારી છે અને મારે ત્યાં અતિથિ રૂપે આવેલી

છો. મારે તારુ અને એક અતિથિનુ ગૌરવ રાખવુ જોઈએ."

દેવદમની આંછું હસી. કશુ બોલી નહિ. તેણે પહેલી ચાર ચાલમાં જ બે અશ્વોને કુદાવ્યા અને બે પ્યાદાંને આગળ કર્યાં. આ ચાલ જોઈને વિક્રમ આછુ હસ્યો. તેણે પણ આ ચાર ચાલનો જવાબ એવી સુંદર ચાર ચાલથી આપ્યો કે નાગદમની જોઇ શકી કે વીર વિક્રમે દેવદમનીના અશ્વો આગળ ન વધી શકે એવી પાળ બાંધી દીધી છે.

શેતરંજની રમત જેટલી શાંત છે તેટલી જ મસ્તીભરી છે. શેતરંજ રમનારાંઓ ભૂખ, તૃષા, સમય વગેરે ભૂલી જતા હોય છે. જ્યારે સંધ્યાકાળને બે ઘટિકા બાકી રહી ત્યારે દેવદમની સમજી શકી કે આ ખેલાડી હું ધારતી હતી તેવો નિર્બળ નથી.

અધૂરી રમત પર એક ઢાકણુ ઢાંકવામાં આવ્યુ અને મા–દીકરીએ વિદાય લીધી.

આમ ને આમ ચાર દિવસ વીતી ગયા આ ચાર દિવસમા હજી એક પણ રમત પૂરી નહોતી થઈ. હા વીર વિક્રમનો એક ઊંટ અને એક પેદલ ખડી ગયાં હતા. એ જ રીતે દેવદમનીએ એક અશ્વ અને એક પેદલ ગુમાવ્યાં હતા પણ આ ચાર દિવસની રમતથી લોકોમાં ભારે ઉહાપોહ થવા માંડયો હતો. રાત્રે વીર વિક્રમ નગરચર્યા માટે નીકળ્યો ત્યારે તે પોતાની હાસી સાભળતો.

ચાર દિવસની રમત પછી અને લોકોની વાતો સાંભળ્યા પછી વિક્રમને એમ થયુ કે આ તો ભારે થઈ છે! ઉપરા ઉપર ત્રણ વાર હારવું કે હાર આપવી એ સહજ વાત નથી અને આ રમતમા કેટલો સમય ચાલ્યો જાય તે પણ નિશ્ચિત થઇ શકે એમ નથી પરંતુ હવે પાછાં પગલા ભરવાનો કોઈ અર્થ જ નહોતો

પાચમે દિવસે રમતમા ભારે રંગ આવ્યો દેવદમની ચાર દિવસ સુધી માત્ર વિક્રમની ચાલ જાણવા પૂરતુ જ રમતી હતી. આજ

તેણે જોરદાર આક્રમણ શરૂ કર્યું. વિક્રમ આક્રમણ જોઇને ચમકયો. છતા તે પણ એક ખેલાડી હતો જરાય હિંમત ગુમાવ્યા વગર તેણે દેવદમનીના આક્રમણનો મક્કમ સામનો શરૂ કર્યો. પરંતુ આ આક્રમણ કોઇ સામાન્ય ખેલાડીનું નહોતું, આ તો એક જાદૂગરણીનું આક્રમણ હતું.

સંધ્યાને બે ઘટિકા બાકી રહી તે પહેલા જ વિક્રમ હારી ગયો. વિક્રમે ખેલદિલીપૂર્વક દેવદમની સામે જોઈને કહ્યું. "દેવી, તારા આ પહેલા વિજયને હું હૃદયથી વધાવું છું."

દેવદમનીએ કહ્યું : "કૃપાનાથ, હું ધન્ય બની ગઇ. મને લાગે છે કે બેત્રણ દિવસમા જ આપણી રમતનો અંત આવી જશે."

વિક્રમે હસીને કહ્યું: "અને તે પણ તારા વિજયમાં જ."

"આપ સત્ય કહો છો. નારી કદી પરાજીત બનતી નથી."

વિક્રમ દેવદમનીના સુંદર વદન સામે જોઈ રહ્યો.

દેવદમની અને નાગદમની વિદાય થયાં.

આજની હાર વિક્રમના હૈયા પર ભારે ચોટ લગાવી ગઈ હતી. એક નારી જો આવી રમતમાં જીતી જાય, તો ભારે અપકીર્તિ થાય. આ માટે શું કરવું? તરત જ તેને એક વિચાર આવ્યો. રાજાનું અને રાજ્યનું રક્ષણ ક્ષેત્રધામ કરે છે. આજ રાત્રે હું ક્ષેત્રધામના મંદિરે જઉં અને તેની આરાધના કરું.

## ૧૦ : : રમત અધૂરી રહી!

કૃષ્ણ પક્ષની બારસ હતી. રાત્રિના પ્રથમ પ્રહર પછી ક્ષેત્રપાળને જુહારવા અર્થે વીર વિક્રમ વેશપલટો કરીને રાજભવનમાંથી પગપાળો

બહાર નીકળી ગયો.

એક તો અંધારી રાત હતી. જાણે પૃથ્વીનો ગ્રાસ કરવા અંધકારે નિશ્ચય ન કર્યો હોય!

વીર વિક્રમ આડે માર્ગે થઈને નગરી બહાર નીકળી ગયો. ક્ષેત્રપાળનું મંદિર નગરીથી ત્રણેક ખેતરવા દૂર હતું. દર વરસે એક વાર રાજા પોતાના પરિવાર સહિત ક્ષેત્રપાળને જુહારવા આવતો હતો અને વિધિવત વિવિધ પ્રકારનાં ખાદ્ય દ્રવ્યોનો થાળ ધરતો હતો.

વીર વિક્રમના વડાઓએ આ મંદિર બાંધ્યું હતું અને રાજ્ય તરફથી તેની દેખરેખ રખાતી હતી. કારણ કે રાજાનું રક્ષણ કરવાનું કર્તવ્ય ક્ષેત્રપાળના મસ્તકે હોવાનુ મનાતું હતું. વિક્રમે એ પણ સાંભળ્યુ હતુ કે, એના પ્રપિતામહે એક વાર વિપત્તિ સમયે ક્ષેત્રપાળને પ્રાર્થના કરી હતી અને ક્ષેત્રપાળે વિપત્તિના નિવારણનો માર્ગ બતાવ્યો હતો.

મનમાં પડેલી આ શ્રદ્ધાના બળે વીર વિક્રમ અત્યારે કોઈ પણ રક્ષકને સાથે લીધા વગર નગરી બહારના નિર્જન રસ્તે જઈ રહ્યો હતો.

વિક્રમના મનમાં દેવદમનીના જ વિચારો ઘોળાઈ રહ્યા હતા શેતરંજની રમતમાં પોતે કુશળ હતો છતાં એક સ્ત્રી સમક્ષ પહેલી બાજી હારી ગયો હતો હારજીત કરતાં યે મોટી વાત તો એ હતી કે દેવદમની ભારે રૂપવતી, ચપળ અને આકર્ષક હતી. આવુ નારીરત્ન એક સામાન્ય ઘાંચીને ત્યાં જન્મે એ પણ ભારે નવાઈની વાત હતી. પોતે હારી જાય તો દેવદમની મળી શકે નહિ અને સાથોસાથ લોકોમાં અપકીર્તિ ઊભી થાય એ વધારામાં.

દેવદમની સાથે જ્યારથી રમત શરૂ કરી હતી ત્યારથી લોકોમાં ચણભણાટ તો થતો જ હતો. લોકો વિવિધ પ્રકારની વાતો કરતા હતા. મહામંત્રી ભટ્ટમાત્રે પણ કહ્યું હતુ કે, દેવદમની અને તેની માતા ભારે ખતરનાક છે, અનેક પ્રકારના મંત્રો સિદ્ધ કરીને બંનેએ પોતાની શક્તિ અજોડ બનાવી છે. પરંતુ પંચદંડવાળા છત્રની વાતમાંથી જાગેલા

કૌતૂહલને શાંત કરવા જ પોતે દેવદમની સાથે શેતરંજ ખેલવાનો નિર્ણય કર્યો હતો.

નિર્ણય લેતી વખતે વીર વિક્રમના મનમાં દેવદમની શેતરંજની રમતમાં આટલી કુશળ હશે એવી કોઈ કલ્પના આવી જ નહોતી.

પણ આજની હાર પરથી તેને ખાતરી થઈ ગઈ હતી કે દેવદમની જરૂર ઉપરાઉપર ત્રણું રમતો જીતી જશે અને દેવદમનીની આ જીત જિંદગીમા ભારે અળખામણી થઈ પડશે...

આવા વિચારો વચ્ચે અટવાયેલો વીર વિક્રમ ક્ષેત્રપાળના મંદિર પાસે પહોંચી ગયો.

મનમાં ક્ષેત્રપાળનું સ્મરણ કરીને તે મંદિરમાં દાખલ થયો. મંદિરમાં કોઈ હતું નહિ...પૂજારી સંધ્યા વખતે દીવો કરીને ચાલ્યો જતો હતો અને દીવો પણ થોડી વાર પ્રકાશ આપીને રામ થઈ જતો હતો.

જે કાળનુ આ કથાનક છે તે કાળમાં નાના મોટા કોઈ પણ મંદિરોને તાળા મારવામાં આવતા જ નહોતાં, માત્ર કૂતરા કે બિલાડાં અંદર ન જાય એટલા ખાતર મંદિરના ગર્ભદ્વાર અને મુખ્યદ્વારનાં કમાડોને બહારથી સાંકળ ચડાવવામાં આવતી હતી. મંદિરમા ગમે તેટલા પ્રમાણમાં જોખમ હોય, ધનધાન્ય હોય કે અલંકારો હોય પરંતુ જનતાનુ જીવન ધોરણ નૈતિક દૃષ્ટિએ એટલુ ઉચ્ચ હતું કે દુષ્ટમાં દુષ્ટ ચોર પણ મંદિરમાથી કોઈ ચીજ ઉઠાવતો નહોતો. જ્યાં માનવીને કંઈક છોડવાનું હોય ત્યાથી ઉઠાવાય કેવી રીતે?

અને ગામડાંઓનુ નૈતિક જીવન તો ઘણુ જ પ્રમાણિક અને ઉચ્ચ કક્ષાનું હતુ...ત્યા તો ઘરના દ્વાર પણ રહેતાં...વેપારી પોતાની દુકાનોને પણ તાળાં મારતા નહોતા.

વીર વિક્રમે દ્વાર ખોલીને અંદર પ્રવેશ કર્યો. અંધકાર ઘણો ગાઢ હતો...અને ગર્ભમાંનો એ અંધકાર અતિ વિકટ જણાતો હતો.

વીર વિક્રમે ગર્ભદ્વાર ખોલ્યું...ક્ષેત્રપાલની મૂર્તિ જાણે અંધકારમાં અલોપ થઇ ગઈ હતી.

આંખો બંધ કરીને વીર વિક્રમે ક્ષેત્રપાળનું સ્મરણ કરવા માંડ્યું... અને અર્ધ ઘટિકામાં બે દીવાઓ આપોઆપ પ્રકાશિત થઈ ગયા અને ક્ષેત્રપાળની અતિ બિહામણી મૂર્તિ સાક્ષાત રૂપ ધારણ કરીને બોલી ઊઠી. "આવ રાજન, મને શા માટે યાદ કર્યો છે?"

વિક્રમે ક્ષેત્રપાળ સામે જોઈને મસ્તક નમાવ્યુ...ત્યાર પછી કહ્યું: "આપ રાજાના અને રાજ્યના રક્ષક છો એટલે આપની પાસે આવ્યો છુ..અત્યારે હુ એક વિપત્તિમાં સપડાયો છુ.".

ક્ષેત્રપાળે આછા હાસ્ય સહિત કહ્યું: "રાજન, તારી વિપત્તિનો મને ખ્યાલ છે..તે ભારે સાહસ કર્યું છે. દેવદમની એક સુંદરી હોવા છતા મંત્ર શક્તિમાં દેવતાઓને પણ બંધનગ્રસ્ત બનાવે એવી સમર્થ છે. રાજન, દેવદમની સાથે હોડ કરવામાં તે ઉતાવળ કરી નાખી છે દેવદમનીને દેવતાઓ પણ પહોંચી શકતા નથી."

"મહારાજ, ઉતાવળ ગણો, સાહસ ગણો કે અવિચાર ગણો, પણ એક આશાના તંતુ પ્રત્યે નજર માંડીને દેવદમની સાથે રમત માંડી છે...હુ હારી જાઉં એનો મને ઓરતો નથી...પરંતુ હુ જે મેળવવા ને જાણવા માગું છું તે મને નહિ મળી શકે...હુ સમજુ છું કે હું હારી જઈશ તો લોકોમાં મારી નિંદા થશે અને દેવદમનીને ભારે મહત્ત્વ મળી જશે..પરંતુ લોકનિંદા તો થોડા સમય પછી આપોઆપ પલટાવી શકાશે..આમ છતાં હુ દેવદમનીને જીતવા માગુ છુ... આપ મને એ માટેનો કોઈ ઉપાય બતાવો."

ક્ષેત્રપાળ થોડી પળો મૌન ભાવે વિચારમાં પડી ગયો, ત્યાર પછી પ્રસન્ન સ્વરે બોલ્યો: "વીર વિક્રમ તું ખરેખર ભાગ્યશાળી છે. દર

વરસે દેવદમની દેવતાઓ સમક્ષ એક નૃત્ય કરે છે. ફાગણુ વદી ચૌદશની રાતે પરમ દિવસે જ એ રાત આવે છે. પરંતુ..."

વિક્રમાદિત્યે આશાભરી નજરે ક્ષેત્રપાળ સામે જોઈને કહ્યું : "આપ કહેતાં કહેતાં કેમ અચકાયા ?"

"હે રાજન, જે સ્થળે એ નૃત્ય થાય છે તે સ્થળ અહીથી બસો યોજન દૂર છે. અને ત્યા પહોંચવાનો સમય છે નહિ..."

'દેવદમની કેવી રીતે ત્યાં પહોચે છે ?"

"એ તો થોડી પળોમાં જ પહોંચી જાય છે. એની શક્તિ અપાર છે."

"દેવરાજ, હુ પણુ થોડી જ પળોમાં ત્યાં પહોંચી શકીશ. આપ મને સ્થળની માહિતી આપો અને મારે શું કરવુ જોઈએ તે જણુાવો."

ક્ષેત્રપાળે કહ્યું : "હે રાજન, અહિથી ઉત્તરે બસો યોજન દૂર સિકોત્તર નામનો એક રળિયામણો પહાડ છે. એ પહાડના મધ્ય ભાગમાં આવેલા ઊંચામા ઊચા શિખર પર સિધ્ધ સિકોત્તરી માતાનુ ભવ્ય મદિર છે. આ દેવી દેવતાઓથી પૂજાય છે. એથી એ પ્રદેશ બહુધા જનમાનવ શૂન્ય છે. કેટલાક વનવાસીઓ વસતા હોય છે. પરમ દિવસે રાતે બીજા પ્રહરે દેવરાજ ઇદ્ર પોતાની પ્રિયા અને મિત્રો સાથે ત્યાં આવશે એ વખતે દેવદમની પણુ પોતાની ચાર સખીઓ સાથે ત્યાં આવશે. અને સિદ્ધ સિકોત્તરીના મંદિરના ચોકમાં દેવરાજ ઈંદ્ર સામે નૃત્ય કરશે દેવરાજ ઇદ્ર દેવદમનીના નૃત્યથી પ્રસન્ન થઈ ને વિવિધ પ્રકારનો ઉપહાર આપ્યા કરશે. ઉપહારમાં મળેલી એ વસ્તુઓ તારે ગમે તે ઉપાયે પ્રાપ્ત કરી લેવી અને અહી ચાલ્યા આવવું"

વચ્ચે જ વિક્રમે પ્રશ્ન કર્યો : "મહારાજ, એ સભામાં મનુષ્યને સ્થાન મળી શકશે ?"

"હા રાજન, સિકોત્તર પર્વતમાં રહેતા કેટલાક વનવાસીઓ આ ઉત્સવ જોવા આવે છે. તારે પણુ વનવાસીના વેશે જ લોકો સાથે

બેસી જવાનુ છે. તને કશો બાધ નહિ આવે. દેવરાજ ઇંદ્ર અને તેના સાથીઓના દર્શન પણ તને થઈ શકશે. દેવદમનીને મળેલી વસ્તુઓ તારે કેવી રીતે છીનવી લેવી એ તારે વિચારવાનું છે. એ વસ્તુઓ પ્રાપ્ત કર્યાં પછી બીજે દિવસે દેવદમની તારી સાથે રમવા બેસે ત્યારે તારે ગમે તે પ્રકારની ચાલાકીથી ચૌદશની રાતની વાત કરવી અને દેવદમનીને મળેલી ભેટની એક ચીજ દેખાડવી. એટલે તરત તે ક્ષોભ પામશે અને હારી જશે એ રીતે બીજી રમતમા પણ તેમ કરવું તે હારી જશે. ત્રીજી રમત પણ એ જ ઉપાયે હારી જશે."

"મહારાજ, આપ તો મારા અને રાજ્યના રક્ષક છો. આપે મારા પર મોટો ઉપકાર કર્યો હવે આવતી કાલે સધ્યા સમયે હું આપને નેવેધ ધરાવીશ." વિક્રમે કહ્યું.

ક્ષેત્રપાળે પ્રસન્ન નજરે વિક્રમ સામે જોઇને કહ્યું : "રાજન, રાજાનું અને રાજ્યનું રક્ષણ કરવુ એ મારુ કર્તવ્ય છે. જ્યાં સુધી આ સિહાસન પર બેઠેલા રાજાઓ આવી શ્રદ્ધા રાખતા રહેશે ત્યાં સુધી હુ મારુ કર્તવ્ય બજાવ્યા કરીશ જે દિવસે શ્રદ્ધાનો દીવડો ઓલવાઈ જશે તે દિવસે મારું કર્તવ્ય પણ પૂરુ થશે. હે રાજન, નાના મોટા બધા દેવો શ્રદ્ધા અને ભક્તિથી જ બંધાયેલા હોય છે."

અને વળતી જ પળે બને દીવડાઓ આપો આપ ઠરી ગયા. અધકાર વ્યાપ્ત બની ગયો. સાકાર બનેલો ક્ષેત્રપાળ પણ અદ્રશ્ય થઇ ગયો.

વીર વિક્રમે ક્ષેત્રપાળની મૂર્તિને પુનઃ નમન કર્યાં અને ત્યાર પછી તે મંદિરમાથી બહાર નીકળ્યો.

બીજે દિવસે નિયત સમયે નાગદમની પોતાની રૂપવતી કન્યા દેવદમની સાથે ખાસ તૈયાર કરવામાં આવેલા મડપમાં આવી પહોંચી. વીર વિક્રમ આવી ગયો :

બીજી રમતનો આજ પ્રારભ કરવાનો હતો. શેતરંજનાં મહોરાં

ગોઠવતાં ગોઠવતાં દેવદમનીએ મૃદુ સ્વરે કહ્યું : "મહારાજ, આપ એક રમત હારી ગયા છો."

"મને યાદ છે, દેવી."

"આજ બીજી રમત શરૂ થાય છે. જો આપ જીતી જશો તો પહેલી રમતની મારી જીત નિષ્ફળ બની જશે અને આપ હારી જશો તો મારે ત્રીજી રમત પણ જીતવાની રહેશે." દેવદમનીએ કહ્યું.

વીર વિક્રમે મધુર હાસ્ય સહિત કહ્યું : "સુંદરી, તારા મનમાં કદાચ એમ હોય કે, પંચદંડની હકીકત જાણવા ખાતર જ હું આ શ્રમ લઈ રહ્યો છું તો તે વાત મનમાંથી કાઢી નાખજે. પંચદંડની હકીકત મળે તો સારું, બાકી એ અંગે મારા મનમાં ખાસ કોઈ આગ્રહ નથી."

"તો પછી આ આ રીતની હોડ શા માટે કરી?" દેવદમનીએ આશ્ચર્યભરી નજરે ર વિક્રમ સામે જોયુ.

વીર વિક્રમે હસીને કહ્યું : "દેવદમની, તું બુદ્ધિમતી છે. તેજસ્વિની છે, અને સામાના મનને માપી શકે એવી ચપળ પણ છે. છતાં હું શા માટે રમુ છું તે તું નહિ સમજી શકે!"

દેવદમનીના આશ્ચર્યમાં વૃદ્ધિ થઈ.

નાગદમની મધ્યસ્થ ભાવે બેઠી હતી તે બોલી ઊઠી : "કૃપાનાથ, આપે તો પંચદંડની જ વાત કહી હતી."

"બરાબર છે. એ એક નિમિત્ત બનાવ્યું હતું. હું એ પણ જાણતો હતો કે તારી કન્યા શેતરંજની રમતમાં અતિ કુશળ છે છતાં મે હોડ કરી હતી."

"શા માટે મહારાજ?" મની મે ક્ું.

"હારવા માટે, સુંદરી. એક તેજસ્વિની નારીનો પરિચય પ્રાપ્ત કરવા આ સિવાય મારી પાસે અન્ય કોઈ ઉપાય નહોતો. હું માલવનો રાજા છુ. તુ મારી પ્રજા છે. કોઇ પણ પ્રજાજનનું હૃદય દૂભવવું

એને હુ દોષ માનુ છુ અને તને પહેલી વાર જોયા પછી મારા મનમાં થયું કે, તારા જેવી દેવદુર્લભ સુંદરીના પરિચયમાં આવવું જોઈએ. એ રાજા તરીકે હું બીજી કોઈ રીતે તારો પરિચય મેળવી શકતો નહોતો. મારી ભાવનાને પંચદંડની વાત સહાયક થઇ પડી. મને થયુ કે, જેટલા દિવસ તારી સાથે રમવામાં જશે તેટલા દિવસ મારા જીવન માટે એક મધુર સ્મરણરૂપ બની જશે."

દેવદમની લજ્જારક્ત વદને નીચુ જોઇ ગઇ.

નાગદમનીએ કહ્યું: "કૃપાનાથ, આપે કીર્તિ અને પ્રતિષ્ઠાને દાવમાં મૂકયાં છે ખરેખર લોકનિંદાને પણ આપે મહત્ત્વ નથી આપ્યુ."

વચ્ચે જ વિક્રમે કહ્યું: "નાગદમની, આવું દેવદુર્લભ કન્યારત્ન પ્રાપ્ત થવા બદલ હું તને ધન્યવાદ આપુ છું. માનવી જ્યારે ભાવનાના પ્રવાહમાં તણાય છે ત્યારે માન, પ્રતિષ્ઠા, કીર્તિ વગેરે ગૌણ બની જાય છે અને આ હોડ પાછળ એક આશા પણ પડી હતી"

દેવદમનીએ પ્રશ્નભરી નજરે વીર વિક્રમ સામે જોયું.

વીર વિક્રમે નાગદમની સામે જોઈ ને કહ્યુ: "કદાચ હું જીતી જાઉં તો મારુ સ્વપ્ન સાકાર બને અને એક શ્રેષ્ઠ સુંદરીનો જીવનભર સાથ મળે!"

"જો આપ વિજેતા બનો તો હુ પણ ધન્ય બની જાઉ. પરંતુ એ શકયતા ઘણી અલ્પ છે." નાગદમનીએ કહ્યું.

"નાગદમની, એની પણ મને કોઈ ચિંતા નથી. હારવાનું નક્કી કરીને જ હું રમવા બેઠો છુ. જેમ વિજયનો આનંદ અપૂર્વ હોય છે તેમ હારમાં છુપાયેલી મસ્તી પણ અનેરી હોય છે. હવે આપણે રમતનો પ્રારંભ કરીએ."

વીર વિક્રમે આ ચર્ચા હેતુપૂર્વક કરી હતી. આજની રમત

અધૂરી રહે એમ તે ઈચ્છતો હતો. કારણ કે આવતી કાલની રમત જોયા પછી અમાસને દિવસે તે ક્ષેત્રપાળે દર્શાવેલી યુક્તિ મુજબ રમત ખેલવા ઇચ્છતો હતો.

દેવદમની પણ વીર વિક્રમના શબ્દો સાંભળીને ભારે પ્રભાવિત બની ગઇ હતી તેના અંતરમાં પણ એમ જ થયું હતું કે, વિક્રમ જેવા સ્વામી મળે તો જીવન સફળ થઈ જાય. તેણે એ પણ કલ્પના કરી હતી કે, વીર વિક્રમ સુંદર, સ્વસ્થ અને તેજમૂર્તિ છે! જે નારીએ પૂર્વજન્મમાં મહાન તપ કર્યું હોય તે નારી જ આવા સ્વામીનો સથવારો મેળવી શકે!

પણ...આ આશા કેવી રીતે ફળે? રમતમાં હારવું એ કોઇ પણ દૃષ્ટિએ બરાબર નથી. અને હાર્યા વગર આવો પ્રિયતમ મળવો દુર્લભ છે!

ત્યારે?

રમતનો પ્રારંભ થઈ ગયો હતો. દેવદમનીએ નિશ્ચય કર્યો હતો કે આજ ને આજ ઉપરાઉપરી બે વાર જીત મેળવી લેવી, પરંતુ સાંજ પડવા આવી છતાં રમતનું પાસું બંનેમાંથી કોઈ તરફ ઢળ્યું નહોતું. કોઈનું મહોરૂં ગયું નહોતું. કોઈની ચાલ પણ એવી સફળ નહોતી થઈ કે, સામાને વિચારગ્રસ્ત બનાવી દે.

રમત અધૂરી જ રહી.

નાગદમનીએ કહ્યું : "કૃપાનાથ, આવતી કાલે મારી કન્યાને થોડું કામ છે એટલે..."

"ભલે આપણે પરમ દિવસે રમશું હું પણ આવતી કાલે રાજસભામાં હાજરી આપી શકીશ. કહી વિક્રમે અધૂરી રમત પર સુવર્ણનું પાત્ર ઢાંકી દીધું.

દેવદમની અને નાગદમની વિદાય થયાં.

વિક્રમ સમજી ગયો કે, આજ દેવદમની કંઈક વિચારગ્રસ્ત રહી છે અને તે પણ આ પ્રકારની વાત કર્યા પછી!

ભવનમા આવીને વિક્રમે જોયુ. ક્ષેત્રપાળ માટેની નૈવેદ્યની સામગ્રી તૈયાર થઈ ને રથમાં ગોઠવાઇ ગઈ હતી.

વિક્રમની બધી રાણીઓ પણ તૈયાર થઈ ગઈ હતી.

વીર વિક્રમ બધી રાણીઓ સાથે રક્ષકો સહિત ક્ષેત્રપાળને થાળ ધરવા વિદાય થયો.

## ૧૧ : : સિકોત્તરીનું મંદિર

પ્રાત:કાળની ઝાલરી રણુકી ઊઠી. રાજભવનની વાદ્યકાર મંડળીએ પ્રાત : સમયને અભિનંદતી રાગિણી વહેતી કરી ગાયકવૃંદે પ્રાર્થના ગાન ગાવા માંડયુ.

રાજા વીર વિક્રમ આજ સિંધુકુમારી લીલાદેવીના આવાસમાં સૂતો હતો સ્વામીને ભરનિદ્રામાં પોઢેલા જોઇ લીલાદેવીએ સ્વામીને જાગૃત ન કર્યા. તે પોતે આસ્તેથી પલંગ પરથી ઊતરી ગઈ અને પ્રાત. કાર્યની તૈયારીમાં પડી ગઈ.

પરંતુ પ્રાત સંગીતની સુરાવલી સારાયે રાજભવનને જાણે રસતરબોળ બનાવી રહી હતી.

અને વીર વિક્રમ પણ થોડી જ વારમાં જાગૃત થયો.. તેને યાદ આવ્યુ. આજ અંધારી ચૌદશ છે આજ શેતરંજની રમત રમવા દેવદમની આવવાની નથી. કારણ કે, તેણે જ કામના બહાને આજ ન રમવાનુ જણાવ્યું હતું.

અને વીર વિક્રમને ક્ષેત્રપાળે બતાવેલો ઉપાય યાદ આવ્યો. તે શય્યામાંથી એકદમ નીચે ઊતર્યો. એક થાળમાં પડેલો મુગટ, ઉત્તરીય વગેરે ધારણ કરીને તે ખંડ બહાર નીકળ્યો.

એ જ વખતે લીલાદેવી આવી પહોંચી અને સ્વામીને બહાર નીકળતા જોઈ બોલી ઊઠી: " મહારાજ. પ્રાત: કાર્ય..."

વચ્ચે જ વિક્રમે આછા હાસ્ય સહિત કહ્યું : " પ્રિયે, ચિંતા ન કરીશ...એક મહત્ત્વનું કાર્ય યાદ આવી ગયું..."

લીલાદેવી વિશેષ આગ્રહ કરી શકી નહિ, નત વદને ઊભી રહી. વીર વિક્રમે તેની પીઠ પર હાથ ફેરવ્યો અને ત્વરિત ગતિએ ચાલતી પકડી.

લીલાદેવીના આવાસેથી સીધો તે પોતાના મુખ્ય ભવનમાં આવી ગયો. કલાવતી અને કમલા રાણી મુખ્ય ભવનમા સાથે જ રહેતાં હતાં. બને સ્નાનગૃહમાં ગયાં હતાં.

વિર વિક્રમે પોતાના ખાસ ખંડમાં આવીને પોતાના મુખ્ય સેવકને સ્નાનગૃહમાં વ્યવસ્થા કરવાની આજ્ઞા આપી અને પોતે શૌચાદિ કાર્ય નિમિત્તે વસ્ત્ર બદલીને વિદાય થયો.

દંતધાવન આદિ કાર્યથી નિવૃત્ત થઇને વીર વિક્રમ સ્નાનગૃહ તરફ અગ્રસર થયો. ત્યાં કમલારાણી સામે મળી અને આશ્ચર્યચકિત થતા બોલી. " આપ તો લીલાદેવીના આવાસે ગયા હતા ને?"

" ત્યાંથી જ આવુ છુ..."

" આટલા વહેલા?"

" તારુ સ્મરણ થયું એટલે શુ કરુ,?" વિક્રમે હસીને કહ્યું.

" જાઓ નહિ તો...સ્મરણ મારું નહિ પણ શેતર જતું થયુ હશે!"

" વિક્રમે કમલાના ખભા પર હાથ મૂકતાં કહ્યું. " આજ શેતરજની રમત બધ છે."

" રમત બધ છે?"

"હા પ્રિયે, દેવદમની આજ પોતાના કાર્ય અંગે આવવાની નથી."

"સ્વામી, જો આપ ધૈર્યથી સાંભળો તો મારે એક વાત કહેવી છે."

"ધૈર્યની પ્રતિમા સમક્ષ હું અધૈર્ય કેમ રાખી શકુ ? તું મારા ખંડમા શિરામણની તૈયારી કરાવ હુ સ્નાન પતાવીને આવુ છું." કહી વિક્રમ ચાલતો થયો.

લગભગ બે ઘટિકા પછી સ્નાનકાર્ય પતાવીને વીર વિક્રમ પોતાના ખંડમા આવ્યો ત્યારે કમલા અને કલા બંને બેઠાં હતાં.

દુગ્ધપાન અને સ્વલ્પાહારથી શિરામણ પતાવીને વીર વિક્રમે કમલા સામે જોઈ ને કહ્યુ. "કહે ..તું શુ કહેવા માંગતી હતી ?"

"સ્વામી, આપ એક વિચિત્ર અને કામણ ટૂમણ કરનારી કન્યા સાથે શેતરજ રમો છો એથી જનતામાં ખૂબ જ નિંદા થાય છે લોકો તો ત્યાં સુધી કહે છે કે દેવદમની કોઇથી જિતાય એવી નથી"

"તારી વાત સાચી છે પ્રિયે .., શેતરજની રમતમાં દેવદમની ભારે ખેલાડી છે. પરતુ મારો સ્વભાવ તો તું જાણે છે ..જે કાર્યનો હુ સ્વીકાર કરુ છુ તે કાર્ય પૂરુ થવા પહેલાં મને ચેન નથી પડતુ ... કુતૂહલવૃત્તિથી મે પંચદંડના છત્રની માહિતી મેળવવાનો પ્રયત્ન કર્યો અને તેમા શેતરજની આ રમત આવી પડી. શુ થાય ? સાપે છછુંદર ગળ્યા જેવુ થયુ છે એ હું બરાબર જાણું છુ ...જનતા મારી ટીકા કરે છે એની પણ મને ખબર છે...પણ હવે મારાથી છટકી શકાય તેમ નથી. જો હું જીતીશ તો દેવદમની મારા અંતઃપુરની શોભા બનશે અને હારીશ તો લોકો બે ઘડી વાતો કરશે."

કલાવતીએ મધુર સ્વરે કહ્યું: "આપ આજ્ઞા કરો તો હું આ રમતમાં કંઈક સહાય કરી શકીશ"

"કેવી રીતે ?" વિક્રમે કલા સામે નજર કરી.

ચાલનું માર્ગદર્શન આપી શકીશ."

"એમ ? પણ પ્રિયે, આ રમતની શરત એવી છે કે દેવદમની અને મારા સિવાય ત્યાં કોઈ બેસી શકે નહિ. દેવદમનીની માતા માત્ર નિરીક્ષક તરીકે બેસી શકે."

કમલાએ કહ્યું : "સ્વામી, આપ કદી કોઈ કાર્યમાં નથી પાછા પડયા કે નથી હારી ગયા...જો આ શરતમાં હારી જશો તો..."

વચ્ચે જ વીર વિક્રમે આછા હાસ્ય સહિત કહ્યુ. "પ્રિયે, મારી જન્મકુંડળીમાં એવો એક પણ ગ્રહ નથી કે મને હરાવે ! જો હુ આજ પર્યંત ક્યાંય નથી હાર્યો. તો આ રમતમાં મારો વિજય શા માટે નહિ થાય ?"

"પણ આ રમતના કારણે આપ રાજસભામાંયે જઈ શકતા નથી. વળી આ રમતના અંતની પણ કોઈ નિશ્ચિત તિથિ નથી." કમલાએ કહ્યુ.

"પ્રિયે, મને તારું એક વાક્ય યાદ છે. માનવીની રમત કદી અનંત બની શકતી નથી. આ રમત પણ પૂરી થશે અને રમતમાં હારવાનો ભય રાખનારાઓ કદી વિજયી થતા નથી. મને હારવાનો જરાય ભય નથી. ગઈ કાલે મે દેવદમનીને પણ કહ્યુ હતું કે હું હારવા માટે જ રમુ છુ."

બંને રાણીઓ પોતાના મહાન સ્વામીના તેજસ્વી વદન સામે જોઈ રહી.

ત્યાર પછી વીર વિક્રમ મંત્રણાગૃહમાં ગયો. મંત્રણાગૃહનું દ્વાર અંદરથી બંધ કરી વીર વિક્રમે પોતાના પ્રિય મિત્ર અગ્નિવૈતાલને યાદ કર્યો.

આંખો બંધ કરીને વૈતાલનુ સ્થિર મને ધ્યાન ધરતાં જ થોડી પળોમાં તેનું ચિરપરિચિત હાસ્ય વિક્રમના કાન પર અથડાયુ. વિક્રમે નયનો ખોલીને જોયું તો વૈતાલ મંત્રણા ગૃહમાં તેની સામે જ આછાં હાસ્ય વેરતો ઊભો હતો.

વિક્રમે પ્રસન્ન વદને વૈતાલને આવકાર આપ્યો અને પોતાની બાજુના આસન પર બેસાડતાં કહ્યું. "કેમ મિત્ર, ચિત્ત તો સ્વસ્થ છે ને?"

"હા મિત્ર. ચિત્ત ઘણુ જ પ્રસન્ન છે પણુ એક મુશ્કેલી ટાળી શકાતી નથી.." કહી વૈતાલ હસ્યો.

"તારે મુશ્કેલી?"

"હા મહારાજ ..પત્ની તો એક જ છે. .પણુ તેનુ બંધન એક હજાર પત્ની જેટલુ છે...એની આજ્ઞા ઝીલવામાં જ મારે રોકાઈ રહેવું પડે છે।"

"આ કંઈ મુશ્કેલી નથી.. સ્નેહભર્યું એક મધુર બંધન છે. પ્રિયતમ પ્રિયાના અને પ્રિયા પ્રિયતમના બંધનમાં બધાયેલ રહે એ જ સહજીવનનુ સાચુ સુખ છે..."

"પરંતુ પ્રિયા પ્રિયામાં આકાશ પાતાળનુ અંતર હોય છે... છતાં મને એક વાતથી આશ્વાસન મળી રહે છે..."

"કઈ વાતથી? પ્રિયાના બાહુબંધન.."

"ના. ના...ના...મહારાજ, મને જ્યારે આપ યાદ આવો છો ત્યારે આશ્વાસન મળી રહે છે.."

"હું સમજ્યો નહિ..."

"એક પ્રિયાના બંધનથી હુ ગળે આવી ગયો છુ, ત્યારે ત્રીસ જેટલી પ્રિયાઓ વચ્ચે આપની કઈ પરિસ્થિતિ હશે? બસ, આ વિચાર આવે છે ને હુ સંતોષ પામું છુ."

વિક્રમ હસી પડયો અને બોલ્યો: "મિત્ર, ત્રીસ ત્રીસ પ્રિયાઓ હોવા છતાયે હુ એવો ને એવો મુક્ત જ છું...અને એકત્રીસમી પ્રિયા ખાતર મારે તને યાદ કરવો પડયો છે.."

"મહારાજ, આપે શુ ધાર્યું છે?"

"ભાઈ, મારી વાત તો સાંભળ .." કહી વિક્રમે નાગદમની, તેની કન્યા દેવદમની, પંચદંડના છત્ર અંગે જાગેલું કુતૂહલ, શેતરંજની શરત અને છેલ્લે વિજય મેળવવાના ઉપાયની સઘળી વાત વિક્રમે વૈતાલને કહી સંભળાવી.

આખી વાત સાભળ્યા પછી અગ્નિવૈતાલે કહ્યું : "મહારાજ, આપે ભારે કરી છે. દેવદમની તો અમારી જાતિમા પણ ઘણી જ પ્રસિધ્ધ છે . તેણે મંત્રવિદ્યાના બળે ઘણાં શુભાશુભ દેવોને પ્રસન્ન કર્યા છે...પણ આપ નિશ્ચિંત રહેજો. .હુ આપનું કાર્ય જરૂર બજાવી દઈશ... અને આજ રાત્રિના પ્રથમ પ્રહરે જ આપણે સિકોતર પર્વત પર પહોંચી જઈશુ . આપ વેશપરિવર્તન કરી રાખજો ..હુ તો અદ્રશ્ય જ રહીશ અને ઈન્દ્રમહારાજ તરફથી દેવદમનીને જે કંઈ ઉપહાર મળશે તે હુ હરી લઈશ."

"મિત્ર, મને શ્રદ્ધા હતી કે આ કાર્ય તારા હાથે જ પાર પડશે. હવે અહી રહી જવુ છે ને ?"

"ના મહારાજ, હુ ઘણા જ મધુર છતાં અતિ કઠોર બંધમા બાંધાયેલો છુ. હજી મારે એને પ્રસન્ન કરીને આજની રાત માટે રજા મેળવવી પડશે."

"એ કરતા એને સાથે લઈ લે તો ?"

"ના મહારાજ...એનો સ્વભાવ અતિ ચંચળ છે.. વખતે આપણી યોજના ઊંધી વળી જાય..." અગ્નિવૈતાલે કહ્યું.

એ જ સમયે તેની પાછળ અદ્રશ્યપણે આવેલી તેની પત્ની પ્રગટ થઈ અને બોલી ઊઠી : "મહારાજ, આપના મિત્રની વાતમાં કોઈ સત્ય નથી. આપના કાર્યમા મારો કદી વિરોધ ન હોય ..પણ આપના મિત્ર જ મને પળ માટે ય નજરથી દૂર કરી શકતા નથી. ખરી રીતે મારા મધુર બંધનને એમણે પોતાના કઠોર બંધન વડે જકડી લીધુ છે..."

મહારાજાએ મિત્રપત્નીને આવકાર આપીને કહ્યું: " દેવી, આપની વાત સાંભળીને મને ઘણો જ આનંદ થયો...સ્વામીના કઠોર બંધનને મધુરતામાં પલટાવવુ એ કાર્ય તમારુ છે...સંસારમાં માધુર્ય આગળ કઠોરતા હમેશા લાચાર બની છે."

વૈતાલપત્ની પોતાના સ્વામી સામે જોઈને આછું હસી અને બોલી: ' ..વ મૂગા કેમ થઈ ગયા? આજ હું તમારી સાથે જ આવીશ અને મહારાજના કાર્યમાં હુ આપની સહાયક બનીશ. મહારાજને પણ ખાતરી થશે કે હું ચંચળ નથી પણ ચપળ છું."

"ચંચળ ન હોત તો તુ મારી પાછળ ચોકી કરવા શા માટે આવત?"

"ચોકી કરવા નથી આવી પણ આપ મારા માટે કેવી વાત કરો છો તે સાભળવા આવી છુ."

પતિ પત્નીનો આ મીઠો કલહ આગળ ન વધે એટલા ખાતર વિક્રમે કહ્યું :" ભાભીશ્રી, આપના આગમનથી હું ઘણો જ પ્રસન્ન થયો છું. મારો મિત્ર મારી સાથે વચનથી બંધાયો છે એટલે એને મારા કાર્યમાં સહયોગ આપવો પડે છે...પરતુ આપ વચને બંધાયા ન હોવા છતાં મારા પર જે કૃપા દર્શાવી રહ્યાં છો તેથી હુ ખરેખર ધન્ય બન્યો છું. આપ જરૂર આવજો."

ત્યાર પછી વૈતાલ અને તેની પત્ની વિદાય થઈ ગયાં.
વિક્રમ મંત્રણાગૃહમાથી બહાર આવ્યો.

આજ શેતરંજની રમત બંધ હતી એટલે તે રાજસભામાં જવાની તૈયારી કરવા માંડયો અને થોડી વાર પછી કમલારાણીને લઈને એક રથમાં તે રાજસભા તરફ વિદાય થયો.

આજ ઘણા દિવસે મહારાજને રાજસભામાં પધારેલા જોઈ રાજસભાએ વીર વિક્રમનો અને મહાદેવીનો જયનાદ પોકાર્યો.

મહામંત્રી ભટ્ટમાત્રે મહારાજ પાસે આવીને પ્રશ્ન કર્યો: " રમતનો અંત આવી ગયો?"

" ના મહામંત્રી, રમત તો અધૂરી જ છે ..દેવદમનીએ આજ પોતાના કોઇ કાર્ય અંગે રમત બંધ રખાવી છે." વિક્રમે કહ્યું.

રાજસભાના કાર્યનો પ્રારંભ થઈ ગયો.

આજ જનતાની કેટલીક ફરિયાદો પણ હતી ...તે સિવાય બે રાજ્યના દૂતો પણ આવ્યા હતા એટલે રાજસભા હમેશ કરતાં જરા વધારે ચાલી.

રાજસભાનું કાર્ય પતાવ્યા પછી વીર વિક્રમ પોતાની પટરાણી સાથે રાજભવન તરફ વિદાય થયો. એ વખતે મધ્યાહ્નકાળ વીતી ગયો હતો.

અને રાત્રિનો પ્રારંભ થતાં જ વીર વિક્રમે વનવાસીનો વેશ ધારણ કર્યો. સ્વામીનો આવો વેશ જોઇને કલા અને કમલ બંને હસી પડી.

વિક્રમે બંને પ્રિયાઓ સામે જોઈને પ્રશ્ન કર્યો : " કેમ છદ્મવેશ બરાબર નથી લાગતો ? "

" નહિ મહારાજ. જો અમે અહીં હાજર ન હોત તો આપને જોઈને અમે પણ ભ્રમમાં સપડાઈ જઈએ. આપ વેશપરિવર્તનમા ખૂબ જ કુશળ છો."

" તો પછી હસવાનું કારણ ? "

" આપનો આ વેશ ! કોઈ દિવસ નહિ ને આજ આપને આવો છદ્મવેશ ધારણ કરવાનું કેમ સૂઝ્યું ? "

" પ્રિયે, આજ જરા દૂર જવું છે. "

" કેટલે દૂર ? "

" તું ચિંતા ન કરીશ. હું મારા સમયે તો આવી જ જઈશ, પણ આ બધી વિગત હું તને બે દિવસ પછી કહીશ. જ્યા સુધી કાર્ય સિદ્ધ ન થાય ત્યાં સુધી એ અંગે કંઈ બોલવું તે ઉચિત ન ગણાય." વિક્રમે પોતાની બંને પ્રિય રાણીઓ સામે જોઈને કહ્યું.

"ત્યાર પછી તે ભવનના ગુપ્ત દરવાજેથી રાજભવનના ઉપવનમાં ગયો.

અને થોડી વાર પછી વૈતાલ દંપતી હાજર થઇ ગયાં.

અને વૈતાલની દૈવી શક્તિના પ્રભાવે માત્ર અર્ધ ઘટિકામાં ત્રણે ય સિકોત્તર પહાડ પર આવેલા સિકોત્તરી દેવીના ભવ્ય મંદિર પાસે પહોંચી ગયાં.

વૈતાલે કહ્યું : "મહારાજ, આજનો ઉત્સવ જોવા આવનારા વનવાસીઓ આવી રહ્યા છે. આપ પણ તેની સાથે ભળી જજો. હું ને મારી પ્રિયતમા અદ્રશ્ય બનીને મંદિરમા જ દાખલ થઈ જઈએ છીએ."

વિક્રમે વૈતાલ અને તેની પત્નીનો આભાર માન્યો અને તે મંદિર તરફ અગ્રસર થયો.

હજી રાત્રિનો પ્રથમ પ્રહર ચાલતો હતો. લગભગ વીસ જેટલા વનવાસીઓ મંદિર બહારના પ્રાંગણમાં આવીને બેસી ગયા હતા. વિક્રમ પણ ત્યાં આવીને તે લોકો વચ્ચે શાંતિથી બેસી ગયો.

મંદિરના સભામંડપના દ્વારમાંથી વિક્રમે અંદર નજર કરી તો દેવદમની ચાર સુંદર દાસીઓ સાથે એક તરફ બેઠી હતી. તેણે ઉત્તમ પ્રકારનાં વસ્ત્રાલંકારો ધારણ કર્યાં હતાં. તેના મસ્તક પર તેજસ્વી વજ્ર રત્નથી જડેલી દામિની વીજળી માફક ઝળહળી રહી હતી. નીલમ રત્નના બાજુબંધ, નીલમવજ્રનાં કંકણ, મુક્તા, નીલમ અને વજ્રની માળાઓ, મણિખંચિત કર્ણફૂલ વગેરે અલંકારો જોઈને વિક્રમ તો આશ્ચર્યમુગ્ધ બની ગયો હતો. આવાં મૂલ્યવાન અલંકારો દેવદમનીએ ક્યાંથી પ્રાપ્ત કર્યાં હશે? અને કોઇ સમ્રાટને ત્યાં પણ ન હોય એવાં ચમકતા કૌશેયનાં વસ્ત્રો પરિધાન કર્યાં હતાં. સુકેસરી રંગનો કમ્મર પટકો! વાદળી રંગનો કંચુકીબંધ અને ઘેરા ગુલાબી રંગનું ઉત્તરીય!

ખરેખર દેવદમની કોઇ દેવકન્યા સમી જ લાગતી હતી. તેણે

પોતાના વિશાળ કેશનો ક્રમળ ગુચ્છ બનાવ્યો હતો અને તેમાં સુંદર પુષ્પો ગોઠવ્યા હતા.

વિક્રમના મનમાં થયું...આ દેવદમની ખરેખર કોઈ અપૂર્વ લાગે છે! ઈન્દ્ર પાસે આટઆટલી અપ્સરાઓ હોવા છતાં દેવદમનીને નૃત્યાંગના બનવાનો લાભ કેમ મળ્યો હશે!

વિક્રમે એ પણ જોયુ કે, સભામંડપ ઘણો જ વિશાળ છે. ચારે તરફ દિવ્ય પ્રકાશ ફેલાતી દીપમાલિકાઓ ઝળહળી રહી છે. જોનારને એમ જ લાગે કે આવા તેજોમય દીપક સ્વર્ગ સિવાય ક્યાંય નહોતા.

અને વિક્રમે સિકોત્તરી માતાની ભવ્ય પ્રતિમા તરફ નજર કરી... અરે, આ શું મણિરત્નની પ્રતિમા હશે કે આરસની? કેટલું તેજ? જોનારને એમ જ લાગે કે દેવી સિકોત્તરી સદેહે સિંહાસન પર બિરાજમાન થયાં છે...અને તેનો પૂજારી...? અતિ વયોવૃદ્ધ હોવા છતાં કેટલો સશક્ત છે?

વિક્રમ અન્ય દિશા તરફ નજર કરે તે પહેલાં જ ઈન્દ્ર મહારાજના મિત્રો અને તેમની પત્નીઓ આવી ગઈ. સહુએ સિકોત્તરીને નમન કરીને પોતપોતાના સ્થાને બેઠક લેવા માંડી.

અને થોડી પળો પછી દેવેન્દ્ર પોતાની પ્રિયા સાથે દૃશ્ય બન્યો... બંનેએ સિકોત્તરી દેવીને ભાવપૂર્વક વંદન કર્યાં અને દિવ્ય પુષ્પોની બે માળાઓ પૂજારીના હાથમા સોંપી...

ત્યાં તો ચાર અપ્સરાઓ, બીજા આઠ દસ દેવગણો, દાસદાસીઓ આવી ગયાં.

વિક્રમના મનમાં થયુ...આ બધા કયે રસ્તેથી આવ્યાં હશે?

પણ આ પ્રશ્નનો ઉત્તર અત્યારે શોધી શકાય એમ નહોતો. બધાં દેવદેવીઓ યથા સ્થાને બેસી ગયા હતાં. અને વયોવૃદ્ધ પૂજારીએ એક હજાર ને એક દીપકની આરતી ઉતારવાનો પ્રારંભ કર્યો...

વિક્રમે એ પણ જોયું કે ગાંધર્વોની એક વાદ્યમંડળી પણ

પોતપોતાનાં વિવિધ વાદ્યો સાથે જ્યાં દેવદમની બેઠી હતી ત્યાં ગોઠવાઇ ગઈ છે.

આરતી શરૂ થઈ ગઇ હતી.

ઘંટાનાદ, ઝાલરીનો રણકાર અને કાંસ્યવાદ્યોનો ધ્વનિ અદ્દભુત વાતાવરણ ખડું કરી રહ્યો હતો.

## ૧૨ : : દેવદમની હારી ગઇ

દેવી સિકોત્તરીની આરતી પૂરી થઈ અને બધા દેવો ઊભા થઈ ગયા. ઇન્દ્ર પોતાની પત્ની સાથે સહુની આગળ આવ્યો. દેવદમની અને તેની દાસીઓ પણ ઊભી થઇ ગઈ.

બહારના પ્રાંગણમાં બેઠેલાં વનવાસીઓ પણ ઊભા થઈ ગયા.

દેવની સ્તુતિ શરૂ થઈ.

આ તકનો લાભ લઇને અગ્નિવૈતાલે પોતાની પત્નીને માનવસુંદરીનુ રૂપ ધારણ કરીને દેવદમનીની દાસીઓ સાથે ઊભા રહેવાનું જણાવ્યુ.

વૈતાલપત્નીએ તરત એ પ્રમાણે કર્યું.

લગભગ એક ઘટિકા પર્યંત સ્તુતિગાન ચાલ્યું...

ઇન્દ્રે કરેલી સ્તુતિ પૂરી થઈ કે તરત દેવી સિકોત્તરીના કંઠમાંથી બે દિવ્ય પુષ્પમાળાઓ આપોઆપ નીકળીને ઇન્દ્ર અને તેની પત્નીના કંઠમાં આરોપાઈ ગઈ

બધાએ ઉલ્લાસભર્યા સ્વરે દેવી સિકોત્તરીનો જયનાદ પોકાર્યો અને વૃદ્ધ પૂજારીએ સર્વને ચરણામૃત આપવું શરૂ કર્યું.

આ વિધિ પૂરો થયો એટલે સભામંડપમાં ઊભા થયેલા દેવ-દેવાંગનાઓ પોતાના આસને બેસી ગયાં.

ગાંધર્વ લોકના વાદ્યકારોએ પદ્મઋજા નામની અપૂર્વ રાગિણી શરૂ કરી...

અને દેવદમની ઊભી થઈ..ઈન્દ્ર મહારાજને નમસ્કાર કરીને તેણે દેવી સમક્ષ એક ભવ્ય ગણાતું દેવવંદના નામનું નૃત્ય શરૂ કર્યું.

વિક્રમ તો આશ્ચર્યમુગ્ધ બનીને દેવદમનીના રૂપલાવણ્યને જ જોતો હતો. આવું દિવ્ય રૂપ? આવું આકર્ષક માધુર્ય? અને આવી મહાન નૃત્યસિદ્ધિ? શું દેવદમની કોઈ અપ્સરા હશે?

પદ્મઋજા નામની રાગિણી વિક્રમથી સમજાતી નહોતી પરંતુ તે એટલું અવશ્ય જાણી શક્યો હતો કે આ કોઈ ગાધર્વલોકના મહા સંગીતની એકાદ ભવ્ય રાગિણી લાગે છે...રાગિણીની સ્વરલહરી દેવતાઓને પણ સ્થિર સ્તબ્ધ બનાવી રહી છે.

પણ દેવદમનીના અંગમરોડ, હાથની મુદ્રાઓ, ભાવની અભિવ્યક્તિ, તીરછાં નયનોની ભાવમસ્તી...અને તેની યૌવનછટા કોઈ અદ્ભુત હતી..શું આ દેવદમની જ પોતાની સાથે શેતરંજ રમતી હશે? વિક્રમ ખરેખર મુગ્ધ બની ગયો હતો.

અને નૃત્ય સોળે કળાએ ખીલ્યું હતું જેમ નીલસરોવરમાં ચંદ્રને આંબવા મથતું પોયણું ખીલે તેમ.

પદ્મઋજા રાગિણીની સ્વરલહરીઓને રમાડી રહેલું દેવદમનીનું નૃત્ય ત્યાં બેઠેલાં બધાં દેવદેવીઓને મુગ્ધ કરી રંજાડતું હતું.

અને આ દેવવંદના નામનું ભાવ નૃત્ય પૂરું થયું કે તરત ઈન્દ્રે અતિ પ્રસન્ન થઈને નંદનવનના ફૂલોથી શોભતી એક પુષ્પમાળા દેવદમની પર ફેંકી.

દેવદમનીએ ઈન્દ્રને નમન કરીને એ પુષ્પમાળા દૂર બેઠેલી પોતાની દાસીઓ તરફ ફેંકી.

અગ્નિવૈતાલની પત્નીએ તરત તે ઝીલી લીધી અને સામે પડેલા કરંડિયામાં સંભાળપૂર્વક મૂકી દીધી.

બીજી ચારે ય દાસીઓ અવાક્ બનીને આ નવી સ્ત્રી તરફ જોઈ રહી. તેમના મનમાં થયું કે આ દાસી કદાચ દેવદમનીની કોઈ પ્રિય સખી હશે અને અવંતિથી જ તેની સાથે આવી હશે ?

અને દેવદમનીએ બીજા નૃત્યનો પ્રારંભ કર્યો. એ નૃત્યને અભિનંદવા ગાંધર્વોએ એક મસ્ત રાગિણી વહેતી કરી.

આ બીજા નૃત્યમાં તો દેવદમનીએ પોતાની કલાના અદ્ભુત રંગો બિછાવવા માંડ્યા. ઉલ્લાસ અને પ્રેરણાના ભાવો એના અંગે અંગમાંથી જાણે નીતરવા માંડ્યા. બધાં દેવદેવાંગનાઓ સ્થિર નેત્રે નિહાળી રહ્યાં હતાં. ઇન્દ્રના વદન પર પ્રસન્નતા નાચી રહી હતી. અને પ્રાગણમાં બેઠેલો વનવાસી વિક્રમ પણ મુગ્ધ બની ગયો હતો. તેને એ પણ યાદ નહોતું રહ્યું કે પોતે શું કામે આવ્યો છે ?

બીજુ અભિનવ નૃત્ય પુરૂં થયું.

ઇન્દ્રે એક રત્નજડિત નૂપુર હાથમાં લઇને દેવદમની તરફ ઉછાળ્યુ. દેવદમનીએ નૂપુર ઝીલી લઈ ઇન્દ્ર અને ઇન્દ્રરાણી સામે મસ્તક નમાવ્યુ અને ઉપહાર રૂપે મળેલુ નૂપુર દાસીઓ તરફ ફેંકયુ. વૈતાલ-પત્નીએ તરત ઝીલી લીધુ અને કરંડિયામાં મૂકયુ.

વૈતાલપત્નીએ મૂકેલી પુષ્પમાળા વૈતાલ હરી ગયો હતો. નૂપુર પણ હરી ગયો. અને બહાર બેઠેલો વિક્રમ તો નૃત્ય, નૃત્યાંગના અને દેવસભામાં જ પોતાની જાતને વિસરી ગયો હતો.

દેવદમનીએ ત્રીજું નૃત્ય શરૂ કર્યું. આ નૃત્યમાં વિદાયના કરણ-મધુર ભાવો ઉભરાતા હતા

રાત્રિનો ત્રીજો પ્રહર પૂરો થવા આવ્યો હતો અને દેવદમનીનું વિદાય નૃત્ય પૂર્ણેન્દુની શીતળ ચાંદની માફક શોભી રહ્યું હતુ.

વંદના, ઉલ્લાસ, પ્રેરણા અને છેલ્લે વિદાયની ભાવોર્મિ.

દેવતાઓ ધન્ય ધન્ય કહેવા માંડ્યા અને રાત્રિના ચતુર્થ પ્રહરની એકાદ ઘટિકા વીત્યા પછી નૃત્ય પૂરું થયું.

ઇન્દ્ર અતિ પ્રસન્ન થઈ ગયો હતો તેણે સુવર્ણની એક દાબડીમાં માનવીને નવયૌવન અર્પે એવું એક પાનનું બીડું મૂકીને તે ઉર્વશી સમી શોભતી દેવદમની તરફ ફેંક્યું.

દેવદમનીએ દાબડી ઝીલી લીધી અને ભાવપૂર્વક નમઃસ્કાર કર્યા. દેવદમનીએ એ દાબડી દાસી તરફ ફેંકી. વૈતાલપત્નીએ ઝીલી લઈને કરંડિયામાં મૂકી. વરતી જ પળે કરંડિયામાંથી એ દાબડી વૈતાલે હરી લીધી.

બધાં દેવદેવાંગનાઓ ઊભાં થઈ ગયાં અને દેવી સિકોત્તરીને નમન કરી તરત જ વિદાય થવા માંડ્યાં.

અગ્નિવૈતાલ અને તેની પત્ની પણ અદ્રશ્ય બનીને બહાર આવી ગયાં.

જે ચાર દાસીઓ આવી હતી તે ઇન્દ્ર તરફથી આવેલી એટલે તે પણ અદ્રશ્ય થઇ ગઇ

વૈતાલે અદ્રશ્યરૂપે જ મુગ્ધ ભાવે દેવદમનીને જોઇ રહેલા વિક્રમનું કાંડું પકડી લીધું.

વિક્રમ સાવધ બની ગયો. તે વનવાસીઓ વચ્ચેથી બહાર નીકળ્યો. થોડે દૂર ગયા પછી વૈતાલે કહ્યું: "મહારાજ, આપનું કાર્ય થઈ ગયું છે. ઈન્દ્રે પ્રથમ નંદનવનમાં એક વરસ સુધી ન કરમાય એવા દેવપુષ્પોની સૌરભવંતી માળા આપી હતી, પછી એક રત્નજડિત મૂલ્યવાન નૂપુર આપ્યું હતું. છેલ્લે યૌવનને નવું ચેતન મળે એવું પાન એક સુવર્ણની દાબડીમાં મૂકીને આપ્યું હતું. એ ત્રણેય વસ્તુ મે લઈ લીધી છે, અને આ ઘટનાની દેવદમનીને કલ્પના પણ નથી આવી. હવે આપણે સત્વર અવંતિ ભેગા થઈ જવું જોઈએ."

વૈતાલપત્નીએ કહ્યું : "મહારાજ, તમારા મિત્ર ખોટી બડાઈ હાંકે છે હો આ ત્રણેય વસ્તુ મેં જ ઝીલી લીધી હતી."

"મારી દૃષ્ટિએ તમે બન્ને એક જ છો...હું તમારો આભાર ક્યા શબ્દોમાં માનું?"

વચ્ચે જ વૈતાલ બોલ્યો : "કર્તવ્યમાં આભાર ઉપકાર શોભે નહિ. હવે તમે મારો હાથ પકડી રાખો. દેવદમની ત્યાં પહોંચે તે પહેલાં આપણે પહોચી જવુ છે અને મારી ઘરવાળી એક ચમત્કાર પણ કરશે"

"શું?"

"દેવદમની એક વૃક્ષ પર બેસીને આવી છે પોતાની સિદ્ધિ વડે એ વૃક્ષ પર તે પાછી જશે. જુઓ, તે મંદિરમાંથી બહાર નીકળી તેના હાથમા કરંડિયો છે. એ કરંડિયામાં કશું નથી એવી તેને કલ્પના છે જ નહિ અને જેવું વૃક્ષ અવંતિ તરફ ભાગશે કે તમારી ભાભી એ વૃક્ષમાં અદૃશ્યરૂપે બેસી જશે અને માર્ગમાં આવતા એક સરોવરમાં દેવદમનીનો કરંડિયો નીચે પાડી દેશે કરંડિયો સરોવરમાં જ પડશે અને દેવદમની કશુ શોધી શકશે નહિ. તે એમ જ માનશે કે ઉપહારની વસ્તુઓ આકસ્મિક રીતે પડી ગઈ."

વિક્રમે કહ્યુ. "તો તો આ કાર્યનો સઘળો યશ મારાં ભાભીને મારે આપવો પડશે."

વૈતાલપત્નીએ કહ્યુ. "મહારાજ, હું રજા લઉં છું દેવદમની વૃક્ષ પર બેસે તે પહેલાં મારે પહોંચી જવુ જોઈએ."

વૈતાલ અને વિક્રમ પણ આકાશ માર્ગે વિદાય થયા.

અંધારી ચૌદશ હતી. તારાગણોનો મીઠો પ્રકાશ પૃથ્વી પર છટકાવ કરી રહ્યો હતો.

અને વૃક્ષ પર દેવદમની બેસી ગઈ. ન સમજાય એવી ભાષામા તે કંઈક બોલી અને વળતી પળે જેમ કોઇ વિમાન મનની ગતિએ ઊડે તેમ તે વૃક્ષ ઊડવા માંડ્યું.

લગભગ અર્ધ ઘટિકા પછી તે વૃક્ષ એક સરોવર પરથી પસાર

થતું હતું દેવદમનીએ કરંડિયો એક ડાળી પર રાખીને તેના પર પોતાનો હાથ મૂક્યો હતો.

એકાએક કરંડિયો છટકીને નીચે પડ્યો. દેવદમની ચમકી. નીચે તો વિશાળ સરોવર હતુ. કોઈ સાગરની છમી જેવુ. હવે શું થાય ?

અંધકાર બહુ ગાઢ નહોતો એટલે તે જોઇ શકી કે કરંડિયો સરોવરમાં જ પડ્યો છે. પણ ઉપહાર રૂપે મળેલી વસ્તુઓ પ્રાપ્ત થવી શકય નહોતી અને વૃક્ષ તો થોડી જ પળોમાં સરોવર વટાવીને આગળ નીકળી ગયું હતું.

કાર્ય પૂરું કરીને વૈતાલપત્ની પણ અદ્રશ્ય રૂપે વૃક્ષનો ત્યાગ કરીને પોતાના સ્વામી તરફ વિદાય થઈ ગઇ.

અવંતિના રાજભવનમાં ત્રણે ય આવ્યાં ત્યારે પ્રાત. સમય થવા આવ્યો હતો. વૈતાલે મહારાજ વિક્રમને દેવદમનીને મળેલા ઉપહારની ત્રણે વસ્તુઓ આપી દીધી અને વિક્રમનો ખૂબ જ આગ્રહ હોવા છતાં વૈતાલ દંપતીએ વિદાય માગી અને બંને વિક્રમના બેઠક-ખંડમાંથી અદ્રશ્ય થઈ ગયાં.

વિક્રમ જરા વિશ્રામ લેવા એક આસન પર બેઠો.

પ્રાતઃકાળ થઈ ગયો હતો.

રાજ ગાયકોએ પ્રાર્થના ગાન શરૂ કરી દીધુ હતું. વાદ્યકાર મંડળીના વાદ્યો પણ પ્રાત કાળને અભિનંદી રહ્યાં હતા. દાસદાસીઓ જાગૃત થવા માંડ્યાં.

વિક્રમે એક દાસને બોલાવીને એક નાની પેટિકા મંગાવી મહારાજને આટલા વહેલા જાગૃત થયેલા જોઈ સેવકને આશ્ચર્ય થયુ. તે તરત એક નાની પેટિકા લઇ આવ્યો. મહારાજ વિક્રમે કહ્યું : "મારા સ્નાન કરવાની તૈયારી કર."

દાસ નમન કરીને ચાલ્યો ગયો. વિક્રમે નાની પેટિકામાં પ્રથમ પાનના બીડાવાળી દાબડી મૂકી, તેના પર નૂપુર મૂક્યું અને તેના પર

પુષ્પમાળા મૂકી. ત્યાર પછી નાની પેટિકા લઈને તે પોતાના ખંડમાં ગયો. તેનો ખાસ પરિચારક રામદાસ જાગૃત થઈને આવી ગયો અને બોલ્યો "કૃપાનાથ, આપ હમણાં જ પધાર્યા લાગો છો."

"હા રામદાસ ..મહાદેવી હજી સૂતાં છે?"

"હા કૃપાનાથ. આપની રાહ જોતાં બને મહાદેવીઓ મોડી રાત સુધી જાગ્યાં હતાં. એમને જગાડું?"

"ના, તું મારાં વસ્ત્રો તૈયાર કર. હુ હમણાં જ પ્રાતઃ કાર્ય પતાવી નાખુ છુ અને આ પેટિકા સંભાળીને મૂકી દે. હું જ્યારે શેતરંજ રમવા જઉં ત્યારે મને આપજે."

"જી." કહીને રામદાસે પેટિકા એક મંડપમાં મૂકી દીધી. ત્યાર પછી તે બહાર ગયો.

વીર વિક્રમ જ્યારે સ્નાનગૃહમાં ગયો ત્યારે બને રાણીઓ જાગૃત થઈને બહાર નીકળી હતી અને રામદાસના મોઢેથી મહારાજ આવી ગયાની વાત સાંભળીને બંનેને કંઈક નિરાંત થઈ.

યથા સમયે વીર વિક્રમ નાની પેટિકા લઈને શેતરંજની રમતના મંડપમાં પહોંચી ગયો. દેવદમની હજી આવી નહોતી.

વિક્રમે નાની પેટિકા પોતાના આસનની પાછળ એવી રીતે ગોઠવી કે દેવદમની એ પેટિકા ખૂલે તો અંદર શું છે તે જોઈ ન શકે.

આમ તો આખી રાતનો ઉજાગરો હતો. પણ વીર વિ મને આવા ઉજાગરાઓમાં આનંદ પ્રાપ્ત થતો હતો. જે ઉજાગરા અળખામણા અને પરાણે કરવા પડતા હોય છે તે ઉજાગરાઓ જ માનવીને લોથ જેવો કરી નાખે છે!

વીર વિક્રમના માનસ પર હજી પણ દેવદમનીનુ નૃત્યાંગના સ્વરૂપ રમી રહ્યું હતુ. આવી મહાન કલા...આવું રૂપ અને આવી સિદ્ધિ મારા જ રાજ્યની એક ઘાચી કન્યામાં! આશ્ચર્ય એવુ હતું કે, વિક્રમના અંતરમાંથી જરા યે વિચલિત નહોતુ બનતુ. તેણે દેવદમનીને ક્ષોભ પમાડવાનો ઉપાય બરાબર વિચારી લીધો હતો.

એ જ વખતે મંડપનું દ્વાર ખુલ્યું. દેવદમની અને નાગદમની મંડપમાં દાખલ થયા. વિક્રમે આસન પરથી ઊભા થઇને બંનેને આવકાર આપ્યો.

નાગદમનીએ કહ્યું. "કૃપાનાથ, પ્રાત. કાર્ય પતાવવામાં જરા વિલંબ થયો હતો એટલે અર્ધ ઘટિકાનો વિલંબ થયો છે અને આપને બેસી રહેવું પડે છે. હું ક્ષમા યાચના કરું છું."

"નહિ, નહિ...નાગદમની, સંસારી માણસોને અનેક જંજાળ હોય. કોઇ દિવસ વિલંબ પણ થઈ જાય." આમ કહીને તેણે દેવદમની સામે જોયું. દેવદમની પોતાના આસન પર બેસી ગઈ. વિક્રમે કહ્યું. "દેવદમની, ચિત્ત તો પ્રસન્ન છે ને?"

"હા મહારાજ. મારું ચિત્ત ખૂબ જ આનંદમાં છે. આજ હું આપને બીજી વાર હરાવવાના ઉત્સાહ સાથે જ આવી છું"

"તો મને ઘણો આનંદ થશે. જો હું હારીશ તો કોઈ શત્રુના હાથે હારવાનો અપયશ મને નહિ મળે, પણ મારી પ્રજાની એક સુંદર કન્યાના હાથે હારવાનું ગૌરવ મળશે" કહી વીર વિક્રમે શેતરંજ ઉપરનું ઢાંકણું ઉઠાવ્યું.

નાગદમનીએ શેતરંજ તરફ નજર કરી. એક પણ મહોરૂં ખસ્યું કે પડ્યું નહોતું.

બંને વચ્ચે રમતનો પ્રારંભ થયો. વીર વિક્રમ રમતમાં કદી ઢીલ કરતો નહોતો એની ચાલ હંમેશા ઝડપી જ રહેતી. પણ આજ તેણે અભિનય શરૂ કર્યો. દેવદમનીની ચાલનો જવાબ આપતાં પહેલા વીર વિક્રમ વિચારમગ્ન બની જતા અને કંટાળો આવે એટલા વિલંબ પછી તે ચાલ ચાલતો.

આ રીતે આઠ દસ ચાલ ચલાવ્યા પછી દેવદમની બોલી "માહા-રાજ, આજ કંઇ અસ્વસ્થ તો નથી ને? આટલા વિચારમગ્ન બની કેમ જાઓ છો?"

"દેવી, હું પૂર્ણ સ્વસ્થ છુ, પરંતુ ઉત્તર રાત્રિએ આવેલું એક વિચિત્ર સ્વપ્ન મારા મનમાંથી જરાયે ખસતું નથી."

"સ્વપ્ન ?"

"હા દેવદમની. આમ તો મને સ્વપ્ન ન આવે પણ આ સ્વપ્નમાં તુ આવી હતી એટલે મનમાંથી જતું નથી."

દેવદમનીએ હસીને કહ્યું : "મહારાજ, આપને હરકત ન હોય તો એ સ્વપ્ન મને કહો."

એ પળ વિચારીને વિક્રમે પ્રસન્ન નજરે દેવદમની સામે જોયું અને કહ્યું : "સ્વપ્ન ભારે વિચિત્ર અને અનોખું છે. કદી ન જોયો હોય એ પહાડ પર હુ જઈ ચડ્યો. ભૂખ અને તૃષાથી મારુ મન ભારે વેદના ભોગવી રહ્યું હતુ. સંધ્યા વીતી ગઈ હતી. રાત્રિનો અંધકાર ઘેરાઈ રહ્યો હતો. મારામાં ચાલવાની શક્તિ પણ નહોતી રહી. ત્યાં થોડે દૂર એક નાની ઝૂંપડી દેખાણી. હુ માંડમાંડ ત્યાં પહોંચ્યો. એ ઝૂંપડીમાં વનવાસીઓ રહેતા હતા તેઓએ મને ભોજન આપ્યુ. મને ખૂબ જ સંતોષ થયો. રાતનો અંધકાર ગાઢ થઈ રહ્યો હતો. અને એ વનવાસીએ મને કહ્યું : "ભાઈ, આજ અમારાં માતાજીનો ઉત્સવ છે તારે જોવા આવવુ છે ?" હુ એકલો બેસીને શુ કરુ ? તરત એ લોકો સાથે ગયો. અમે એક વિશાળ મંદિરના પ્રાંગણમાં પહોંચ્યા. મંદિરમાં દિવસનો આભાસ થઈ રહ્યો હતો. મંદિરમાંથી અવનવી સૌરભ પ્રસરી રહી હતી હુ એક નજરે મંદિર તરફ જોઈ રહ્યો. ત્યાં એકાએક હુ ચમકયો મંદિરના સભામંડપમાં કોઈ દેવદેવીઓ બિરાજયાં હોય એમ દેખાયું, અને મેં તને એ લોકો સામે નૃત્ય કરતી જોઈ"

દેવદમની ચમકી, પણ વળતી જ પળે હસીને બોલી "શુ આપે મને જોઈ ? સાવ અસંભવિત ! દેવદેવીઓ વચ્ચે હું કેવી રીતે જઈ શકુ ?"

"પણ મારુ સ્વપ્ન સાંભળવા જેવુ છે. તારુ નૃત્ય પૂરુ થયું

કે તરત બધાથી શ્રેષ્ઠ જણાતા એક દેવે તારા પર પુષ્પમાળા ફેંકી. તેં એ ઝીલી લીધી અને પેલા દેવને તેં નમન કરીને એ માળા તેણે દૂર બેઠેલી ચાર પાંચ સુંદરી સ્ત્રીઓ તરફ ફેંકી."

"મહારાજ, સ્વપ્ન એ સત્ય હોય નહિ કદાચ આપને મારા ચહેરાને મળતી આવતી કોઇ નૃત્યાંગનાને જોઇને સ્વપ્નમાં ભ્રમ થયો હશે!"

"નહિ દેવી, મને ભ્રમ નહોતો થયો. હું એકવાર જેને જોઉં છું તેને ભૂલી શકતો નથી. તું જ હતી." વીર વિક્રમે કહ્યું.

"નહિ મહારાજ. આ એક સ્વપ્ન ભ્રમ સિવાય શું હોઈ શકે?"

"નહિ દેવી. મારી પાસે એનો પુરાવો પણ છે." કહીને વિક્રમે પોતાના આસન પાછળ પડેલી પેટિકાનું ઢાંકણુ ખોલીને નંદનવનનાં ફૂલોનો હાર બહાર કાઢ્યો અને દેવદમનીના ખોળામાં ફેંકતાં કહ્યું: "આ હાર મેં સ્વપ્નમાં જોયો હતો અને સવારે જાગ્યો ત્યારે આ હાર મારી શય્યામાં પડ્યો હતો!"

હાર જોઈને દેવદમનીનું મન ક્ષોભ પામી ગયું. તે કશું બોલી નહિ. વિક્રમે રમત શરૂ કરી. અને માત્ર અર્ધ ઘટિકામાં દેવદમની હારી ગઈ.

નાગદમની પણ ચમકી. પોતાની કન્યા કદી હારે નહિ ને આમ કેમ થયું? ગઈ રાતે દેવદમની પોતાની સિદ્ધિ વડે સિકોત્તર પહાડ પર ગઇ હતી અને ઈન્દ્રે પ્રસન્ન થઈને હાર આપ્યો હતો. પણ એ ઉપહારની વસ્તુઓ તો એક સરોવરમાં પડી ગઈ હતી.

વિક્રમે બીજી રમત શરૂ કરી. દેવદમની સ્વસ્થ થઈ ગઈ હતી. થોડી ચાલ ચાલીને તેણે વિક્રમના એક ઊંટને ઉડાવી લીધો.

વિક્રમે કહ્યું: "દેવી, મારું સ્વપ્ન હજી અધૂરું જ છે. તમે એક બીજુ નૃત્ય કર્યું, એ નૃત્ય ઘણું જ અદ્‌ભુત હતું અને મોટા દેવે તમને એ નૃત્ય પર પ્રસન્ન થઈને એક રત્નજડિત નૂપુર આપ્યું હતું."

"મહારાજ, સ્વપ્ન એ સત્ય નથી હોતું."

"નહિ દેવી. સ્વપ્ન એ સત્ય ન હોવા છતાં કોઈ વાર સ્વપ્ન સત્યનું સ્વરૂપ બની જાય છે. આ રહ્યું એ નૂપુર." કહીને વિક્રમે પેટિકામાંથી નૂપુર કાઢીને દેવદમનીના ઉછરંગમા મૂકતાં કહ્યું : "મે આ નૂપુર જોયું હતું અને આ નૂપુર પણ મારી શય્યામાં પડયું હતું."

દેવદમની ક્ષોભ પામી ગઈ હતી.

બીજી રમત લાંબી ન ચાલી. માત્ર એક જ ઘટિકામાં તે હારી ગઈ.

વિક્રમે કહ્યું : "દેવદમની, હું બે રમત જીત્યો છું. જો આ ત્રીજી રમત જીતી જઈશ તો તારે મારી સાથે લગ્ન કરવાં પડશે અને પંચદંડની માહિતી આપવી પડશે."

દેવદમનીએ કહ્યું: "મહારાજ, હજી આપ બે જ રમત જીત્યા છો. ત્રીજી રમત આપ કદી નહિ જીતી શકો."

વિક્રમે કહ્યું : "મે તો પ્રથમથી જ કહ્યું હતું કે, હું હારવાનો આનંદ માણવા રમું છું. તારા જેવી નિષ્ણાત સમક્ષ હારવું એ પણ જિંદગીનો એક લહાવો છે. પણ આજ તારું ચિત્ત કંઈક અસ્વસ્થ લાગે છે તારી ઈચ્છા હોય તો આપણે આવતી કાલે રમીએ."

"ના મહારાજ. નિયમ પ્રમાણે હું રમવાની. મારુ ચિત્ત જરાય અસ્વસ્થ નથી."

અને ત્રીજી રમત શરૂ થઇ.

વિક્રમે સ્વપ્નકથાનો પ્રારંભ કર્યો : "દેવી, ગઇ રાતનું સ્વપ્ન ભારે વિચિત્ર હતુ તેં ત્રીજા નૃત્યનો પ્રારંભ કર્યો. ઘણું ભવ્ય નૃત્ય હતું અને એ નૃત્ય પૂરું થતાં જ મોટા દેવે તને એક સુવર્ણની દાબડીમાં પાનનું બીડુ આપ્યુ હતું."

"કૃપાનાથ .."

" હું સત્ય કહું છું દેવદમની...એ દાબડી પણ મારી શય્યામાં પડી હતી. આ રહી..." કહી વિક્રમે સુવર્ણની નાની દાબડી દેવદમનીને આપી.

દેવદમનીના હૈયામાં ભારે ક્ષોભ ઊભો થયો અને ત્રીજી રમત પણ તે હારી ગઈ.

તરત વીર વિ મ આસન પરથી ઊભો થઇ ગયો અને બોલ્યો : " પ્રિયે, આપણી શરત મુજબ હું ત્રણેય રમત ઉપરા ઉપર જીતી ગયો છુ. મારો હારવાનો આનંદ તે ઝડપી લીધો છે."

દેવદમની પણ સલજ્જ વદને ઊભી થઈ અને વિક્રમના ચરણમાં ઢળી પડી.

નાગદમનીએ કહ્યું: ' મહારાજ, શરત અનુસાર મારી કન્યાને આપ સ્વીકારો ..આપ કહો તે દિવસે વિધિવત લગ્ન ગોઠવુ "

" હું રાજ જ્યોતિષને પૂછીને જણાવીશ." કહી વિક્રમે દેવદમનીને બને હાથ વડે ઊભી કરતાં કહ્યું : " પ્રિયે, ઘણી વાર સત્ય સ્વપ્નનું સ્વરૂપ લઈને આવતું હોય છે !"

દેવદમની નીચી નજરે જોતી જ ઉભી રહી.

## ૧૩ : : પંચદંડના છત્રની માહિતી

પોતાની કન્યાને લઈને નાગદમની ઘર તરફ વિદાય થઈ. દેવદમનીના હૈયામાં એક પ્રશ્ન ભારે મૂઝવી રહ્યો હતો...પોતે સિકોત્તરી દેવીનાં મંદિરમા ગઈ હતી અને ઈન્દ્ર સમક્ષ નૃત્ય કરીને ઈન્દ્રે ત્રણ વસ્તુઓ ભેટરૂપે આપી હતી તે વાતની ખબર મહારાજા વિક્રમાદિત્યને

કેવી રીતે પડી હશે? અને સરોવરમાં પડી ગયેલી વસ્તુઓ મહારાજા પાસે ક્યાંથી આવી હશે?

ઘેર ગયા પછી નાગદમનીએ દીકરીને પ્રશ્ન કર્યો : "બેટી, તારી હાર થવી એ મારા માટે નવાઈની વાત છે. શેતરંજમાં તુ એટલી નિષ્ણાત છે કે તને કોઇ જીતી શકે નહિ. આમ કેમ બન્યુ ? અને રાજ-રાજેશ્વરે તારી ગુપ્ત વાત કેવી રીતે જાણી લીધી...? કારણ કે તું મંત્ર શક્તિ વડે જ એટલે દૂર ગઇ હતી. મહારાજ એટલે દૂર આવી શકે તેમ નહોતા...અને સંધ્યા સમયે મેં તપાસ કરેલી ત્યારે મહારાજ ભવનમાં જ હતા...અને રાત્રિચર્યા માટે પણ નીકળ્યા હતા."

"મા, હુ કઇ સમજી શકી નથી."

"કંઈ હરકત નહિ. તારી હારમાં પણ તારા જીવનનો આનંદ ભર્યો છે. સાત સાત ભવ સુધી તપજપ કર્યા હોય તેને પણ આવો સ્વામી મળે નહિ...એક રીતે જે થયુ છે તે ઘણું જ ઉત્તમ થયું છે... પરંતુ લગ્ન પછી તારે ખૂબ જ મર્યાદામાં રહેવું પડશે."

"હા મા, અવંતિનાથની રાણી તરીકેનુ પદ-ગૌરવ હુ બરાબર જાળવી રાખીશ. મારી સઘળી સાધના એક તરફ મૂકી દઇશ અને મારા સ્વામીની ઇચ્છાને જ આધીન રહીશ" દેવદમનીએ કહ્યું.

"એ બાબત માટે હુ સાવ નિશ્ચિંત છું...પણ મહારાજાને ઘણી રાણીઓ છે. તારે એ બધી રાણીઓ વચ્ચે દૂધ-સાકરના મેળ માફક રહેવાનુ છે."

"હા મા. અનંત જન્મોની તપશ્ચર્યાથી પ્રાપ્ત થતા સ્વામીને હું દરેક રીતે અનુકૂળ રહીશ..એક વાતની હું તને ખાતરી આપુ છું કે જીવનમાં કોઈ દિવસ મારી નાની સરખીયે ફરિયાદ નહિ હોય." દેવદમનીએ પોતાના હૃદયમાં ઘોળાતો ભાવ વ્યક્ત કર્યો.

દીકરીનો આ નિર્ણય સાંભળીને નાગદમની ખૂબ જ પ્રસન્ન થઈ.

અને રાજભવનમાં આ સમાચાર વાયુવેગે પ્રસરી ગયા હતા.

સૌથી પ્રથમ વીર વિક્રમે કમળા અને કલાને પોતાના વિજયના સમાચાર આપ્યા. સ્વામીના વિજયના સમાચાર સાંભળીને બંને પ્રિયાઓ ખૂબ જ ઉલ્લાસભર્યા હૃદયે સ્વામીના ચરણમાં નમી પડી. વિક્રમે બંનેને આશ્લેષ આપીને કહ્યું : " કમલા, આ વિજય મારો નથી થયો પણ તારી પ્રેરણાનો થયો છે. હુ જાણુ છુ કે તું અને કલા મારા અંગે સદાય ચિંતિત અને જાગૃત રહ્યાં કરો છો. મારામાં થોડી વાર માટે ઉદય થયેલા ગર્વરૂપી આગમાંથી હું ઊગરી જાઉં એટલા ખાતર તેં અઠ્ઠમતપ કર્યું હતું તે હુ ભૂલી શકીશ નહિ ..કલા, તુ પણ સદાય મારા કલ્યાણ માટે પ્રાર્થના કરતી હોય છે એ મારાથી અગોચર નથી. એટલે આ વિજય મારો નથી પણ તમારી બન્નેની ભાવનાઓનો છે."

આમ ચર્ચા ચાલતી હતી ત્યાં અંતઃપુરની સઘળી રાણીઓ હર્ષ વ્યક્ત કરવા આવી પહોંચી. વીર વિક્રમે દરેક રાણીને હૈયા સરસી લઇ લઈને એમના ઉલ્લાસને આવકાર્યો અને દરેક રાણીને એક એક રત્નહાર અર્પણ કરવાની ભાવના દર્શાવી.

જેમ રાજભવનમાં આ સમાચાર વાયુવેગે પ્રસરી ગયા હતા તેમ રાત્રિના પ્રથમ પ્રહરની બેએક ઘટિકામાં તો નગરીમાં પણ મહારાજાના વિજયના અને ઊડતાં પંખી પાડે એવી દેવદમનીની હારના સમાચાર પ્રસરી ગયા હતા.

રાજના સઘળા મંત્રીઓ, મહાબલાધિકૃત, નગરશેઠ, નગરરક્ષક વગેરે રાજકર્મચારીઓ વધાઈ દેવા આવવા માંડ્યા.

મહામંત્રી ભટ્ટમાત્રે આશ્ચર્ય વ્યક્ત કરતાં કહ્યુ : " કૃપાનાથ, આપે અશક્યને શક્ય બનાવી દીધુ છે...નગરીમાં કોઈને એવી આશા સરખી યે નહોતી કે આપ દેવદમનીને હરાવશો."

વીર વિક્રમે ગંભીર સ્વરે કહ્યુ : " મહામંત્રી, આ વિજય મારો છે એમ આપ કોઈ માનશો નહિ ..આપ સર્વની ચિંતા અને પ્રાર્થનાનું જ આ પરિણામ છે. મને એક વાતનો આનંદ થાય છે કે મારા

કર્મચારીઓ અને મારી જનતા સદાય મારા કલ્યાણની કામના કરતી જ હોય છે...આ વિજયની ખુશાલીમાં સવારે જે કોઈ યાચક જે કોઈ વસ્તુની માગણી કરે તે તેને મળે એવો પ્રબંધ કરજો."

અને બીજે દિવસે તો જનતાએ જાણે ઉત્સવ ઊજવ્યો હોય તે રીતે રાજભવનમા લોકોનાં ટોળેટોળાં આવવા શરૂ થયા અને જયનાદ પોકારવા માંડયા.

મહારાજ વિક્રમાદિત્યે પોતાની પ્રાણપ્રિય પ્રજાનો હાર્દિક સત્કાર કર્યો અને આભાર માન્યો.

જન હૃદયનાં ઉલ્લાસ અને ભાવ નિહાળીને વીર વિક્રમને સમજાયું કે જો રાજા જનતાના સુખે સુખી અને દુઃખે દુઃખી રહેતો હોય છે તો જનતા પણ રાજાનાં સુખદુ.ખની ભાગીદાર રહેતી આવે છે. જે રાજા કે રાજકર્મચારીઓ પોતાને જનતાના શાસક માનતા હોય છે અને સત્તાના મદમાં પાગલ બનીને જનતાની કમર તોડી નાખતા હોય છે તે રાજકર્તાઓને એક દિવસે જનતાના નિશ્વાસ સળગાવીને ખાખ કરી નાખે છે.

રાજપુરોહિતે નવમા દિવસે લગ્નનું શુભ મુહૂર્ત કાઢયું અને નવમા દિવસે જનતાના અપાર ઉલ્લાસ વચ્ચે વીર વિક્રમે દેવદમની સાથે લગ્ન કર્યાં.

રાજભવનના વિરાટ અ તઃપુરમાં નિયમ મુજબ દેવદમની માટેનો એક ત્રણ ખ ડનો સુંદર આવાસ ત્રીજી ભૂમિ પર તૈયાર રાખ્યો હતો... દેવદમનીના શયનગૃહને પુષ્પો વડે શણગારવામાં આવ્યું હતું. સમગ્ર રાજભવન દીપમાલિકાઓના પ્રકાશ વચ્ચે ઇન્દ્રપુરી માફક શોભી રહ્યું હતુ. અંતઃપુરના સ રક્ષકે દેવદમનીની સેવા માટે પાંચ દાસીઓ, પાંચ રક્ષિકાઓ, એક દેવસ્થાપિકા અને સ્નાન, ભોજન આદિ માટે બીજી દસ પરિચારિકાઓ ગોઠવી દીધી હતી.

લગ્ન વિધિ અને દરબારનું કાર્ય થયા પછી દેવીને નમઃસ્કાર કરી

કમળારાણી દેવદમનીને તેના આવાસમાં લઇ ગઇ...વીર વિક્રમ મિત્રો અને મંત્રીઓ સાથે એક ખંડમાં ગયો.

આજના લગ્ન નિમિતે વીર વિક્રમે અગ્નિવૈતાલ અને તેની પત્નીને પણ યાદ કર્યાં હતા. અને વૈતાલદંપતી માનવ વેશમાં બધી ક્રિયામાં ભાગ લઇ રહ્યાં હતાં. એમના ભોજનની વ્યવસ્થા વીર વિક્રમે પોતાના ખાસ ખંડમા કરી હતી.

મધ્ય રાત્રિએ વીર વિક્રમે વૈતાલ દંપતીને ઉત્તમ સામગ્રીઓ વડે ખૂબ જ તૃપ્ત કર્યાં અને કહ્યું ." મિત્ર, આ યશ તારા જ ફાળે જાય છે ..મારી ભાભીએ પણ આ કાર્યમાં ખૂબ જ સાથ આપ્યો છે... તમે બંનેએ કરેલી સહાયની વાત મે આજ પર્યંત મનમાં રાખી છે... પણ આજ તો મારે એ વાત કહેવી જ પડશે."

વૈતાલપત્નીએ હસીને કહ્યું : " નવી રાણીને કહેવી છે ને ? એ તો અમે ના પાડીશું તોય કહેશો. પહેલી રાતે પુરુષ સ્ત્રી આગળ રૂના પોલ જેવો નરમ અને મુલાયમ બની જાય છે."

" આ તો તમારા અનુભવના શબ્દો છે ને ? પણ મારો ભાઈ તો આજ પણ એટલો જ મુલાયમ બની રહ્યો છે. આપને ક્ષણ માટે પણ નારાજ ન કરવાં એવું તેણે વ્રત લીધુ લાગે છે...અને મારી વાત તો સાવ નિરાળી છે... મારુ અંતઃપુર સુંદરી પત્નીઓથી ભરપૂર બની ગયું છે ..ઘણી વાર તો હું પણ વીસરી જાઉં છું કે આજ મારે કોના આવાસે જવાનું છે ?"

વૈતાલદંપતી હસી પડ્યાં.

ભોજનથી નિવૃત્ત થયા પછી બંને વિદાય થયાં. વિક્રમ દેવદમનીના આવાસ તરફ ગયો.

દેવદમની પોતાના પ્રિયદર્શન સ્વામીની રાહ જોતી એક આસન પર બેઠી હતી. બે સમવયસ્ક પરિચારિકાઓ તેની સામે બેઠી બેઠી રાજભવન અંગેની માહિતી આપી રહી હતી.

અને મહારાજ વિક્રમાદિત્યના આગમનની છડી પોકારાણી.

બંને પરિચારિકાઓ ઊભી થઈ ગઈ...પણ દેવદમનીએ બંનેને બેસવાનો ઇશારો કર્યો.

એ જ વખતે વીર વિક્રમ દેવી દેવદમનીનાં શયનખંડમાં દાખલ થયો. બંને પરિચારિકાઓ પાયલના મધુર ઝણકાર સાથે ખંડ બહાર નીકળી ગઈ...બહાર નીકળતી વખતે તેમણે ખંડનું દ્વાર અટકાવી દીધું.

મહાપ્રતિહાર અજયે ખંડના દ્વાર પાસે બે રક્ષિકાઓને ઊભી રાખી અને તે પોતાના ભવન તરફ વિદાય થયો.

દેવદમનીનાં હૈયામાં અનંત વાતો અને અનંત પ્રશ્નો ખળભળતા હતા. પરંતુ સ્વામીને જોતાં જ એ બધા પ્રશ્નો જાણે ક્યાંય સમાઈ ગયાં.

દેવદમની નવયૌવના અને રૂપવતી હતી. પરંતુ આજ નવવધૂના વેશે તેનું રૂપ-યૌવન લજ્જાની રક્તિમા સાથે સહસ્રગણું ખીલી ઊઠ્યું હતું, તેણે નીચી નજરે જ ઊભા થઈ એક સુંદર પુષ્પોની માળા સ્વામીના કંઠમાં આરોપી.

વિક્રમે દેવદમનીને બાહુપાશમાં લઈને કહ્યું: "પ્રિયે, શેતરંજની રમત વખતે તો તારામાં જરાય સંકોચ નહોતો..."

દેવદમની કશું બોલી નહિ. સ્વામીના વિરાટ વક્ષઃસ્થળમાં મસ્તક છુપાવીને ઊભી રહી.

વિક્રમે બંને હાથ વડે તેનું મસ્તક પકડીને સહેજ ઊંચું કર્યું અને એક દીર્ઘ ચુંબનદાન આપીને કહ્યું: "પ્રિયે, આટલો બધો સંકોચ શા માટે?"

"તે દિવસે .." દેવદમની વધુ બોલી શકી નહિ.

પણ તેનો મનોભાવ કળી જઈને વિક્રમે મધુર સ્વરે કહ્યું: "તે દિવસે તું પ્રતિસ્પર્ધિની હતી...અને આજ પરાજિત..."

"ના...એવો ભાવ નથી."

"તો પછી આટલો સંકોચ?"

"જિંદગીના સથવારાની પહેલી રાત છે એટલે..."

"ઓહ! પ્રિયે, લજ્જાનું કોઈ કારણ નથી...આવો આપણે આરામથી બેસીએ..."

બંને સુવર્ણજડિત પલંગ પર બેઠાં. વિક્રમે દેવદમનીને ચુંબનથી ભીંજવી નાખીને કહ્યું: "પ્રિયે, તને મેં પહેલે દિવસે તારા ઘર પાસે, જોઈ હતી તે જ પળથી હું તારા પ્રત્યે આકર્ષાયો હતો...આજ મારું ચિત્ત ખૂબ જ પ્રસન્ન બની ગયું છે...મારા હૃદયને શ્રેષ્ઠ અને ગુણવાન પત્ની મળ્યાનો સંતોષ થયો છે. પરંતુ તને પ્રાપ્ત કરવામાં મારે થોડુંક ગુપ્ત કાર્ય કરવું પડ્યુ છે."

"ગુપ્ત કાર્ય? હું સમજી નહિ..."

"તારી સાથે રમતાં રમતાં મને હારવાનો જરાયે ભય નહોતો ...પરંતુ ભય હતો એક જ કે તું મને મળીશ નહિ...અને સમગ્ર નગરીમાં મારી નિંદા શરૂ થઈ ગઈ હતી. રાજભવનમાં મારી પ્રિયાઓ પણ ભારે ચિંતિત બની હતી...રાજકર્મચારીઓ ગમગીન બની ગયા હતા. મેં સહુને સમજાવ્યા કે લોકનિંદા તો ચાર દિવસની ચાંદની જ હોય છે...ચાર દિવસ પછી લોકો બધું ભૂલી જાય છે.."

"સ્વામી, વચ્ચે એક વાત કહું?"

"કહે..."

"રમતમા જ મારું હૃદય પરાધીન બની ગયુ હતું..."

"ઓહ!" કહીને વિક્રમે દેવદમનીને ભુજબંધમાં ભીડી લીધી ...ત્યાર પછી તે બોલ્યો: "પણ મારી જીત અશક્ય હતી."

"નહિ...હું બીજી વાર જીતી જાત ..પણ પછી તો મારે હારવું જ પડત .."

"કેમ?"

હું જીતી હોત તો તમને કદી પામી શકત નહિ."

"ઓહ! તે મને ઈશારાથી પણ તારા મનનું સત્ય દર્શાવ્યું હોત તો મારે સિંકોત્તર પર ન આવવુ પડત .."

"શું આપ ત્યાં પધાર્યા હતા?"

"કોઈ પણ ઉપાયે મારે તને પ્રાપ્ત કરવી હતી અને પંચદંડની; માહિતી મેળવવી હતી એટલે મારે ખેપ ખેડવો પડ્યો...." આમ કહી વીર વિક્રમે ક્ષેત્રપાળ પાસેથી મેળવેલી માહિતીની અને પોતાના મિત્ર અગ્નિવૈતાલ અને તેની પત્નીની સહાયથી કેવી રીતે ઈન્દ્રે આપેલી ત્રણેય વસ્તુઓ પ્રાપ્ત કરી તે હકીકત વિગતથી કહી સભળાવી.

આખી વાત સાંભળીને દેવદમની સ્વામીને વળગી પડતાં બોલી:

"તમે ભારે ખેલાડી છો..."

"તારાં કામણગારાં નયનોએ મને ખેલાડી બનાવી દીધો હતો ...હવે તારે મને પચદડવાળા છત્રની માહિતી આપવી પડશે..."

"હા સ્વામી ..મારી માતા આવતી કાલે આપને મળવા આવશે, અને આપને માહિતી આપશે. પરતુ એ છત્ર સાવ છૂટું પડી ગયું છે ..એની સામગ્રી પ્રાપ્ત કરવી તે ભારે દુષ્કર કાર્ય છે!"

"પ્રિયે, દેવતાઓનુ દમન કરનારી અને ઈન્દ્રને પ્રસન્ન કરનારી તારી જેવી સુદરી જે મારા માટે કેવળ સ્વપ્નરૂપ જ હતી તેને પ્રાપ્ત કરી શકયો છુ. તો પચદડનુ છત્ર પ્રાપ્ત કરવામાં મને જરાયે મુશ્કેલી નહિ પડે...સાચી વાત તો એ છે કે મારું મન કોણ જાણે કેવાં તત્ત્વોથી ઘડાયેલું છે કે અશકય વાતને શકય બનાવવા અર્થે તરત જ વ્યાકુળ બની જાય છે."

"મને વિશ્વાસ છે કે આપ અવશ્ય સફળ થશો." દેવદમનીએ કહ્યું.

"તારા વિશ્વાસના બળે હુ અવશ્ય સાહસ ખેડીશ. મારો મિત્ર અગ્નિવૈતાલ ઘણો સમર્થ છે. મારા પ્રત્યેક કાર્યમાં તેનો પૂરો સહકાર હોય છે."

દેવદમની સ્વામીના તેજસ્વી વદન સામે જોઈ રહી.

અને ......

દેવદમનીનું રૂપયૌવન ધન્ય બની ગયું.

શય્યામાં બિછાવેલાં પુષ્પો મધુર હાસ્ય બિછાવતાં બિછાવતાં ચોળાઇ ગયાં.

દેવદમનીનો કંચુકી બંધ તૂટી ગયો...મોતીની માળા વેરાઈ ગઈ...

બંને આછું હસ્યાં.

બીજે દિવસે મધ્યાહ્ન પછી નાગદમની કન્યાને મળવા આવી કન્યાએ પોતાના મનની પ્રસન્નતા વ્યક્ત કરી. ત્યાર પછી તે વીર વિક્રમ પાસે ગઈ.

વીર વિક્રમે નાગદમનીનો આદરપૂર્વક સત્કાર કર્યો અને તેને પોતાના એકાંત ખંડમાં લઇ ગયો.

નાગદમનીએ કહ્યું : " મહારાજ, મારી કન્યા નિર્મળ ચિત્તવાળી અને પવિત્ર છે...આપ એને બરાબર સંભાળજો."

" દેવી, આપની કન્યા છે...પણ મારી ધર્મપત્ની છે...અર્ધાંગના છે ..હું મારું કર્તવ્ય બરાબર બજાવીશ...આપ આપની કન્યા માટે નિશ્ચિત રહેજો...હવે આપે મને પંચદંડના છત્રની માહિતી આપવાની છે."

" હા મહારાજ...એટલા માટે જ હું આવી છુ. પરંતુ તે પહેલાં એક પ્રશ્ન કરી લઉં ? "

" અવશ્ય ! "

" મહારાજ, પંચદંડના છત્રની હકીકત સાંભળવી છે કે એ છત્ર પ્રાપ્ત કરવું છે ? "

" એ છત્ર પ્રાપ્ત કરવું છે..."

" મહારાજ, અતિ કઠિન કાર્ય છે. કદાચ એ પ્રાપ્ત કરવા જતાં જિંદગી જોખમમાં મૂકવી પડે ..અને ભારે વિપત્તિનો સામનો પણ કરવો પડે."

"દેવી; વિપત્તિ સાથે ખેલવામાં જ સાચી મરદાગી છે. મારો સ્વભાવ સાહસિક છે અને કોઈ પણ કાર્ય કરવા જતાં મોતનો ભય રાખતો જ નથી."

"આપના સાહસની વાત હુ જાણુ છું–મારી કન્યાને હરાવવા માટે આપે કેવું સાહસ ખેડેલું એ વાત મને આજે જ દેવદમનીએ કહી." નાગદમનીએ આછા હાસ્ય સહિત કહ્યું.

વિક્રમ પણ આછું હસ્યો.

નાગદમનીએ કહ્યું: "રાજરાજેશ્વર, પંચદંડનું છત્ર દેવતાઓનાં સંપત્તિ રક્ષક કુબેરે ખૂબ જ શ્રમ લઈને બનાવ્યુ હતુ ...અને એક-વાર એ છત્ર તેણે એક વિદ્યાધર રાજાને ભેટરૂપે આપ્યુ હતું...ઘણો સમય વ્યતીત થયા પછી એ છત્ર મૃત્યુલોકમાં આવ્યુ અને મહારાજ કૌરવભૂષણ દુર્યોધન પ્રાપ્ત કરે તે પહેલાં દસ્યુઓનાં હાથમાં ગયું... અને ઝાલરનાં રત્નોનો સમૂહ, પાંચેય દંડ વગેરે છૂટા થઈ ગયા .. પાંચેય દંડો આજ જુદાં જુદાં સ્થળે પડયાં છે...ઝાલરનાં રત્નોનો સમૂહ પણ એમ ને એમ રહ્યો છે. આ દિવ્યછત્ર આપને પ્રાપ્ત કરવું હોય તો હુ આપને જેમ કહુ તેમ આપે કરવુ પડશે."

"હું અવશ્ય આપ કહેશો એમ કરીશ."

"અહીંથી લગભગ આઠસો કોસ દૂર તામ્રલિપ્તિ નામની એક નગરી છે. નગરી ઘણી જ સ્વચ્છ અને રળિયામણી છે. એનો રાજા ચંદ્રભૂપ છે ..ચંદ્રભૂપની કન્યા લક્ષ્મીવતી રાજભવનના સાતમા પ્રાસાદમાં રહે છે અને રત્નપેટિકા તેની પાસે છે. આપ એ રત્ન પ્રથમ પ્રાપ્ત કરો . ત્યાર પછી હુ બીજુ કાર્ય ક્યાં કરવુ તે જણાવીશ." નાગદમનીએ કહ્યું.

મહારાજ વિક્રમાદિત્યે ઉલ્લાસભર્યા સ્વરે કહ્યું: "દેવી, એ રત્નપેટિકા હુ અવશ્ય પ્રાપ્ત કરીશ. તામ્રલિપ્તિનું નામ તો મે પણ સાંભળ્યું છે...હું અવશ્ય ત્યાં જઈશ."

નાગદમનીએ કહ્યું : " મહારાજ, આપની મનોકામના અવશ્ય પૂરી થશે. પંચદંડની સઘળી સામગ્રી પ્રાપ્ત થયા પછી એ છત્ર હું જ આપને બનાવી આપીશ."

વિક્રમ પ્રસન્ન હૃદયે નાગદમનીને પગે પડ્યો.

નાગદમનીએ તરત કહ્યું : " નહિ મહારાજ, આપ તો અમારા અન્નદાતા છો..."

" સાથો સાથ જમાઈ પણ છું અને એ સગપણે આપ મારા માટે વંદનીય છો."

નાગદમની આશીર્વાદ આપીને વિદાય થઈ.

તામ્રલિપ્તિ કેવી રીતે જવું તે અંગેનો પ્રશ્ન વિક્રમના હૈયામાં રમવા માંડ્યો.

## ૧૪ : : તામ્રલિપ્તિના પાદરમાં

રાત્રિના બીજા પ્રહરની એ એક ઘટિકા વીતી ગયા પછી વીર વિક્રમ દેવદમનીના અવાસમાં ગયો

આજ લગ્ન પછીની પાંચમી રાત હતી. મોટે ભાગે વીર વિક્રમ નવી રાણી સાથે પાંચરાત્રિ ગાળતો...ત્યાર પછી તે અન્ય રાણીઓના ક્રમ પ્રમાણે જતો...પરંતુ દિવસના ભાગમાં તો તે કમલ અને કલા સાથે જ રહેતો...એ બંને રાણીઓ તેની અતિપ્રિય હતી અને તેની સાથે જ રહેતી હતી.

દેવદમનીએ પુષ્પમાળા વડે સ્વામીનું ભાવભર્યું સ્વાગત કર્યું. વિક્રમે દેવદમનીને આશ્લેષ 'આપીને કહ્યું : " પ્રિયે, આવતી કાલે

સવારે તું કમળા પાસે આવજે. એક મહત્વની બાબત અંગે વિચારણા કરવાની છે."

"એવી કઈ વાત છે?"

"તારી માતા સાથે થયેલ વાત તો મેં તને જણાવી હતી ને?"

"હા. શું આપ તામ્રલિપ્તિ જવા ઇચ્છો છો?"

વિક્રમે હસીને કહ્યું: "હા પ્રિયે, સાહસને યૌવન પ્રિય છે... યૌવનને સાહસ ગમે છે."

"પણ એ તો બહુ દૂર છે..."

"મને ખબર છે...પરંતુ ત્યાં પહોંચવાનો ઉપાય મેં શોધી કાઢયો છે...તું તારી મંત્રશક્તિ વડે એ વૃક્ષને તામ્રલિપ્તિના પાદરમાં પહોંચતું કરજે." આછા હાસ્ય સહિત વીર વિક્રમે કહ્યું.

દેવદમનીએ સ્વામીના બંને હાથ પકડી લેતાં કહ્યું: "મહારાજ, આપના ચરણની દાસી બનવાનું સૌભાગ્ય પ્રાપ્ત થયા પછી મેં મારી સઘળી સિદ્ધિઓને તિલાંજલિ આપી છે..."

"કેમ પ્રિયે......?"

"હું આપની ધર્મપત્ની છું અને એ મારા જીવનની શ્રેષ્ઠ સિદ્ધિ છે..નારીએ પોતાના પ્રાણાધારની સેવામાં સમર્પિત બનવું હોય તો માત્ર સામાન્ય નારીના જ ગૌરવને મહાન ગણવું જોઈએ મંત્રો, તંત્રો અને સાધનાઓ કોઈવાર ભયંકર અનિષ્ટ સર્જી નાખે છે...કોઈવાર એવા માણસો લાગણીની સમતુલા ગુમાવીને અમાનવ બની જાય છે...હું મારા મહાન ગૌરવને વિશુધ્ધ રાખવા માંગુ છું ...એથી જ મેં મારી તમામ સાધનાઓને તિલાજલિ આપી દીધી છે."

"ઓહ! પ્રિયે, મને ક્ષમા કરજે...તેં ખરેખર મહાન ભોગ આપ્યો છે."

"મારી હારનું પરિણામ તો આવવું જ જોઈએ ને?" આછા હાસ્ય સહિત દેવદમનીએ કહ્યું.

વીર વિક્રમે પ્રિયાને બાહુબંધનમાં ઝકડીને કહ્યું : "પ્રિયે, ઘણી વાર વિજય કરતાં પરાજયમાં તૃપ્તિ અને આનંદ મળે છે! ઘણી વાર વિજય માનવીને ભાંગી નાખે છે...અને ઘણી વાર પરાજય પણ વિષ રૂપ બને છે. પરંતુ તારા પરાજયમાં એક વિજયની નારીનુ ગૌરવ ગૂંથાયેલું છે...તું જેમ મારી દાસી બની છે...તેમ હું વિજેતા થયેલો હોવા છતાં તારો દાસ બની ગયો છું."

વચ્ચે જ દેવદમની બોલી ઊઠી : "એમ કહીને મને દોષમાં ન મૂકો...આપ મારા આ લોકના અને પરલોકનાં સર્વસ્વ છો..."

વિક્રમે ફૂલના દડા માફક બંને હાથ વડે પત્નીને ઉઠાવી લીધી... આમ કરવા જતાં ઉલ્લાસના આવેશના કારણે નીલરંગનો કંચુકીબંધ છૂટી ગયો...દેવદમની કૃત્રિમ રોષભર્યા સ્વરે બોલી : "હા...હા... હા...મારો કંચુકીબંધ...અને દ્વાર તરફ દૃષ્ટિ તો કરો."

વિક્રમે દેવદમનીને શય્યા પર મૂકી અને છૂટી ગયેલો કંચુકીબંધ ખેંચી લેતાં કહ્યું : "યૌવનનો વેગ સહવાની શક્તિ આ બિચારા કૌશેયમાં ક્યાંથી હોય?"

દેવદમનીએ પોતાના ઉરોજ ઉત્તરીય વડે છુપાવવાનો પ્રયત્ન કર્યો વીર વિક્રમે શયનખંડમાં અટકાવેલ દ્વાર પાસે જઈ તેની સાંકળ ચઢાવી દીધી.

શય્યામાં માલતી પુષ્પના ઢગલા રાખી દેવદમની પડી હતી...

બીજે દિવસે સ્નાનાદિથી નિવૃત્ત થઇ વીર વિક્રમ કમળા રાણીના ખંડમાં આવ્યો ત્યારે ત્યાં કલાવતી અને દેવદમની બેઠાં હતાં

ત્રણેય પત્નીઓએ ઊભાં થઈ સ્વામીને નમઃસ્કાર કર્યા.

કમલારાણીએ કહ્યું: "આપ દેવદમનીને કહ્યા વગર ચાલ્યા આવ્યા હતા?"

"તારી નાની બ્હેન હુ જાગ્યો ત્યારે સ્નાનગૃહમાં ગઈ હતી..." કહી વિક્રમ એક આસન પર બેસી ગયો.

દૂધનાં પાત્રો અને મિષ્ટાન્નના થાળ લઈને બે પરિચારિકાઓ આવી ..

શિરામણ કરતાં કરતાં વિક્રમે પંચદંડનાં છત્રની વાત કરી અને આવતી કાલે તામ્રલિપ્તિ તરફ જવાનો પોતાનો વિચાર દર્શાવ્યો.

કમલા રાણીએ કહ્યું : "તામ્રલિપ્તિ બહુ દૂર છે..."

"એની તો કોઈ ચિંતા નથી...મારો રાત્રિ મને થોડી જ વારમાં ત્યાં પહોંચાડી દેશે."

કલાવતીએ કહ્યું : "મહારાજ. આપને કઈ વાતની ખોટ છે ?"

"પ્રિયે, રત્નોની લાલસાએ હું નથી જતો એ તો તમે પણ સ્વીકારશો. પરંતુ શું કરું ? મારા મનમાં એક વાત પકડાઈ જાય છે પછી તેનો અંત ન આવે ત્યાં સુધી છૂટતી નથી."

કમલા રાણીએ કહ્યું : "પંચદંડના છત્ર ખાતર આપે શેતરંજની રમત શરૂ કરી હતી...લોકનિંદા અને પરાજય પ્રત્યે પણ આપે જરાય દૃષ્ટિ નહોતી કરી ..એટલે આપ આપનું ધાર્યું કરશો એમાં કોઇ સંશય નથી. છતા આપે એક વાત મનમાં ધારણ કરવી જોઈએ. આપના અંતઃપુરમાં ત્રીસ રાણીઓ છે...ત્રીસે ય રાણીઓ આપનાં દર્શન માટે ઝંખતી હોય છે ..એ સિવાય સુવર્ણપુરુષના લીધે આપના ખજાનામાં અઢળક સુવર્ણ એકત્ર થયુ છે...આપ માળવાના સ્વામી છો...પરોપકાર અને પરકલ્યાણનાં મંત્રને આપે આપના જીવનનો મુખ્ય આદર્શ બનાવ્યો છે. કોઈ વાતની ખોટ નથી ..બત્રીસ પૂતળીનું સિંહાસન છે ..ઉત્તમ પ્રજા છે ..એટલે આપે આવા સાહસો પાછળ વધુ પડતો સમય ન રોકવો જોઈએ પંચદંડનુ છત્ર મેળવવાનુ પુરુષાર્થ આપ એકવાર કરી લ્યો...મારુ હૃદય કહે છે કે આપ જરૂર સફળ થશો. પણ આ કાર્ય પત્યા પછી..."

વચ્ચે જ વિક્રમે પ્રસન્નવદને કહ્યું : "પ્રિયે, તારી ભાવનાને અને દીર્ઘદૃષ્ટિને હુ બરાબર સમજુ છુ ...આજ હું તને એક વચન આપુ"

છું કે પરકલ્યાણના કાર્ય સિવાય મારી અંગત ધૂન અર્થે હું આવું સાહસ નહિ કરું...તારી આજ્ઞા મળશે તો જ હું કરીશ."

સ્વામીના આ શબ્દો સાંભળીને ત્રણેય રાણીના વદન પર હર્ષ નાચી ઊઠયો.

દેવદમનીએ કહ્યું : "સ્વામી, આપે મારી મોટી બહેનને જે વચન આપ્યું છે તે અમારા સર્વના હિતનું જ છે...

કલાવતીએ પણ વિક્રમના ચરણમાં મસ્તક નમાવીને કહ્યું : "હવે આપ પંચદંડનું છત્ર પ્રાપ્ત કરવા જરૂર પુરુષાર્થ કરો એ કાર્યમાં અમારી કોઈપણ ઉપયોગિતા હોય તો .."

વચ્ચે જ કલાવતીનાં બંને હાથ પકડી લઈ વિક્રમ બોલ્યો : "પ્રિયે, તમારી પ્રસન્નતા પ્રાપ્ત કરીને હું જે કાર્ય માટે પુરુષાર્થ સફળ કરીશ તે અવશ્ય થશે. મારુ હૃદય કહે છે કે, તમે કેવળ મારી અર્ધાંગનાઓ નથી પણ સાથોસાથ મારા જીવનની અને કલ્યાણની શોભારૂપ પણ છો."

વિક્રમે ત્રણેય રાણીઓને આશ્લેશ આપ્યો. ત્યાર પછી તે રાજસભામાં જવા વિદાય થયો.

રાજસભાનું કાર્ય પત્યા પછી તેણે મહામંત્રી, મહાબલાધિકૃત, નગરશેઠ અને અન્ય મંત્રીઓને રાતના સમયે રાજભવનમાં આવવા જણાવ્યુ.

રાત્રિના પ્રથમ પ્રહર પછી બધા મંત્રીઓ, મહાબલાધિકૃત, નગરશેઠ વગેરે આવી પહોંચ્યા.

વિક્રમે સહુની સમક્ષ પંચદંડના છત્ર અંગેની વાત કરી અને આવતી કાલે એ છત્રની સામગ્રી પ્રાપ્ત કરવા પોતે એકલો જશે એમ પણ જણાવ્યુ.

મહારાજનો આ નિર્ણય સાંભળીને પ્રથમ તો બધા અવાક્ બની ગયા. આવુ સાહસ એકલા કરવુ તે કોઈને ઉચિત લાગતુ નહોતું.

સૌથી પ્રથમ મંત્રી બુદ્ધિસાગરે કહ્યું : " કૃપાનાથ, તામ્રલિપ્તિ બહુ દૂર છે. વળી પંચદંડના છત્રની વાત સત્ય છે કે કેમ? એક દંતકથા સાંભળીને આવું સાહસ ખેડવું તે ઉચિત નથી."

વિક્રમ કશું બોલ્યો નહિ. માત્ર આછું હસ્યો.

મહામંત્રી ભટ્ટમાત્રે કહ્યું : " મહારાજ, બુદ્ધિસાગરજીની વાત નીતિયુક્ત છે. જે વાતનો પુરાવો નથી તે વાતને સાચી માનીને જિંદગી હોડમાં મૂકવી તે યોગ્ય તો નથી જ."

નગરશેઠે કહ્યું : " મહારાજ, હું તો દરેક પ્રશ્નનો મારી વ્યાપારી દૃષ્ટિએ વિચાર કરું. જેનો સરવાળો શૂન્ય હોય તેની પાછળ પુરુષાર્થ કરવો તે ડહાપણ ન ગણાય."

વીર વિક્રમે નગરશેઠ સામે જોઈને કહ્યું : "શેઠજી, નાગદમનીની કન્યા સાથે જે દિવસે મેં શેતરંજની રમત શરૂ કરી હતી તે દિવસે આપ સહુને એમ લાગતું હતું કે મેં એક ગંભીર ભૂલ કરી નાખી છે ..અને ત્રણ ચાર દિવસની રમત પછી તો મારા માટે લોકોએ વિવિધ પ્રકારની ટીકા શરૂ કરી દીધી. પણ આપ સહુ એ જોઈ શક્યા છો કે મારા હાથે અશક્ય ગણાતું કાર્ય ભાગ્યબળે શક્ય બની ગયું.. અને જે લોકો મારી નિંદા કરતા હતા તે બધા મારા વિજયની વાતોમાં હર્ષ વ્યક્ત કરવા માંડ્યાં ..હું સમજું છું કે, તામ્રલિપ્તિ ઘણું દૂર છે...પરંતુ મને નાગદમની અસત્ય અથવા તો દંતકથા કહે એમ હું માની શકતો નથી. કારણ કે હું તેની કન્યાનો સ્વામી બન્યો છું. પોતાની કન્યાનું ભાવિ અંધકારમય બનાવવા કોઈ માતા પ્રયત્ન કરે નહિ. વળી તેણે મને માત્ર રત્નપેટિકા પૂરતી જ વાત કહી છે... એ પ્રાપ્ત થયા પછી જ તે મને પંચદંડ અંગેની માહિતી આપશે. નાગદમનીએ કહેલી વાત સાચી છે કે ખોટી એની ખાતરી મને તામ્રલિપ્તિમાં થઈ જશે. એના કહેવા મુજબ મને તામ્રલિપ્તિમાંથી રત્નની પેટિકા નહિ મળે તો મારે આગળ કોઈ પ્રયત્ન કરવાની

જરૂર નહિ રહે...અને આપ સહુ જાણો છો કે હું સાહસ પ્રિય માનવી છું, મારું રક્ત ક્ષત્રિત્વથી ભરેલુ છે એટલે મને કોઈ પ્રકારનો ભય લાગતો નથી અને એક વાર મારા મનમાં ઠસી ગયેલો પ્રશ્ન પતી ન જાય ત્યાં સુધી મને ચેન પડતુ નથી...એટલે મારા ઉત્સાહને આપ સહુ પ્રેરણા આપશો તો અવશ્ય મારો પુરુષાર્થ સફળ થશે."

બધા મહારાજ વિક્રમાદિત્યના તેજસ્વી વદન સામે જોઈ રહ્યા.

વીર વિક્રમે થોડી પળ શાંત રહીને પુનઃ કહ્યું : "રાજકાર્યની મને ચિંતા નથી એમ પણ આપ ન માનશો ..પરંતુ મારા મંત્રીઓ, મારા મહાબલાધિકૃત, સેનાપતિઓ અને મારા કર્મચારીઓ વગેરે દરેક માણસો એટલા પ્રમાણિક, કર્તવ્યનિષ્ઠ અને કર્મઠ છે કે હું રાજકાર્ય અંગે નિશ્ચિંત બની શકુ છુ. કોઈ પણ નવજવાન પુરુષ પોતાની રૂપવતી પ્રિયાઓનો ત્યાગ કરીને પળ માટેય કયાંય જઈ શકે ખરો ? છતાં હુ મારા જીવનના મધુર સુખોને એક તરફ દૂર કરી જઉ છું એટલે આપ એ તો સમજી શકયા હશો કે આવા સાહસભર્યાં પ્રશ્નો મને કેટલા પ્રિય છે !"

વીર વિક્રમની આવી રજૂઆત પછી કોઈ વિરોધ કરી શકયું નહિ.

મહાબલાધિકૃત બલભદ્રવીરે કહ્યું : "કૃપાનાથ, આપની વાત સત્ય છે...સાહસ વગર ક્ષત્રિત્વ કસોટીએ મૂકી શકાતું નથી. આપ અવશ્ય પધારો...મારી વિનતી તો માત્ર એટલી જ છે કે આપ આપની સાથે કેટલાક ચુનંદા સુભટોને લેતા જાઓ.'

"આપની વાત સાચી છે ..પરતુ આ કાર્ય એવા પ્રકારનુ છે કે જેમાં મારે જ પુરુષાર્થ કરવાનો છે તે સિવાય હું ગમે તેવી પરિસ્થિતિ વચ્ચે રહેવા ટેવાયેલો છુ ...અને ક્ષત્રિય જો પોતાનુ રક્ષણ ન કરી શકે તો તે અન્યનું કેવી રીતે કરી શકે ?"

સહુએ વીર વિક્રમને સમતિ આપી અને ત્યાર પછી પોતાની ગેરહાજરી દરમ્યાન રાજસચાલન અંગેની એક સમિતિ નીમી.

સહુ પોતાનાં પ્રિય રાજરાજેશ્વરને નમન કરીને વિદાય થયા.

બીજે દિવસે મધ્યરાત્રિ પછી વીર વિક્રમ પોતાના ખાસ ખંડમાં ગયો. ત્યા તેણે અગ્નિવૈતાલના સ્વાગત અર્થે ઉત્તમ મિષ્ટાન્ન વગેરેનાં થાળ ભરીને મુકાવ્યા હતા. બધુ બરોબર હોવાની ખાતરી કર્યા પછી તેણે અગ્નિવૈતાલનુ સ્મરણ કર્યું. લગભગ અર્ધઘટિકા પછી અગ્નિ-વૈતાલ પોતાની પ્રિયા સાથે આવી પહોંચ્યો.

વિક્રમે બંનેનો આદરપૂર્વક સત્કાર કર્યો અને બંનેને ભોજન લેવાની વિનંતી કરી.

બંનેએ પ્રસન્ન મનવડે ભોજન કાર્ય પતાવ્યુ...ત્યાર પછી બંનેએ કેસરકસ્તુરી યુક્ત દૂધ પીધું...આ રીતે ભોજનથી સંતુષ્ટ અગ્નિવૈતાલે કહ્યું : "શી આજ્ઞા છે મહારાજ?"

વિક્રમે કહ્યું : "મિત્ર, મારે તામ્રલિપ્તિ નગરીએ જવું છે"

"એટલે દૂર? ત્યાંનુ કંઈ કામ હોય તો હું બજાવી લાવું."

"ના, એમ નહિ..કાર્ય તો મારે જ કરવુ છે."

"એવુ કયું કાર્ય છે મહારાજ? શુ કોઈ સુંદરી નારીનું નિમંત્રણ છે?" વૈતાલ પત્નીએ હસતાં હસતાં પ્રશ્ન કર્યો.

વિક્રમે પણ આછા હાસ્ય સહિત કહ્યું : "એવુ કોઈ કામ નથી ભાભી...પણ ગ્રહયોગ એવો વિચિત્ર છે કે જ્યાં જાઉં ત્યાં એકાદ સુંદરી વાટ જોતી જ હોય છે. આ કાર્યમાં મને પણ એ વાતનો સંશય થાય છે."

"તો ત્યા શા માટે જવું છે?" વૈતાલે પ્રશ્ન કર્યો

"તારી સહાયથી હું દેવદમનીને પામી શક્યો હતો..હવે તામ્રલિપ્તિના રાજા ચંદ્રભૂપને ત્યાં લક્ષ્મીવતી નામની એક ષોડશવર્ષીયા કન્યા છે તે કન્યા પાસે રત્નની એક પેટિકા છે અને મારે તે લાવવી છે." વિક્રમે કહ્યું.

"ત્યારે તો સુંદરીરત્ન સાથે જ રત્નપેટિકા આવવાની." વૈતાલપત્નીએ કહ્યું.

"લક્ષ્મીવતી સુંદરી રત્ન છે કે શું છે એ હુ જાણુતો નથી અને મારી એવી કોઈ ઇચ્છા પણ નથી." વિક્રમે કહ્યું.

"ઇચ્છા નથી...સંશય તો છે જ, કાં?" વૈતાલપત્નીએ પરિહાસના સ્વરે કહ્યું

"વિચિત્ર ગ્રહયોગને હું કેમ ટાળી શકું?"

વૈતાલ કહ્યું : "ક્યારે જવુ છે મહારાજ?"

"હું તૈયાર જ છુ..." કહી વિક્રમ ઊભો થયો અને એક બાજઠ પર પડેલી ઝોળી ઉઠાવી લીધી. ખીંટીએ લટકતી તલવાર ધારણ કરી.

વૈતાલે કહ્યું : "બસ આટલો જ સામાન છે?"

"બસ મિત્ર...બે જોડી કપડાં લીધાં છે...અદ્રશ્યકરણ ગુટિકા લીધી છે અને થોડુંક સુવર્ણ છે..."

વૈતાલ દંપતી પણ ઊભાં થયાં અને વૈતાલપત્નીએ કહ્યુ : "મહારાજ આપ ઇચ્છશો તો અમે ત્યાં તમારી સાથે જ રોકાઈ જઈશું."

"ના ભાભી, એ રીતે તમને હેરાન નથી કરવાં. જરૂર પડશે તો ગમે તે વખતે યાદ કરીશ." વિક્રમે કહ્યું.

થોડી પળો પછી અગ્નિવૈતાલ પત્નીને અને મિત્રને લઈને આકાશમાર્ગે ઊપડી ગયો.

સૂર્યોદય થાય તે પહેલાં જ તામ્રલિપ્તિ નગરીના પાદરમાં વૈતાલે વીરવિક્રમને ઉતાર્યો અને કહ્યું : "મહારાજ, સામે દેખાય તે તામ્રલિપ્તિ ...માત્ર એક જ કોસ દૂર છે...અહીં જળાશય સુંદર છે એટલે મેં આપને આ સ્થળે ઉતાર્યા...કહો તો નગરીમાં .."

"નહિ મિત્ર, તારો આભાર! હવે હુ અહીં નિરાંતે પ્રાતઃકાર્ય આટોપીશ અને પછી ચાલ્યો જઈશ."

તરત વૈતાલ દંપતીએ વિદાય લીધી...બંને અદ્રશ્ય થઈ ગયાં.

વિક્રમે જલાશય તરફ નજર કરી તો સ્ફટિક રત્ન જેવું સ્વચ્છ જળાશય હતું...આ જળાશય વિશાળ કુંડનાં ગૌમુખમાં નિરંતર વહેતું હતુ.

થોડે દૂર એક નાનું છતાં સુંદર શિવાલય હતું...વિક્રમ શિવાલય તરફ ગયો. શિવાલયના ઓટલા પર થેલી વગેરે મૂકીને તે પ્રાતઃકાર્ય આટોપવા ઈચ્છતો હતો પરંતુ વાતાવરણ એટલુ શીતળ–ગુલાબી હતું કે વિક્રમને આડે પડખે પડવાનું મન થયું કારણ કે છેલ્લા સાત દિવસથી મોટે ભાગે ઉજાગરા જ થતા હતા.

વિક્રમ મસ્તક નીચે થેલી રાખીને ઓટા પર જ આડે પડખે થયો અને થોડી જ પળોમાં તે નિદ્રાધીન બની ગયો.

જ્યારે તે જાગૃત થયો ત્યારે દિવસનો પ્રથમ પ્રહર પૂરો થવા આવ્યો હોય એમ લાગતું હતું. વિક્રમ એકદમ ઊભો થઈ ગયો. તેના મનમાં થયું, ઓહ, આટલો દિવસ ચડી ગયો? વાતાવરણ અતિ સુંદર મધુર છે...માનવીનો શ્રમ ચાલ્યો જાય એવું સ્થળ છે.

આમ વિચારી વીર વિક્રમ શૌચ–સ્નાનાદિ ક્રિયાથી નિવૃત્ત થયો. તેણે પહેરેલાં વસ્ત્રો કુંડના સ્વચ્છ જળ વડે ધોઈને સૂકવી નાખ્યાં ...બીજાં વસ્ત્રો સાવ સાદા હતાં તે જ તેણે ધારણ કર્યાં હતાં.

વસ્ત્રો ધોયાં હોવાથી તે સુકાય નહિ ત્યાં સુધી નગરી તરફ જવાનુ શક્ય નહોતુ એટલે તે ફરી વાર શિવાલયમાં ગયો. ભગવાન શંકરનાં તેજોમય લિંગને પ્રણિપાત કર્યો. ત્યાર પછી થોડી વાર આસપાસની વૃક્ષરાજી નિહાળી...તેના મનમાં થયુ...નગરી બહુ દૂર નથી, આ સ્થળ અતિ સુંદર છે. છતાં અત્યાર સુધી કોઈ પૂજારી કે કોઈ માણસ કેમ નહિ આવ્યો હોય?

આ સંશયનો નિર્ણય થઈ શક્યો નહિ. વસ્ત્રો સુકાઈ ગયાં એટલે સંકેલી, ઝોળીમાં નાખી વીર વિક્રમ તામ્રલિપ્તિ તરફ વિદાય થયા.

## ૧૫ : : હાથનો મેલ!

તામ્રલિપ્તિ નગરીની ગગનચુંબિત ઈમારતો સ્પષ્ટ દેખાતી શરૂ થઈ. એ જોઈને વીર વિક્રમ આશ્ચર્ય ચકિત બની ગયો. જાણે સઘળી ઈમારતો તાજેતરમાં જ નિર્મિત ન કરી હોય! વિક્રમના મનમાં થયું, શું આ નગરીનું નવનિર્માણ થયું હશે? આમ તો આ નગરી અતિ પ્રાચીન છે. પુરાણ કથાઓમાં પણ આ નગરીનો ઉલ્લેખ આવે છે. આટલી સ્વચ્છ ઈમારતો...કદાચ દૂરથી ડુંગરા રળિયામણા જેવુ હશે!'

આવા વિચારો કરતો કરતો વીર વિક્રમ નગરી તરફ જઈ રહ્યો હતો. લગભગ બે એક ખેતરવા નગરી દૂર રહી ત્યારે એક સ્વચ્છ સલિલા નદી આવી. પણ આ શું? નદીના સામે કાંઠે હજારો નરનાર શુ કરી રહ્યાં હશે? શુ કોઈ ઉજાણી હશે? ચારે તરફ રસોઈ થતી હોય એવો ધુમાડો પણ દેખાય છે. આ શું હશે? બહારનો કોઈ સંઘ હોય તો તે કંઈ આવડો મોટો ન જ હોય. અરે પણ સામે કાંઠે જવું કેવી રીતે?

વિક્રમે કિનારા તરફ જોવા માંડ્યુ. થોડે જ દૂર એક ઘાટ હતો. નાની મોટી નૌકાઓ પણ હતી. વિક્રમ તે તરફ ગયો અને એક નાવડી દ્વારા સામા કિનારે ગયો. મહેનતામણ માત્ર એક કોડી! પણ વિક્રમાદિત્ય પાસે કોડી નહોતી. સુવર્ણમુદ્રાઓ થેલીમાં હતી અને કેટલીક રૌપ્યમુદ્રાઓ કમરે ભરાવી હતી વિક્રમે એક રૌપ્યમુદ્રા બહાર કાઢી. નાવિક આશ્ચર્યથી વિક્રમ સામે જોઈ રહ્યો. કારણ કે અહીંનું ચલણ જુદું હતું. પણ રૌપ્યમુદ્રા તેણે સ્વીકારીને કહ્યું: "શ્રીમાન, મારી પાસે આટલું બધું પરચૂરણ નહિ હોય!'

"કંઈ હરકત નહિ. તુ રૌપ્યમુદ્રા રાખજે." કહી વિક્રમ ચાલતો થયો.

થોડે દૂર જતાં જ એક વૃદ્ધ પુરુષ મળ્યો. વિક્રમે તેને નમસ્કાર કરીને કહ્યું. "વડીલશ્રી, આટલા બધા માણસો આ સ્થળે કેમ એકત્ર થયા છે?"

"આપ કોઈ પરદેશી લાગો છો! આ બધા નગરીના જ લોકો છે."

"ત્યારે તો કોઈ ઉત્સવ હશે?"

"ના રે ભાઇ, અમારે તો રોજ આવો ઉત્સવ હોય છે. અમારા રાજાએ ત્રણ વર્ષ પહેલાં જ નગરોનુ નવનિર્માણ કરાવ્યું હતું. નગરીનુ કોઈ પણ મકાન રસોઈના ધુમાડાથી બગડવું ન જોઈએ, એમ સમજીને નગરીના સમગ્ર પ્રજાજનો અહીં એકત્ર થાય છે અને રસોઈ કરીને જમે છે"

"વાહ! ત્યારે શુ રાજા પણ પોતાના ભવનમાં રસોઈ નથી થવા દેતા?"

"ના ભાઈ, રાજાનુ રસોડુ છેક છેડે છે. ત્યાંથી તૈયાર થયેલી રસોઈ રાજભવનમાં જાય છે. ઘણા શ્રીમતોના રસોડેથી પણ તૈયાર થયેલી રસોઈ તેઓના ભવનમા જાય છે. તમે ક્યાં રહો છો?"

"હુ બહુ દુર માલવ દેશમાં રહુ છુ."

"માલવ દેશ? હા...હા...મહારાજા ભર્તૃહરિનુ રાજ છે ઈ દેશ છે?"

"હા, વડીલ, મારે નગરીમાં વિશ્રામ લેવો હોય તો પાન્થશાળા કે એક કોઈ સ્થળ મળી શકશે?"

"અમારી નગરીની પાન્થશાળાઓ ઘણી જ સુદર–ભવ્ય છે. પરંતુ રસોઈની પચાત છે. એ કરતાં તમે નગરી બહારના ઉપવનમાં આરામિકને ત્યાં ઊતરશો તો વધારે સગવડતા પ્રાપ્ત થશે.

રોજની દસ કપદિકામાં આપને ઘણો જ આરામ મળશે." વૃદ્ધે કહ્યું.

વિક્રમે કહ્યું : "કોઈ પરદેશીને ભોજન અર્થે વીશીમાં જવું હોય તો ?"

"બધાને નગરી બહાર આવવું પડે જુઓ, સામે લાલ રંગનો તંબુ દેખાય છે ને !"

"હા. એવા તો બે ત્રણ દેખાય છે."

જ્યાં લાલ તંબુ દેખાય ત્યાં આપને પાંચ પદિકામાં ઉત્તમ ખાદ્ય સામગ્રી મળશે અને પીળા રંગના તંબુમાં કોઈ પ્રકારના મૂલ્ય વગર ભોજન મળશે. એવાં બે ભોજનગૃહો છે. એક અમારા રાજા તરફથી ચાલે છે, બીજું નગરશેઠ તરફથી ચાલે છે." વૃધ્ધે કહ્યું.

વિક્રમ નમઃસ્કાર કરીને આગળ વધ્યો. તેને કકડીને ભૂખ લાગી હતી. સૂર્ય પણ મસ્તક પર આવી ગયો હતો.

એક લાલ તંબુ પાસે જઈને તેણે જોયું, લગભગ બસો પુરુષો ભોજન લેતા બેઠા છે. વીશીના એક સેવકે વિક્રમને આદરપૂર્વક બેસાડયો,

ભોજનકાર્ય પતાવીને વિક્રમ નગરીની પશ્ચિમે આવેલા એક ઉપવનમાં ગયો. ઉપવનના આરામિકે આ પરદેશી જણાતા અતિથિનો સત્કાર કર્યો. વિક્રમે થોડા દિવસ રોકાવાની વાત કરી, આરામિકે તરત એક કુટિર કાઢી આપી. કુટિરમાં એક ખાટલો હતો, ખાટલા પર ધડકલું પાથર્યું હતુ, ઓઢવાની ચાદર ઓસીકું, ઓછાડ, પાણીનું ઠામ વગેરે સામગ્રી સ્વચ્છ અને સરસ હતી.

વિક્રમે જોયું, સામેની એક કુટિર પાસે તેજસ્વી ઊંટ બાંધેલો છે. વિક્રમે આરામિકને કહ્યું. "આ ઊંટ તારો છે ?"

"ના શ્રીમાન, આ ઊંટ કોઈ પરદેશી અતિથિનો છે. બે જુવાનડાઓ ગઈ કાલે મારા અતિથિ બન્યા છે. મને દસના બદલે રોજની પચાસ કપદિકા આપે છે."

વિક્રમે એ રૌપ્ય મુદ્રિકા કાઢીને માળીના હાથમાં મૂકતાં કહ્યું: "આની કેટલી કપર્દિકા મળે?"

"મહારાજ, આ ચલણુ પરદેશી લાગે છે, પણુ ઓછામાં ઓછી એક હજાર કપર્દિકા તે જરૂર મળે!"

"આ તું રાખ. હું તને રોજ એક રૌપ્ય મુદ્રા આપીશ. તું મારા ભોજન વગેરેની સરસ વ્યવસ્થા કરજે."

માળી તો ખૂબ જ પુલકિત બની ગયો! રોજની એક રૌપ્યમુદ્રા! એક હજાર કોડી! તેના મનમાં થયું, આ અતિથિ કોઈ શ્રીમંત લાગે છે. પણુ એની પાસે કશો સરસામાન કેમ નહિ હોય?

માળીને આશ્ચર્યમુગ્ધ બનેલો જોઈને વિક્રમે કહ્યું: "મારે નગરીમાં જવું છે. સંધ્યા પછી આવીશ. તુ મને માર્ગ બતાવીશ ને?"

"હા શેઠજી, પણુ આપને અત્યારે જ જવું હોય તો સામેની કુટિરવાળો એક જુવાન તૈયાર થઇ રહ્યો છે. જરા ઊભા રહો. હું એને બોલાવી લાવુ." માળી ઉત્તરની રાહ જોયા વગર હર્ષભેર સામેની કુટિર તરફ ગયો.

વિક્રમે ખાટલા પર બેઠક લીધી. તેના મનમાં થયું, ક્યાં અવંતિ નગરી ને ક્યાં તામ્રલિપ્તિ ક્યાં મારુ રાજભવન ને ક્યાં આરામિકની ઝૂંપડી! ભાગ્યચક્રની ગતિ ભારે વિચિત્ર અને ગૂઢ હોય છે!

એના મનની વિચારમાળા આગળ ચાલે તે પહેલાં જ આરામિક દોડતો આવ્યો અને બોલ્યો: "શેઠજી, પધારો. મારા અતિથિનો ઊંટચાલક નગરીમાં જાય છે."

તરત વિક્રમ ઊભો થયો. પોતાની થેલી ઉઠાવીને તે બહાર નીકળ્યો. એક પચીસ વરસનો જુવાન એક વૃક્ષ નીચે ઊભો હતો. તે જુવાન રંગે શામળો હતો તેનાં વસ્ત્રો કોઈ દાસ જેવાં હતાં. તેનો દેહ સુદૃઢ હતો. વિક્રમે તેના ચહેરા તરફ જોયું તો તેને એમ

લાગ્યું, આ દાસ વાતોડિયો લાગે છે.

બને ઉપવનની બહાર નીકળ્યા. વિક્રમે પ્રશ્ન કર્યો : " મિત્ર, તું ક્યાં રહે છે?"

' શેઠજી, હું એક દાસ છું. આપ મને મિત્ર .."

વચ્ચે જ વિક્રમે તેના ખભા પર હાથ મૂકીને કહ્યું : " દાસ પણ મિત્ર બની શકે છે..."

" આજ હુ ધન્ય બન્યો, શેઠજી. હું ચક્રપુરરાજ્યનો વતની છું અને ચક્રપુરના રાજકુમાર ભીમકુમારનો ખાસ ઊંટચાલક છુ."

" ચક્રપુરરાજ્ય ! એ કઈ તરફ આવ્યુ ?"

" અહીંથી બસો કોસ દૂર આવ્યું છે, શેઠજી ..આપ કઈ તરફના વતની છો ? "

" હું માલવ દેશનો વતની છું. યાત્રાએ નીકળ્યો છુ. આજ અહીં આવી ચડયો છું. તું પણ યાત્રાર્થે જ આવ્યો લાગે છે કેમ ?"

" અરે શેઠજી ..મારા તકદીરમાં વળી યાત્રા કેવી? હુ મારા રાજકુમારને લઈને આવ્યો છું."

" આશ્ચર્ય ! તારા રાજકુમાર રાજાના અતિથિ બને ને તને આવી ઝૂપડીમાં રાખ્યો ? "

" શેઠજી, આપ આ તરફના સાવ અજાણ્યા લાગો છો...! ચક્રપુરના રાજા ને આ દેશના રાજા હાડોહાડ શત્રુ છે. એને જો ખબર પડે તો અમારાં માથાં ધડથી જુદાં કરી નાખે. રાજકુમાર પણ માળીની ઝૂંપડીમાં જ ઊતર્યા છે. "

" ત્યારે તો તારો રાજકુમાર ભારે સાહસિક લાગે છે ! "

" ના રે શેઠજી, એવુ કંઈ નથી. આ તો ચંદ્રભૂપનું નાક કપાય એવી તક મળી હોવાથી અમારે આવવું પડયું છે." દાસે કહ્યું.

નગરીનું તોરણદ્વાર આવી ગયું હતું. લોકોની અવરજવર

પણ સારી એવી હતી. વિક્રમે કહ્યું : " મિત્ર, તું આ નગરીમાં તો આવી ગયો હોઈશ "

" જી હા. સવારે મુખવાસ લેવા આવ્યો હતો. "

" તો આપણે પ્રથમ મુખવાસવાળાની દુકાને જઈએ. "

" ભલે. ' દાસે કહ્યું

બન્ને તોરણદ્વારમાં દાખલ થયા, નગરી સ્વચ્છ અને સુંદર હતી. નાના મોટાં પ્રત્યેક મકાનો દેખાવડા અને હમણાં જ બનાવ્યાં હોય એવા ઉજ્જવળ લાગતાં હતાં શેરી ગલ્લી કે બજારના રસ્તાઓ પણ ચોખ્ખા ચણક હતા. બધા રસ્તા પથ્થરથી બાંધેલા હતા એટલે ક્યાંય કચરો કે ધૂળ દેખાતાં જ નહોતાં.

થોડી જ વારમાં એક પાનવાળાની દુકાન આવી. બન્ને ત્યાં ઊભા રહ્યા. દુકાનદારે પ્રશ્ન કર્યો : " શુ જોઈએ છે ? "

વિક્રમે કહ્યું : " ઉત્તમ પ્રકારનાં દ્રવ્યો નાખેલાં બે પાન."

" એવુ ખાસ પાન બે કોડીનુ એક મળશે."

" એથી ઉત્તમ છે ? "

" હા. સોનાના વરખવાળુ . દસ કોડીનુ એક."

" બે પાન આપો." વિક્રમે કહ્યું.

થોડી જ પળોમાં પાનવાળાએ બંનેને વરખ ચોડેલુ એક એક પાન બીડું આપ્યુ

વિક્રમે એક રૌપ્યમુદ્રા કાઢીને પાનવાળાના હાથમા મૂકી.

પાનવાળો ઘડીભર વિક્રમ સામે જોઇ રહ્યો. પછી બોલ્યો : " ભાઈ, આ તો પરદેશી ચલણ લાગે છે. "

" હા, હું એક પરદેશી છુ ."

" પણ આ રૌપ્યમુદ્રાની કિંમતની મને ખબર નથી. "

" કંઈ હરકત નહિ. તારાં પાન ઉત્તમ છે 'તું જ રાખી લે." કહી વિક્રમ દાસનો હાથ પકડી ચાલતો થયો.

દાસે કહ્યું : " શેઠજી, આપે ઘણી ઉદારતા બતાવી. આપે નવસો એંસી કોડીઓ જતી કરી. "

" એનાં ભાગ્ય ! " કહીને વિક્રમ આછું હસ્યો.

બંને વાતો કરતા કરતા મુખ્ય બજારમાં ચાલવા માંડયા. એક શરાફની દુકાન દેખાઈ એટલે વિક્રમે કહ્યું : " આવ મિત્ર, આપણે જરા આ દુકાને જઈએ."

શરાફની દુકાને ગયા પછી વિક્રમે શરાફને એક સુવર્ણમુદ્રા આપતાં કહ્યું : " શેઠજી, હુ પરદેશી યાત્રાળુ છુ. અહીંના ચલણની મને ખબર નથી. જો આપ આ સુવર્ણના બદલામાં અહીંનું ચલણ આપશો તો મારી અગવડતા દૂર થશે."

શરાફે સુવર્ણમુદ્રાને ચકાસી જોઈ, ત્યાર પછી તેના બદલામાં રૌપ્ય અને તામ્ર મુદ્રાની એક નાની થેલી આપી.

વિક્રમે ગણ્યા વગર તે પોતાની ઝોળીમાં નાખી.

બને આગળ વધ્યા એટલે દાસે કહ્યું : " શેઠજી, આપે બહુ ઉતાવળ કરી."

" કેમ, કઈ વાતમાં ? "

" આપે બે ચાર શરાફની પેઢીએ જઈને પૂછવુ જોઈતું હતુ. અને આ શરાફે કેટલુ નાણું આપ્યું તે પણ આપે ગણ્યુ નહિ."

" મિત્ર, ધન એ તો હાથનો મેલ છે. એના પર બહુ મમતા ન શોભે. બોલ, હવે કઈ તરફ જવું છે ? "

" જરા આગળ એક પાનાગારમાં જવું છે મારા માલિકને મૈરેયનો ભારે શોખ છે. એક ભાંડ લઇને પાછા વળીએ. આપ મૈરેયપાન કરશો ? "

" નહિ દોસ્ત, હુ યાત્રાર્થે નીકળ્યો છુ એટલે નશાવાળી વસ્તુ નહિ લઉ. તારી ઇચ્છા હોય તો તું પી લેજે."

" હુ કેવી રીતે પી શકું ? મારાં માલિકે એક ભાંડ પૂરતા જ

પૈસા આપ્યા છે."

"અરે દોસ્ત, પૈસાની ફિકર શા માટે કરે છે? ચાલ પાનાગારમાં."

થોડી વાર પછી બંને એક પાનાગારમાં ગયા. અત્યારે ખાસ ગિરદી નહોતી. દાસે એક નાનો ભાંડ ખરીદ કર્યો. વિક્રમે કહ્યું : "ઉત્તમ પ્રકારનો મૈરેય છે કે નહિ?"

"હા શ્રીમાન. પાંચ તામ્રમુદ્રાનું એક પાત્ર."

"એથી મૂલ્યવાન?"

"દસ તામ્રમુદ્રાનું એક પાત્ર."

"એ પાત્ર મંગાવ." વિક્રમે આજ્ઞા કરી.

થોડી જ વારમાં એક સેવક ઉત્તમ મૈરેયના બે માટીના પ્યાલા લઈને આવી પહોંચ્યો.

બંને પ્યાલા વિક્રમે ઊંટચાલકને પાયા.

ત્યાર પછી નજીકની એક પાનની દુકાનેથી બંનેએ પાન ખાધાં અને આરામિકના ઘર તરફ પાછા વળ્યા

વિક્રમે પૂછ્યુ : "દોસ્ત, આપણે રાજભવન તો ન જોયું..."

"મેં પણ નથી જોયું ..પણ આપને જોવાની ઇચ્છા હોય તો પૂછતા પૂછતા એ તરફથી જઈએ."

"આવ્યા છીએ તો જોઈ લઈએ. આવતી કાલથી તો હું મંદિરો જોવા નીકળી પડીશ ..તું પણ મારી સાથે આવજે..."

"શેઠજી, મારા નસીબમાં દેવદર્શન ક્યાં લખ્યાં છે? આજ મધરાતે તો અમારે પાછા ફરવુ છે."

"શત્રુનું નાક કાપ્યા વગર?"

"કાપીને ..ગામ બહાર નીકળ્યા પછી વાત કરીશ." દાસ રંગમાં આવી ગયો હતો.

બે ચાર નાગરિકોને પૂછીને બંને રાજભવન પાસે પહોંચ્યા.

રાજમહેલ ઘણો જ ભવ્ય અને સાત ભૂમિવાળો હતો.

વિક્રમને રાજભવનનો રસ્તો જાણવો હતો...રાજભવનનો નકશો મનમા અંકિત કરીને વિક્રમે કહ્યું. "મિત્ર રાજભવન અતિ મનોહર...છે. હવે સંધ્યાટાણું થવા આવ્યું છે, એટલે આપણે ઉતારા તરફ જઈએ."

બંને નગરી બહાર નીકળ્યા...પણ તોરણદ્વાર બીજું હતું, એટલે એક ચક્કર મારીને ઉપવનમાં જઈ શકાય તેમ લાગ્યું.

ચાલતાં ચાલતાં દાસે કહ્યું : "શેઠજી, અહીંના રાજાને ત્યાં લક્ષ્મીવતી નામની એક સુંદર રાજકન્યા છે. તે સોળ વરસની જવાન છે...તેનાં લગ્ન માટે રાજા ખૂબ ચિંતિત રહે છે...પોતાની એકની એક પુત્રી માટે તેણે આસપાસનાં સોએક નાનાં મોટાં રાજ્યમાંથી રાજાઓ, રાજકુમારો ને યુવરાજોનાં ચિત્ર મંગાવ્યાં...પરિહાસ કરવા ખાતર અમારા રાજાએ પણ પોતાના એક કુંવરની છબી આડકતરી રીતે મોકલી દીધી. એ બધી છબીઓ જોઈને રાજકન્યાએ મારા માલિકને પસંદ કર્યા, પણ છબી પાછળનો પરિચય જોઈને રાજાએ પોતાની કન્યાને પસંદગી બદલાવવાની આજ્ઞા કરી ..પણ રાજકન્યાએ ગુપ્ત દૂત મારફત મારા માલિક ભીમકુમારને હરણ કરી જવાનો સંદેશો મોકલ્યો...એ કાર્ય માટે આજની રાત નિશ્ચિત થઈ અને અમે ગઈ કાલે અહીં આવી પહોંચ્યા. આજ રાતે કામ ખતમ કરીને ઊપડી જશું. વળી ભીમકુમારની છબીમા ગોટાળો છે. ભીમકુમારનું રૂપ છબી જેવું નથી."

વિક્રમનાં મનમાં થયું કે ભાગ્ય કંઈક સાનુકૂળ લાગે છે... નહિ તો આજ રાતે જ લક્ષ્મીવતી ચાલી જાત અને તેની પેટિકાનો કશો પત્તો લાગત નહિ...હવે આ દાસનો માલિક ભીમકુમાર અપહરણ કરે તે પહેલા જ મારે રત્નપેટિકા ઉઠાવી લેવી જોઈએ.

થોડી વાર પછી ઉપવન દેખાયું ...વિક્રમે કહ્યું : "મિત્ર, ત્યારે તો

તું આજની મધરાત સુધીનો જ સાથી છે...! મેં તો આશા રાખી હતી કે આવતી કાલે તારો સાથ મળશે એથી મને આનંદ પ્રાપ્ત થશે...પણ શું થાય ? તારું કાર્ય એવું છે કે ગયા વગર ચાલે નહિ."

" શેઠજી, તમારો પરિચય તો માત્ર બે ઘડીનો જ છે ..પણ હું જિંદગી સુધી ભૂલીશ નહિ...આપનું શુભનામ તો કહો .."

" વિક્રમશી શેઠ...! તારું શુભ નામ ?"

" શ્યામ..."

" શ્યામ, હું પણ તને નહિ ભૂલું...દોસ્ત, મારી એક યાદી તને આપું છું ..." કહી વિક્રમે પોતાની ઝોળીમાંથી એક સુવર્ણમુદ્રા કાઢીને શ્યામુના હાથમાં મૂકી.

શ્યામુ બોલ્યો : " શેઠજી, આ તો બહુ કહેવાય !"

" ગાંડા, મેં તને નહોતું કહ્યું ...ધન એ તો હાથનો મેલ છે !" રાખી લે .."

શ્યામુ ઘણો જ આનંદમાં આવી ગયો. જો તેના હાથમાં ભાંડ ન હોત તો તે વિક્રમના ચરણમાં આળોટી પડ્યો હોત.

બંને ઉપવનના ઝાંપામા દાખલ થયા.

વિક્રમને આજ અનાયાસે ઘણી મહત્વની માહિતી મળી ગઈ હતી. અને આ માહિતી ન મળી હોત તો નિરાશ થઈ ને પાછા જવું પડત ..પંચદંડના છત્રનું સ્વપ્ન રોળાઈ જાત ..!

બંને પોતપોતાની ઝૂંપડીમાં દાખલ થયા.

માળીએ ઉત્તમ ભોજન તૈયાર કરાવ્યું હતું.

ઝૂંપડીમાં પણ એક ઝાંખો દીવો પણ મૂકવામાં આવ્યો હતો.

માળી ભોજનનો થાળ લઈને આવ્યો, પછી વિક્રમે કહ્યું : " તમે અહીં કોણ કોણ રહો છો ?"

" હું, મારી પત્ની, મારા પિતા, મારી માતા, બે બહેનો ને મારાં બે બાળકો."

" આઠ માણસોનો ગુજારો શું આ ઉપવનની આવકમાં જ

ચાલે છે !"

"હા શેઠજી...અતિથિઓ તો કોઈ વાર આવે ..પછી ફૂલોનાં ગજરા, માળાઓ, પંખા વગેરે બનાવીને જેમ તેમ નભાવી લઈએ."

વિક્રમે પોતાની થેલીમાંથી અહીંના ચલણની થેલી બહાર કાઢી અને કહ્યું : "લે મારી યાદગીરી..."

માળી ખુશ ખુશ થઈ ગયો.

વિક્રમે ભોજન કાર્ય પતાવવા માંડયું.

## ૧૯ : : વિક્રમનો નિર્ણય !

રાજરમત એ એક બૂરામાં બૂરી અને છળ પ્રપંચથી ભરેલી વસ્તુ છે. આવી રાજરમતો પાછળ મોટે ભાગે નિર્દોષને જ દાઝવું પડતું હોય છે.

ચંદ્રભૂપ એક સમૃદ્ધ અને શક્તિશાળી રાજા હતો ..તેનું સૈન્યદળ પણ કેળવાયેલું અને અજોડ ગણાતું. આસપાસના પ્રદેશના કોઈ પણ રાજાઓ ચંદ્રભૂપ સાથે શત્રુતા કરતા જ નહોતા ..બલ્કે પોતાની સલામતી માટે મિત્રતા જ રાખતા અને ઘણાં ખરાં રાજ્યો તો ચંદ્રભૂપના ખંડિયા જ બનેલાં હતાં.

પણ રાજકુમાર ભીમનો પિતા વરસોથી ચંદ્રભૂપ પ્રત્યે દુશ્મનાવટ રાખતો હતો. પોતાના હૈયામાં પોષાયેલા વેરભાવને શાંત કરવા ખાતર તે કોઈપણ સંયોગોમાં ખુલ્લું યુદ્ધ કરી શકે તેમ નહોતો ...અને મનમાં ભારે ધુંધવાતો હતો. પરંતુ ચંદ્રભૂપની કન્યા માટે

રાજકુમારની પસંદગી થતી હોવાના સમાચાર મળતાં જ તેણે પોતાના કુરૂપ પુત્ર ભીમકુમારનું એક ચિત્ર કુશળ ચિત્રકાર પાસે દોરાવ્યું...એ ચિત્રમા કુરૂપતાના બદલે સુરૂપતા અંકિત કરાવી. આમ એક છબી તેણે આડકતરી રીતે રાજકન્યાના ભવનમાં મોકલાવી દીધી.

અને આવેલી સઘળી છબીઓમાંથી લક્ષ્મીવતીનાં નયનો આ સુંદર છબી પર સ્થિર બની ગયાં...તેના હૈયામાં આવા સુદૃઢ અને સુંદર નવજવાનનો જીવનભરનો સથવારો પ્રાપ્ત કરવાના કોડ ઊગી નીકળ્યા અને તેણે ભીમકુમારની છબી પસંદ કરી.

રાજા ચંદ્રભૂપે કન્યાની આ પસંદગી તપાસી. છબી પાછળ આપેલો પરિચય વાંચતાં જ તેમણે કહ્યું : " દીકરી, આ આપણા એક દુષ્ટ દુશ્મનનો પુત્ર છે. આ છબી તારી પાસે કેવી રીતે આવી ? "

રાજકન્યાએ કહ્યું : " પિતાજી, આ છબી તો બધી છબીઓ સાથે જ પડી હતી...મારે તો રૂપગુણની દૃષ્ટિએ જ પસંદગી કરવાની હતી એટલે મે આ છબી પસંદ કરી છે."

" ભલે...પણ હવે તારે આ સિવાયની બીજી કોઈપણ છબી પસંદ કરવાની છે. એક શત્રુને ત્યાં તું જાય અને ડગલે પગલે તારું અપમાન થતું રહે એ અમારાથી સહી શકાશે નહિ " રાજાએ આ પ્રમાણે પોતાનો વિચાર સ્પષ્ટ કરેલો.

પણ લક્ષ્મીવતી તો ભીમકુમારના કૃત્રિમ ચિત્ર પર જ મનથી મુગ્ધ બની ગઈ હતી...અને મનમાં અંકિત થતું પ્રથમ ચિત્ર ભાગ્યે જ ભૂસી શકાય છે.

રાજકન્યાએ પિતાની વાતનો વિરોધ ન કર્યો પણ તેણે ગુપ્ત દૂત મારફત ભીમકુમારને સંદેશો પાઠવી દીધો કે, " અમુક ચોક્કસ દિવસે આપ આવીને મને ઉઠાવી જાઓ. મેં આપને પસંદ કર્યા છે... આપની છબી મારા હૈયામાં વસી ગઈ છે. આ રીતે હરણ કરવું એ ક્ષત્રિયની એક સરસાઈ ગણાય છે ! "

બિચારી લક્ષ્મીવતી !

એને ખબર નહોતી કે જે છબી પસંદ કરી છે અને મનમાં વસી ગઇ છે, તે છબી પાછળ કેવળ એક રાજરમત પડી છે. છબી જેવો ભીમકુમાર નથી અને ભીમકુમાર જેવી છબી હોત તો કોઈ નારી તેને પસંદ કરી શકત નહિ.

ભીમકુમારે પણ સંદેશો મોકલી આપ્યો હતો અને તેણે જણાવ્યું હતું કે પોતે વેશપરિવર્તન કરીને આવશે અને તેને ઉઠાવી જશે.

આમ આખી યોજના તૈયાર થઈ ગઇ હતી.

આ યોજના આજ મધરાતે જ પૂરી થવાની હતી. મધરાતે ભીમકુમાર ગુપ્તવેશે રાજકન્યાના શયનગૃહવાળા ખંડમાં જવાનો હતો. ભીમકુમારે રાજકન્યાને શયનખંડમાં પાછળના ઝરૂખામાં એક નાનો દીવડો ગોઠવવાનો સંકેત પણ જણાવી દીધો હતો.

અને રત્નપેટિકા લેવા આવેલા વીર વિક્રમને શ્યામુ આગળથી આ મહિતી મળી ગઈ. વિક્રમને માત્ર રત્નની પેટિકામાં જ રસ હતો...લક્ષ્મીવતીમાં જરાય રસ નહોતો...એટલે વાળુ કરીને તેણે થોડી વાર વિસામો લીધો. ત્યાર પછી અદ્રશ્યકરણ ગુટિકા મોઢામાં રાખીને તે અદ્રશ્ય થઈ ગયો અને ભીમકુમાર કેવો છે, કઈ રીતે જવાનો છે, વગેરે જાણવા માટે તે તેની કુટિરમાં ગયો.

કુટિરમાં એક ચારપાઇ પર ભીમકુમાર બેઠો બેઠો મદિરાપાન કરી રહ્યો હતો...અને શ્યામુ તેની સામે ધરતી પર બેઠો હતો.

વીર વિક્રમ અદ્રશ્ય બનીને આવેલો હોવાથી આ લોકોને કશી ખબર પડી શકી નહોતી. તેણે મદિરાપાન કરી રહેલા ભીમકુમાર સામે જોયું અને તે ધ્રૂજી ઊઠયો. તેના મનમા થયું...આ તો સાવ કદરૂપો નવજવાન છે...આવાને રાજકન્યાએ કેમ પસંદ કર્યો હશે? આ કરતા તો વનવાસી ભિલ્લના જુવાનો પણ વધારે સારા હોય છે! ખરેખર શ્યામુ કહેતો હતો તે પ્રમાણે જ છબીમા કંઈક કપટ કર્યું

લાગે છે!

ભીમકુમારે મદિરાનું પાત્ર ખાલી કરીને શ્યામુ સામે ધરતાં કહ્યું: "હજી તૃપ્તિ નથી થઈ.."

શ્યામુએ કહ્યું: "મહારાજ, આપે વધુ પડતું સુરાપાન કરી નાંખ્યું છે.. હજી આપે કોઈ પ્રકારની તૈયારી પણ નથી કરી..એકાદ પ્રહર પછી તો આપણે અહીંથી વિદાય થવું પડશે."

"તું પાત્ર ભર..મારામાં મદિરા પચાવવાની પૂરેપૂરી શક્તિ છે...અને તૈયારી શી કરવાની છે? તે ઊંટ તૈયાર કર્યો?"

ઊંટ તો તૈયાર જ છે.. માત્ર આપનો થોડો સામાન અને ધનુષબાણ ગોઠવવાનાં છે...એ તો હું ચપટી વગાડતામાં કરી વાળીશ...પણ આપ જો વધુ પડતો નશો કરી નાખશો તો..."

"ઓહ! તું ઘણો જ કુશળ છે...કંઈ નહિ...પછી આપજે... તારું બોકાનું કયાં રાખ્યું છે?" કહી ભીમકુમારે મદિરાનું પાત્ર નીચે મૂક્યું.

"આપની પાસે જ પડ્યું છે..પણ બોકાનાથી આપનો ચહેરો..."

"રાજકન્યા કળી શકશે નહિ...વળી મધરાતના અંધકારમાં એ કશું જોવાની નથી. રાજકુમારીએ દર્શાવેલા સંકેત મુજબ..."

"જી..."

"અલ્યા શ્યામ, એ સંકેત તને યાદ છે કે નહિ?"

"કેમ, આપ ભૂલી ગયા?"

"હા... મને કહે તો..."

"રાજભવનના પાછળના ભાગમાં રાજકન્યાના શયનગૃહના ઝરૂખે એક દીવડો ટમટમતો હશે...આપે નીચે ઊભા રહીને ત્રણ વાર શિયાળની લારી કરવાની છે"

"શાબાશ શ્યામુ, ઉપવનની વંડીથી થોડે દૂર તારે ઊંટને ઝુકાડીને રાખવાનો છે."

"મને બરાબર યાદ છે...હવે આપ વસ્ત્ર પરિવર્તન કરો .."

"મને તૈયાર થતાં જરાયે વાર નહિ લાગે...હજી રાત્રિનો પ્રથમ પ્રહર પણ પૂરો થયો લાગતો નથી. તું મને મદિરાનુ એક પાત્ર આપ જરા જુસ્સો ને ગરમી આવી જાય ..પછી તો છેક આપણે ઘેર પહોચીને જ પીવા મળશે."

શ્યામુએ એક પાત્ર ભરી દીધુ ભાંડ લગભગ ખાલી થઈ ગયો હતો...એ જોઈને ભીમકુમારે કહ્યુ : "હવે તુ પી જા ..પછી મારે માગવાપણું ન રહે."

આટલી ચર્ચા સાભળીને વિક્રમ બહાર નીકળી ગયો અને પોતાની કુટિરમા આવ્યો. તેણે પોતાના સ્વલ્પ સામાનની થેલી ખભે ભરાવી લીધી અને રાજભવનમા જવા બહાર નીકળી ગયો.

ઉદ્યાન બહાર નીકળ્યા પછી તેણે મોઢામાંથી અદ્રશ્યકરણ ગુટિકા બહાર કાઢી લઈ કમરે ભરાવી દીધી

રાજભવનનો બારોબારનો માર્ગ તેણે શ્યામુ પાસેથી જાણ્યો હતો, છતાં તે બજારના માર્ગે ગયો. કારણ કે તે રાજભવનમાથી ઉપવનના પાછળના ભાગની વંડી બહારનો માર્ગ જોવા માંગતો હતો.. જ્યાં ભીમકુમારનો ઊંટ ઊભા રહેવાનો હતો.

તે જ્યારે રાજભવન પાસે આવ્યો ત્યારે બીજો પ્રહર શરૂ થઈ ગયો હતો. આમ તો રાજભવન નગરીની દક્ષિણે આવેલુ હતું અને રાજભવન ફરતું વિશાળ ઉપવન હતું...ઉપવનની રક્ષા અર્થે ફરતી વંડી હતી, વંડીને લક્ષમા રાખીને તે પાછળના ભાગ તરફ ગયો. પાછળનો ભાગ સાવ શાંત અને નીરવ હતો ..એ તરફ અન્ય કોઈ મકાનો આવ્યાં નહોતા. બારોબાર નગરી બહાર નીકળી શકાય એવી સગવડતા પણ હતી. કારણુ કે નગરીના કિલ્લાનો ભાગ રાજભવનને આવરી લેતો નહોતો . આ જોઈ ને વીર વિક્રમને થયું, રાજભવનનો ભવ્ય રાષ્ટ્રભૂમિ પ્રસાદ કિલ્લાની બહાર અને પાછળથી બનાવ્યો લાગે છે...છતાં નગરીમાં જવા આવવા માટે એક માર્ગ હતો અને એ માર્ગ પર કોઈ તોરણ-

દ્વાર નહોતું. દુર્ગનો ભાગ કાપીને જ આ માર્ગ કાઢ્યો હતો.

વીર વિક્રમના મનમાં થયું...કોઈ મોટો રાજા ચડી આવે તો સરલતાથી નગરીમાં પ્રવેશી શકાય અને રાજભવન કબજે કરી શકાય એટલી નબળાઈ આ નિર્માણમાં રહી ગઈ છે !

ઉપવનના પાછળના ભાગમાં પણ કેટલીક વૃક્ષઘટાઓ હતી... વીર વિક્રમે બરાબર નિરીક્ષણ કરી લીધું અને ઉપવનની વંડી પાસેના એક વૃક્ષની પોલમા પોતાની થેલી મૂકી દીધી. ત્યાર પછી તેણે અદ્રશ્ય-કરણ ગુટિકા મોઢામાં મૂકી દીધી અને વંડીની પેલેપાર ઉપવનના પાછળના ભાગમાં જવા માટે આ વૃક્ષનો આશ્રય લીધો.

જે વૃક્ષમાં થેલી છુપાવી હતી તે વૃક્ષ પરથી વીર વિક્રમ ઘણી જ સહેલાઈથી વંડી પર ઊતરી ગયો અને ઉપવનમા દાખલ થયો.

હજી તો બીજો પ્રહર ચાલતો હતો. મધરાતને ઘણી વાર હતી. વીર વિક્રમે રાજભવનના પાછળના ભાગનુ નિરીક્ષણ કરવા માંડયું. તેણે છેક પાંચમી ભૂમિ પર એક ઝરૂખા તરફ ધ્યાન કેન્દ્રિત કર્યું. એ ઝરૂખા પર એક દીપક ગોઠવ્યો હતો. અને દીપક પર જાળીવાળું આવરણ ઢાંકેલુ હતુ. વીર વિક્રમ રાજકુમારીની ચતુરાઈ સમજી ગયો...મનમાં થયું, રાજકુમારી ઘણી ચતુર લાગે છે...એક વાર તેણે રત્નપેટિકાને જોઈ લેવી જોઈએ. આમ વિચારી તેણે રાજભવનમાં દાખલ થવાનો નિર્ણય કર્યો.

વીર વિક્રમ સ્વભાવથી જ હિંમતવાન અને સાહસિક હતો. વળી અત્યારે તેને કોઈ જોઈ શકે તેમ નહોતું એટલે તેણે પોતાનો વિચાર અમલમાં મૂકવા રાજભવનના પાછલા ભાગમાં કોઈ દ્વાર હોય તો તેની તપાસ કરવી શરૂ કરી.

અને તેને એક દ્વાર દેખાયું. એ દ્વાર દાસદાસીઓના અવરજવર માટે હતું...દ્વાર અડધુ ખુલ્લું હતું અને ત્યાં એક દીપમાલિકાનો પ્રકાશ બહાર સુધી આવી રહ્યો હતો.

વીર વિક્રમે એ દ્વારમાંથી દાખલ થતાં પહેલાં બહાર ઊભા રહીને અંદર નજર કરી. તેનાં મનમાં એક સંશય થયો...દીપમાલિકાનો પ્રકાશ ભરપૂર હોય તો પોતે ધારણ કરેલા વસ્ત્રો અદ્રશ્ય રહી શકે નહિ અને માત્ર વસ્ત્રોવાળુ ધડ જોઈને કોઈ દાસદાસી ભારે કકળાટ કરી મૂકે. આથી તેણે બધાં વસ્ત્રો કાઢીને દ્વાર સામેની એક કુંજમાં છુપાવી દીધા. ત્યાર પછી તે નિર્ભયપણે રાજભવનમાં દાખલ થયો.

રાજભવનમા હલચલ સારી હતી...પણ હવે તેને કોઈ જોઈ શકે તેમ નહોતુ... તે સીધો એક પછી એક ભૂમિ ચડવા માંડયો. ચોથી ભૂમિ પર જતાં જ તે જોઈ શક્યો કે વિશાળ ઓસરીમા બાંધેલા એક હિંડોળા પર એક બત્રીસેક વર્ષની સુંદરી બેઠી છે... થોડે દૂર ચાર પાંચ દાસીઓ પણ ઊભી છે. જરૂર આ રાજ્ય પરિવારની કોઈ ભૂમિ લાગે છે.

હિંડોળો મંદ ગતિએ ચાલતો હતો. ઉપરની ભૂમિની સોપાનશ્રેણી પરથી કોઈ નવંજવાન પરિચારિકા નીચે ઊતરી રહી હતી. આ પરિચારિકાને જોતા જ હિંડોળા પર બેઠેલી સુંદરીએ કહ્યું : "સુભદ્રા, લક્ષ્મી શુ કરે છે?"

"મહાદેવી, રાજકુમારીજી પોતાની એક સખી સાથે વિનોદ કરી રહ્યા છે...હમણાં જ આપની પાસે પધારશે." નમન કરીને સુભદ્રાએ કહ્યું.

વીર વિક્રમ ઓસરીના એક ખૂણામા ઊભો રહી ગયો હતો. રાજકુમારી નીચે આવે એટલે ઉપર જવાનો તેણે મનથી નિશ્ચય કર્યો.

થોડી જ વારમાં ષોડશી રાજકુમારી હરિણી માફક સોપાનશ્રેણી ઊતરતી આવી ગઈ...એને જોઈને હિંડોળા પર બેઠીલી સુંદરીએ પ્રસન્ન હાસ્ય વેર્યું.

લક્ષ્મીવતી તેને નમન કરીને બાજુમાં બેસી ગઈ અને સુંદરી મહાદેવીનો હાથ પકડી લેતાં બોલી : "શી આજ્ઞા છે મા?"

"લક્ષ્મી, તારા પિતાશ્રીએ આજ પણ મને પ્રશ્ન કર્યો હતો .."

હાસ્યવદના સમી દેખાતી લક્ષ્મીએ મીઠા હાસ્ય સહિત કહ્યું : "મા, હુ એક બે દિવસમાં જ નક્કી કરી લઈશ."

"ત્રિવિષ્ટપના યુવરાજની છબી તને કેમ ન ગમી ?"

"મા, એ વધુ પડતો સ્થૂલ છે અને તેની આંખો ઘણી જ ઝીણી છે ..મોઢુ તો જાણે ચેપાઈ ગયું હોય તેવું લાગે છે !"

"બીજી ઘણી છબીઓ છે...મન શાંત રાખીને પસંદગી કરી લે...તારી ઇચ્છા હોય તો હું તને માર્ગદર્શન આપવા તારી પાસે બેસુ."

"તો તો ઘણુ જ સારુ... પરમ દિવસે મધ્યાહ્ન સમયે આપ મારા ખડમાં પધારજો .."

"જો પાછી સખીઓ સાથેના વિનોદમાં ભૂલી ન જતી !"

"નહિ મા... મારા પિતાશ્રીના હૈયામાં મારા અંગે કેટલી ચિંતા છે તે હુ જાણુ છુ."

"તુ મારી ગુણિયલ અને આદર્શ કન્યા છો..." કહી માતાએ લક્ષ્મીનુ મસ્તક પોતાના ખોળામાં વહાલથી મુક્યું...

એ જ વખતે મહા પ્રતિહારનો ધ્વનિ સંભળાયો...મહારાજા પધારતા હોવાની એ સૂચના હતી.

"તારા પિતાજી પધારે છે ..હવે તુ જા .."

લક્ષ્મી માને નમન કરીને પાંચમી ભૂમિની સોપાનશ્રેણી ચડવા માંડી.

વિક્રમ લક્ષ્મીનાં રૂપ-યૌવનને બરાબર જોઈ રહ્યો હતો...તેના મનમા થયુ ..આવી અપૂર્વ સુદરી શુ એક કાગડાની ગરદને બંધાશે? અરે, પણ હુ રાજકન્યાને જોવામાં એટલો મશગુલ બની ગયો કે રત્નપેટિકા જોઈ પણ ન શક્યો !

આ વિચાર આવતાં જ તે ભવનની પાંચમી ભૂમિ પર ગયો.

એક બેઠકખંડમાં રાજકન્યા પોતાની સખીઓ વચ્ચે બેસી ગઈ હતી ..

બાજુનો ખંડ પણ અર્ધખુલ્લો હતો...વીર વિક્રમ તે ખંડમાં દાખલ થયો. તેણે જોયું, રાજકુમારીનો આ વિશાળ ખંડ લાગે છે .. કારણકે ઝરૂખા પર એક આછો દીપક બહુ જ હળવો પ્રકાશ વેરી રહ્યો હતો. ખંડમાં એક તેજોમય દીપમાલિકા ભરપૂર પ્રકાશ પાથરી રહી હતી.. વીર વિક્રમે ચારે તરફ નજર કરી...પલંગની નીચે જ એક નાની પેટિકા પડી હતી, વિક્રમે તે ઉઠાવી ..કંઈક વજનવાળી લાગી... પણ તે ખૂલી શકે એવી નહોતી એટલે રત્નપેટિકાનું અનુમાન કરીને તેણે તે પેટિકા ત્યાં ને ત્યાં મૂકી દીધી...ત્યાર પછી તેણે પલંગના ઓશીકા તરફ નજર કરી...એક ઓશીકા નીચે પાતળી છતાં અતિ મજબૂત કૌશેય રજ્જૂ છુપાતી હતી વીર વિક્રમે અનુમાન કર્યું ...આ રજ્જૂ છેક નીચે પહોંચી શકે એટલી લાંબી જ છે! તેના મનમાં સવાલ થયો, શું આ રજ્જૂના સહારે ભીમકુમાર આવશે કે રાજકુમારી નીચે ઊતરશે?

વીર વિક્રમ તરત ઝરૂખામાં ગયો...ઝરૂખો મજબૂત હતો...એક જ પથ્થરનો હતો.. ઝરૂખામાં સહેલાઈથી રજ્જૂ બાંધી શકાય તેમ હતી.

આટલું નિરીક્ષણ કરીને વીર વિક્રમ ખંડ બહાર નીકળ્યો તે જોઈ શક્યો કે, રાજકન્યા અને તેની સાહેલીઓ ખંડ બહાર નીકળી ગઈ છે અને રાજકુમારી તેને વિદાય આપી રહી છે.

સાહેલીઓ નીચે ઊતરે તે પહેલા જ વીર વિક્રમ નીચે ઉતરવા માંડ્યો...ચોથી ભૂમિની ઓસરીમાં ઝૂલો સાવ ખાલી હતો. માત્ર બે દાસીઓ ઊભી હતી. તેણે વિચાર્યું...મહારાજ ચંદ્રભૂપ અને મહાદેવી શયનખંડમાં ગયા લાગે છે.

ત્યાર પછી તે સડસડાટ નીચે ઊતરી ગયો અને જે રસ્તેથી દાખલ થયો હતો તે રસ્તેથી બહાર નીકળી ગયો.

બહાર નીકળ્યા પછી તેણે પોતાનાં વસ્ત્રો જે સ્થળે છુપાવ્યાં હતાં તે સ્થળેથી લઈ લીધાં અને આકાશ સામે નજર કરી...હજી મધરાતને થોડી વાર હતી. એક કુંજની પાછળ ઊભા રહીને તેણે વસ્ત્રો પહેરી લીધા અને એક સારો એવો ઓથ શોધીને બેસી ગયો.

થોડી પળો વિચારમાં વિતાવ્યા પછી તેના મનમાં થયું...રત્ન-પેટિકા અને રાજકન્યા બંનેને લઈ જવાં એ જ ઉચિત છે. નહિ તો આવું સુંદર અને નિર્દોષ નારીરત્ન એક શત્રુ રાજવીના વૈરનો ભોગ બનશે ને કાગડાની ડોકે બંધાઈને જીવનભર ઝૂર્યાં કરશે આવો ખુલ્લો અન્યાય કેવી રીતે સહી શકાય?

એ વખતે બે પ્રહરીઓ આલબેલ પોકારતા ચાલ્યા ગયા. વીર વિક્રમે પાંચમી ભૂમિના ઝરૂખા સામે નજર કરી. અંદરની દીપમાલિકાનો જે પ્રકાશ બહાર આવતો હતો તે બંધ થઈ ગયો હતો ..સંભવ છે કે રાજકન્યાએ દીપમાલિકા બુઝાવી નાખી હોય...

થોડી જ પળો પછી તે જોઈ શક્યો કે એક નારી ઝરૂખા પાસે ઊભી ઊભી કંઈક કરી રહી છે. જરૂર રાજકન્યા ઝરૂખે રજ્જૂ બાંધી રહી લાગે છે ..

પણ હવે શું કરવું ? ભીમકુમાર આવે એટલે તેને મૂર્છિત કરવો કે શું કરવું ? એમ કરતાં જો ભીમકુમાર બૂમ પાડે તો બધી યોજના ધૂળમાં મળી જાય ..

ઓહ ! ત્યારે ?

એ જ પળ પછી વિક્રમે પોતાના મિત્ર અગ્નિવૈતાલને યાદ કર્યો... અને થોડી જ પળોમા તે અદ્રશ્ય રૂપે વીર વિક્રમ સામે હાજર થતાં બોલ્યો : " શી આજ્ઞા છે મહારાજ ? રત્નપેટિકા પ્રાપ્ત થઈ ગઈ ? "

" ના મિત્ર, રત્નપેટિકા અને રાજકુમારી બંનેને લઈ જવાનો નિર્ણય કર્યો છે .." આમ કહીને વિક્રમે ટૂંકમાં ભીમકુમારની વાત કરી.

વૈતાલે હસીને કહ્યું : " મહારાજ, પારકાનાં દુઃખને દૂર કરવા

ખાતર તમારો રાણીવાસ...ભરચક બની જશે... આપ આજ્ઞા આપો તો રાજકન્યાને અને તેની રત્નપેટિકાને ઉઠાવી લાવું."

"એમ નહિ...તારે માત્ર એક જ કાર્ય કરવાનું છે... થોડી જ વારમાં ભીમકુમાર આવશે...તેનો એક નોકર સામી વંડીની પાછળ ઊંટને ઝુકાવીને રાહ જોતો ઊભો રહેશે. તારે ભીમકુમાર અને તેના માણસને ઉઠાવીને છેક તેના દેશમાં મૂકી દેવાના છે...પછીનું કાર્ય હું સંભાળી લઈશ."

"એ કરતા આપને અને રત્નપેટિકા સહિત રાજકન્યાને અવંતિ ભેગાં કરી દઉં તો?"

"ના મિત્ર, માર્ગમાં મારે રાજકન્યાના સ્વભાવની પરીક્ષા કરવી છે અને એની શક્તિનું પારખું પણ લેવું છે." વિક્રમે કહ્યું

બે પળ વિચારીને વૈતાલે કહ્યું: "જેવી આપની આજ્ઞા..."

"તો આપણે થોડી વાર વાટ જોવી પડશે...ભીમકુમાર આવે અને ત્રણ તાળીનો સંકેત કરે કે તરત તું તારું કામ કરજે."

બંને મિત્ર ત્યાં જ બેસી ગયા.

## ૧૭ : : જુગારી..!

રાજા ચંદનો સપ્તભૂમિ પ્રાસાદ જાણે નિદ્રાના ખોળામા લપેટાઈ ગયો હોય તેમ જણાતુ હતુ. રાજભવનની ઉત્તરે મુખ્ય પ્રવેશદ્વાર હતું. ત્યા દસેક જેટલા સશસ્ત્ર પ્રહરીઓ બેઠા હતા ..અને એ તરફ દાસદાસીઓનાં નિવાસગૃહ બનેલાં હતાં.... ભવનનાં દાસદાસીઓ ત્યાં પહોંચી ગયાં હતાં કેટલાંક દાસદાસીઓ રાજભવનમાં પણ નિદ્રાધીન

બની ગયાં હતાં.

મધરાતનો સમય થઈ ગયો હતો. વિક્રમ અને વૈતાલ ભીમકુમારના આગમનની પ્રતીક્ષા કરી રહ્યા હતા. બે સશસ્ત્ર પ્રહરીઓ ઉપવન તરફ નજર કરતા કરતા ચાલ્યા ગયા.

અને વિક્રમની તેજ દૃષ્ટિ ઉપવનની વંડી પર સ્થિર થઈ...એક માનવી વંડી ચડીને અંદર આવતો હતો. વિક્રમે ઈશારાથી વૈતાલનું ધ્યાન તે તરફ ખેંચ્યુ.

ભીમકુમાર વંડી ટપીને ઉપવનમાં દાખલ થયો હતો. તે ચારે તરફ જોતો જોતો મંદ ગતિએ આવતો હતો અને તેની નજર ઝરૂખા પર મૂકેલા ઝાંખા દીપક પર ગઈ. તરત તેણે પોતાનુ બોકાનુ સરખું કર્યું અને ઝરૂખા સામેના એકવૃક્ષના ઓથે આવીને તેણે ત્રણ વાર શિયાળની લારી કરી. થોડી જ પળોમાં રાજકન્યા ઝરૂખામાં આવી અને હાથના ઇશારા વડે થોડી વાર થોભવાનો સંકેત કર્યો

એ જ વખતે વૈતાલે પોતાનુ કાર્ય શરૂ કર્યું ..ભીમકુમાર ત્યાંને ત્યાં મૂર્છિત થઈને પડી ગયો... વૈતાલે તેને પળનાયે વિલંબ વગર ઊંચકી લીધો.

અને એ સ્થળે વિક્રમ ઊભો રહી ગયો. વિક્રમે અદ્રશ્યકરણ ગુટિકા મોઢામાંથી બહાર કાઢીને કમરે ચડાવી દીધી હતી.

વૈતાલ ઉપવનના પાછળના ભાગમાં આવેલા વૃક્ષ ઝુંડમાં ગયો. તેણે જોયુ એક ઊંટ નિરાતે બેઠો છે અને એક માણસ ઝાડના ઓથે ઊભો ઊભો વંડી તરફ જોઈ રહ્યો છે. તે શ્યામુ હતો. વૈતાલે તેને પણ દૂરથી મૂર્છિત બનાવી દીધો અને ઉઠાવીને અદ્રશ્ય થઈ ગયો.

આ તરફ ઝરૂખામાં રાજકન્યા પુન આવી. તેણે દોરીએ બાંધેલી પેટિકા નીચે સરકાવવા માંડી અને હાથના ઈશારા વડે ભીમકુમારને નજીક આવવાનુ જણાવ્યું.

ભીમકુમારની જગ્યાએ ઊભેલો વિક્રમ ઝરૂખા નીચે પહોંચ્યો. .રત્ન

પેટિકા આવી ગઇ હતી. તેણે તે છોડી લીધી. રાજકન્યાએ તરત કૌશેય રજ્જૂ ખેંચી લીધી. ત્યાર પછી તેણે હાથના ઈશારા વડે ત્યાં જ શોભવાનું જણાવ્યુ.

વિક્રમ આ ઈશારા સમજી ગયો અને પેટિકા લઈને એક વૃક્ષના ઓથે ઊભો રહી ગયો.

થોડી પળો પસાર થઈ...વિક્રમના કાન પર રાજભવનનું પાછલુ દ્વાર ખૂલતુ હોવાનો અવાજ આવ્યો ..તેણે તે તરફ જોયુ... રાજકન્યા બહાર નીકળી અને ચારે તરફ દૃષ્ટિ કરવા માંડી... વિક્રમે જરા આગળ આવી હાથ ઊંચો કર્યો. તરત રાજકન્યા તે તરફ આવી.

ત્યાર પછી બંને વંડી પાસે આવ્યાં ..વિક્રમે પ્રથમ રાજકન્યાને વંડી પર ચડવા માટે ટેકો આપ્યો. ત્યાર પછી રત્નપેટિકા તેને સોંપી અને પાછળથી પોતે પણ વંડી પર ચડીને પાછળ ઊતરી ગયો. જે વૃક્ષની બખોલમા તેણે પોતાની ઝોળી છુપાવી હતી તે વૃક્ષમાથી ઝોળી લઈને ખભે ભરાવી દીધી.

રાજકન્યાએ કહ્યુ : “ આપનુ વાહન ?”

“ સામે જ છે ..હવે આપ સંપૂર્ણ નિર્ભય છો.” કહી વિક્રમે રાજકન્યાનો હાથ પકડચો અને ઊંટ તરફ ચાલવા માંડયુ.

થોડી જ વારમાં બંને ઊંટ પર સ્વાર થઈ ગયા અને પવનવેગી ઊંટ ચાલવા માડચો

વિક્રમે જોયુ, ઊંટ ઘણો જ તેજસ્વી છે...એક ઘટિકામાં એક યોજન કાપવો એ એને મન સહજ વાત છે !

વિક્રમ માટે એક મુશ્કેલી ઊભી થઈ ગઈ હતી. પોતે આ તરફના રસ્તાનો સાવ અજાણ હતો અને ઊંટની ચાલ તો એના સ્થળ તરફ જ હોય તે સ્વાભાવિક હતુ.

ચારેક યોજન દૂર નીકળ્યા પછી વિક્રમે ઊંટને આડા માર્ગે ચડાવ્યો અને બીજી જ દિશાએ ઊંટને વાળ્યો...થોડે દૂર જતાં જ

એક ઝાડી જેવો વનપ્રદેશ આવ્યો. ઊંટની ગતિ મંદ થઈ પણ વિક્રમે ઊંટને વનપ્રદેશમાં જ ચલાવ્યો. અંધકારના કારણે વૃક્ષની ડાળીઓ રાજકન્યાને સ્પર્શવા માંડી, તેણે મૃદુ સ્વરે કહ્યું : "આપે આ દિશા કેમ પકડી ? આ તો કોઇ વનપ્રદેશ લાગે છે..મારાં વસ્ત્રો પણ ડાળીઓ સાથે ભરાતાં રહે છે."

"પ્રિયે, ચિંતા ન કરીશ..આપણી સલામતી માટે જ મારે આડો રસ્તો લેવો પડ્યો છે. તું નીચી નમી જા. ડાળીઓ નડશે નહિ" વિક્રમે કહ્યું.

રાત્રિનો ત્રીજો પ્રહર પૂરો થવા આવ્યો હતો વિક્રમને ઉજાગરાની ચિંતા નહોતી, પણ આ કોમલાંગિની ઊંટ પર બેસીને થાકી જશે. એ જ ચિંતા થયા કરતી. વિક્રમે કહ્યું : "દેવી, તમારી ઇચ્છા હોય તો થોડી વાર વિશ્રામ કરીએ."

"હવે ભય જેવું નથી લાગતું ?"

"ના, રાજભવનમાં ખબર પડશે તોય છેક સવારે પડશે. બેચાર ઘડી વિસામો લેવો હોય તો કોઈ યોગ્ય સ્થળે ઊંટને ઊભો રાખું."

"જેવી આપની ઈચ્છા." લક્ષ્મીવતીએ આટલું જ કહ્યું. તેના મનમાં ભીમદેવનો ચહેરો જોવાની એક તમન્ના જાગી હતી. પરંતુ પોતે આગળ બેઠી હતી અને લજ્જાના કારણે તે પાછળ નજર કરી શકતી નહોતી.

વનપ્રદેશ સઘન હતો...હિંસક પ્રાણીઓના અવાજો પણ આવતા હતા. થોડે દૂર ઊંટ બેસી શકે અને આરામ લઈ શકાય એવી જગ્યા વીર વિક્રમે જોઈ અને તેણે ઊંટને ઊભો રાખી... નીચે ઝુકાવ્યો

ઊંટ નીચે બેઠા પછી વિક્રમ નીચે ઊતરી ગયો અને રાજકન્યાનો હાથ પકડી નીચે ઉતારી.

ઊંટ ઉપર ભીમદેવના માણસે ભાતાનો ડબરો, ધનુષબાણ કાઠામાં

ભરાવ્યાં હતાં...બેઠક ઉપર ગાદી, શેતરંજી અને વસ્ત્રો વગેરે સરસામાનથી ભરેલુ ખોગીર પણ ગોઠવ્યું હતું. વિક્રમે એક સ્થળે શેતરંજી પાથરી ઉપર ગાદી બિછાવી. ત્યાર પછી રાજકન્યા સામે જોઈને કહ્યું : " બે ઘડી વિસામો લઇલે."

" આપ ?"

" મને ઉજાગરાની આદત છે. તુ થોડી વાર આરામ કરી લે ...રાત્રિનો અંતિમ પ્રહર ચાલે છે. સૂર્યોદય પહેલાં આપણે ચાલતાં થઇશુ ."

રાજકન્યાના મનમાં થયુ ભીમકુમાર મોઢા પરનુ બોકાનું કાઢી નાખે તો સારુ.. પણ તે કશુ બોલી શકી નહિ. ગાદી પર સંકોચ સહિત આડે પડખે થઈ.

વિક્રમ ઊંટ પાસે ગયો ..અંધકાર તો હતો જ...સાથોસાથ વન પણ ભયંકર લાગતુ હતુ પોતે કઈ દિશા તરફ જઈ રહ્યો છે એની કોઈ કલ્પના આવી શકતી નહોતી.

લક્ષ્મીવતી પણ આ સાહસના વિચારમાં પડી ગઇ હતી ..પોતાના પ્રિય માતાપિતાને કશી જાણ કર્યા વગર પોતે એક છબી જોઇને મનમાં કલ્પેલા પુરુષ સાથે માતાપિતાનો હંમેશ માટે ત્યાગ કરીને નીકળી ગઈ હતી. ભીમકુમારના પિતા શત્રુ છે ..ત્યાં તેઓ કેવી રીતે સ્વાગત કરશે . કેવી રીતે રાખશે અને ભીમકુમારના હૃદયમાં કેવુ સ્થાન મળશે? આ બધા પ્રશ્નો તેના મગજમા ઉભરાઈ રહ્યા હતા. તેને એમ થયું કે મારી નૌકા આશા નિરાશા વચ્ચે જ અટકાઇ ચૂકી છે. બે કિનારામા આશારૂપ કિનારો મળશે કે નિરાશા-રૂપી કિનારો મળશે એની કોઇ કલ્પના તે કરી શકતી નહોતી.

તેને એ ખબર નહોતી કે બદસુરત ભીમકુમારના બદલે ભારત-વર્ષનો એક શ્રેષ્ઠ અને મહાન રાજવી આવેલો છે...અને તેણે જ બદસુરત ભીમકુમારના પંજામાથી પોતાને છોડાવી છે !

તે આવી કલ્પના ક્યાથી કરી શકે ? તેણે તો એક યોજના

ઘડી હતી અને તે યોજના મુજબ જ પોતે પિતૃગૃહનો ત્યાગ કરીને નીકળી ચૂકી હતી.

યૌવનના આવેશથી થતાં અથવા તો અપરિપક્વ બુદ્ધિના કારણે ઊભાં થતાં આવાં સાહસો ઘણી વાર માનવી માટે ઘાતક પણ બની જતાં હોય છે!

પ્રાત:કાળનો પ્રારંભ થઈ ગયો. પંખીઓનો કલરવ શરૂ થયો.. વિક્રમે આસપાસ કોઈ જળાશય અંગે નજર ફેરવી પણ કશું દેખાયું નહિ. તેણે રાજકન્યા સામે જોઈને કહ્યું: "દેવી, સવાર થઈ ગયું છે...ઊંઘ આવી ગઈ હતી ને?"

લક્ષ્મીવતી તરત બેઠી થઈ ગઈ અને વિક્રમ તરફ જોતાં બોલી:- "જરા વિશ્રામ મળી ગયો..."

પ્રભાતનો સ્નિગ્ધ પ્રકાશ ઘણો મધુર લાગતો હતો...રાજકન્યાએ વિક્રમ સામે જોઈને આકાશ તરફ નજર કરી.

વિક્રમે ગાદી શેત્રંજી વગેરે લઈને ઊંટ પર બિછાવી દીધાં.

રાજકન્યાને આગલી બેઠક પર બેસાડી. રાજકન્યાએ કાઠામાં ભરાવેલી પોતાની રત્નપેટિકા જોઈ લીધી. વિક્રમ પણ બેસી ગયો. અને ઊંટને ઊભો કરી કેડી માર્ગે પ્રવાસ શરૂ કર્યો.

ઊંટને પણ આરામ મળી ગયો હતો તેની ચાલમાં તાઝગી આવી ગઈ હતી..

થોડે દૂર જતાં જ રાજકન્યાએ જોયું–સૂર્યોદય થઈ રહ્યો છે ...તેણે સૂર્ય ભગવાન સામે જોઈને ભાવ વંદન કર્યાં.

વિક્રમે પણ માનસિક નમસ્કાર કરીને વનપ્રદેશ તરફ દૃષ્ટિ દોડાવી તેને સમજાયું કે વનપ્રદેશ પૂરો થવા આવ્યો છે. પણ દક્ષિણ દિશાએ જ જવું બરાબર છે.

એકાદ યોજના પછી વનપ્રદેશ પૂરો થઈ ગયો અને સપાટ પ્રદેશનો પ્રારંભ થયો.

રાજકન્યાના મનમાં એક સંશય જાગ્યો હતો. ભીમકુમારનું રાજ્ય ઉત્તર દિશા તરફ આવેલું છે અને આ પ્રવાસ દક્ષિણ દિશા તરફ થઈ રહ્યો છે... આમ શા માટે ? શું પિતાજી કહેતા હતા તેમ શત્રુનો પુત્ર કોઈ પ્રદેશનો બદલો લેવા માગતો હશે ? પણ આ વાત કહેવી કોને ? તે મનમાં મૂંઝવણ અનુભવી રહી હતી...સાવ મૌનભાવે બેસી રહી હતી.

દિવસનો પ્રથમ પ્રહર પૂરો થયો.

વિક્રમે જોયું...તામ્રલિપ્તિથી ઘણે દૂર નીકળી ગયાં છીએ ..હવે કોઈ પ્રકારનો ભય ઊભો થાય તેમ નથી. તેણે ચારે તરફ નજર કરી પણ કોઈ જળાશય કે ગામ દેખાતું જ નહોતુ...શું આ પ્રદેશ આવો શુષ્ક હશે ?

વિક્રમે દક્ષિણ દિશામાં જ ઊંટને ચલાવ્યે રાખ્યો . બીજી બે ઘટિકા જતા જ તેની નજર એક વૃક્ષરાજીથી શોભતા ઉત્તમ જળાશય પર પડી...તેના મનને આનંદ થયો અને જળાશય પાસે પહોંચતા જ તેણે ઊંટ ઊભો રાખ્યો અને રાજકન્યાને કહ્યું · "દેવી, પ્રાતઃકાર્ય આટોપવા માટે આ સ્થળ સારું છે ."

લક્ષ્મીવતી તો એની મૂંઝવણમાં જ અટવાઈ ગઈ હતી. વિક્રમે એક વૃક્ષ નીચે ઊંટને ઝુકાવ્યો અને પોતે નીચે ઊતરી ગયો. તેણે રાજકન્યાને પણ ટેકો આપીને નીચે ઉતારી ..વૃક્ષ નીચે જ શેત્રંજી બિછાવી.

ઊંટ પરથી પોતાની થેલીમાં પડેલો લોટો ને પોતાનાં વસ્ત્રો કાઢી લીધાં...ભાતાનો ડબ્બો ખાલી છે કે ભરેલો તે જોવા માટે તેણે પ્રયત્ન કર્યો. ડબરો ભરેલો હતો ..તેણે ડબ્બો પણ કાઠીથી છોડયો

ત્યાર પછી રાજકન્યાના હાથમાં લોટો આપતાં કહ્યું : "તમે પ્રાતઃકાર્ય આટોપી લ્યો."

સંશયગ્રસ્ત બનેલી રાજકન્યાએ કશું બોલ્યા વગર લોટો હાથમાં

લઈને સરોવર તરફ ચાલવા માંડ્યું.

વિક્રમે ઊંટને લાંબી રજ્જૂ વડે વૃક્ષના થડે બાંધી દીધો. ઊંટ વૃક્ષનાં પાન ખાવા માંડયો.

લગભગ એકાદ ઘટિકા પછી રાજકન્યા શૌચાદિ પ્રાતઃકાર્ય પતાવીને પાછી આવી ગઇ.

વિક્રમે તેને ગાદી પર બેસવાનું કહ્યું અને પોતે કળશ્યો લઈને શૌચસ્નાન અર્થે સરોવર તરફ ગયો.

લગભગ એક ઘટિકા પછી તે પાછો આવ્યો. તેણે વસ્ત્રો બદલાવી લીધાં હતાં અને બોકાનું છોડી નાખ્યું હતું.

વિક્રમ નવજવાન હતો, સુંદર અને સશક્ત હતો, પરંતુ ભીમકુમારની છબી જેવો તો નહોતો જ. રાજકન્યા વિક્રમને જોઈને ચમકી ઊઠી. વિક્રમે નજીક આવીને કહ્યું: "દેવી, આ ડબ્બામાં ખાદ્ય છે...થોડું વાપરી લ્યો...બે ઘડી આરામ કરવો હોય તો કરો .. પછી આપણે પ્રવાસ શરૂ કરીએ"

રાજકન્યાએ કંઇક મૂઝવણભર્યા સ્વરે કહ્યું "મે જે છબી જોઈ હતી."

વચ્ચે જ વિક્રમ આછા હાસ્ય સહિત બોલ્યો: "ઓહ તમે જે છબી જોઈ હતી તે તમારા પિતાના શત્રુની એક પ્રતારણા હતી.... તમારા પિતાનુ નાક કાપવાની યોજના હતી અને ભીમકુમાર છબી કરતાં ઘણો જ બદસુરત હતો...મદ્યપી પણ હતો..."

"તમે કોણ છો?"

"હુ?" કહીને વિક્રમ ખડખડાટ હસી પડ્યો અને હસતાં હસતાં બોલ્યો: "હું જિંદગી સાથે જુગાર ખેલનારો એક જુગારી છુ...પણ પહેલા આપણે બ ને થોડુ ક જમી લઈ એ." આમ કહીને વિક્રમ શેત્રંજી પર બેસી ગયો અને ડબ્બો ખોલીને ડબ્બાના ઢાંકણામાં ડબ્બામાંની મીઠાઈ મૂકવા માંડયો.

રાજકન્યાએ કહ્યું : " તો પછી તમે મને આમ દક્ષિણ દિશામાં શા માટે લઇ જાઓ છો ? "

"પ્રથમ ક્ષુધા શાંત કરો...ઘડિક આરામ કરો...હવે ખોટી ચિંતાનું કોઈ કારણ નથી..." કહી વિક્રમે મીઠાઈનો એક ટુકડો હાથમાં લઇ ખાવો શરૂ કર્યો.

સંશયગ્રસ્ત રાજકન્યા ગહન વિચારમાં એમને એમ બેસી રહી.

વિક્રમે કહ્યું : " દેવી થોડુંક પેટમાં જશે એટલે મનની વિકળતા નષ્ટ થઈ જશે. તમે એટલું તો જોઇ શક્યાં હશો કે મધરાતથી અત્યાર સુધી મારી સાથે રહ્યા હોવા છતાં મે આપના પ્રત્યે કોઈ પ્રકારનું અવિવેકી વર્તન દાખવ્યું નથી."

" આપનું નામ ? "

" વિક્રમો જુગારી..."

" મને કઈ તરફ લઈ જાઓ છો ? "

" એનો જવાબ તમે આ મીઠાઈને ન્યાય આપશો ત્યાર પછી મળશે."

રાજકન્યાને પણ ભૂખ તો લાગી હતી...ન છૂટકે તેણે મીઠાઈ ખાવી શરૂ કરી.

ભોજનાદિથી નિવૃત્ત થયા પછી વિક્રમ લોટો લઈને સરોવર તીરે ગયો. જળપાન કરીને રાજકન્યા માટે પણ જળ લઈ આવ્યો

રાજકન્યાએ જળપાન કર્યું. તેના ચહેરા પર વિક્રમને કંઈ આરામ દેખાયો તે બોલ્યો . " બોલો.. ઘડિક આરામ કરવો છે કે પ્રવાસ ચાલુ રાખવો છે ? "

" આપ થોડીવાર આરામ કરો. .આખી રાતનું આપને જાગરણ છે અને ઊંટનો પ્રવાસ પણ..."

" નહિ દેવી, મને આવા પ્રવાસની ટેવ છે...હું જ્યારે થાકી જઈશ ત્યારે જરૂર આરામ લઈશ."

તો..."

"શું ?"

"આપના કહેવા મુજબ મેં શિરામણ કરી લીધું છે ..હવે આપ મને કઈ તરફ લઇ જાઓ છો તે કહો."

"પહેલાં આરામ કરો ..પછી પ્રવાસમાં સઘળી વાત કહીશ... હું જરા મારા સૂકવેલાં વસ્ત્રો લઇ આવું." કહી વિક્રમ ઊભો થયો અને સ્નાન કર્યાં પછી તેણે કિનારે જ પોતાના વસ્ત્રો સૂકવ્યાં હતાં તે જોયાં. હજી સાવ સુકાયા નહોતાં છતાં તેણે ઉઠાવી લીધાં.

રાજકન્યા ગાદી પર આડે પડખે થઈ હતી. વિક્રમે રાજકન્યાના રૂપ નિર્ઝરતા સુંદર દેહ તરફ એક વાર દૃષ્ટિ કરીને પોતાનાં વસ્ત્રો વૃક્ષની ડાળીઓ સૂકવી નાખ્યાં...ત્યાર પછી ઊંટને છોડીને તે બોલ્યો: "હું ઊંટને પાણી પાઈ આવું .."

રાજકન્યા સફાળી બેઠી થઇ ગઈ.

એનો મનોભાવ જોઇને વિક્રમ બોલ્યો : "સંશય ન રાખશો... આ રીતે છોડીને હું ચાલ્યો નહિ જાઉં."

રાજકન્યા અવાક્ બનીને વિક્રમ તરફ જોઈ રહી. તેના મનમાં થયું...પુરુષ ઘણો જ સુંદર અને સ્વસ્થ છે. આવો પુરુષ જુગારી શા માટે બન્યો હશે? અને મને ક્યાં લઈ જશે?

આ પુરુષથી છટકવાનો પણ કોઈ અર્થ નથી...એના હાથનો બે ત્રણવાર સ્પર્શ થઈ ગયો છે.. હવે તો ભાગ્યમાં જે લખ્યું હોય તે ભલે થાય ..જુગારી હોય કે ગમે તેવો હોય, જીવનનો સથવારો આ પુરુષ સાથે બાંધ્યા વગર કોઈ બીજો માર્ગ નથી.

ઊંટને પાણી પાઈ વિક્રમ પાછો આવ્યો અને બોલ્યો : "કેમ, આરામ નથી કરવો ? તો પછી પ્રવાસ આગળ લંબાવીએ."

એમ જ થયું.

બધો સરસામાન ઊંટ ઉપર ગોઠવીને વિક્રમ રાજકન્યા સાથે આગળ વધ્યો.

દક્ષિણ દિશામાં જે માર્ગ દેખાયો હતો તે માર્ગ તરફ તેણે ઊંટને ભગાડવા માંડયો

ઊંટની ગતિ ઝડપી હતી...જોત જોતામાં મધ્યાહ્નકાળ પૂરો થયો.

રાજકન્યાએ પ્રશ્ન કર્યો : " આપે મને વાત ન કરી."

" ઓહ ! જુઓ હું એક જુગારી છું. દક્ષિણ દિશામાં એક ભીલ પલ્લી આવે છે . ત્યાંના ભિલ્લ રાજા સાથે જુગાર રમતાં હુ ઘણુ દ્રવ્ય હારી ગયો છું. સાથો સાથ એક નવયૌવના પણ દાવમાં મૂકીને હારી ગયો છુ. હું મારી હારને વિજયમાં પલટાવવા એ તરફ જઈ રહ્યો છુ." વિક્રમે સ્વાભાવિક સ્વરે કહ્યું.

લક્ષ્મીવતી આ સાભળીને અવાક્ બની ગઈ. તેના મનમાં થયુ, શું મને પણ આ જુગારી દાવમાં મૂકશે ? ઓ ભગવાન, મે માતા-પિતાના ઘરનો શા માટે ત્યાગ કર્યો ? જે સંતાનો માતાપિતાની સલાહ માનતાં નથી તેની આવી જ દશા થાય છે. તે કશું બોલી નહિ. તેની છાતી મૂંઝવણ અનુભવી રહી હતી.

માર્ગમા પાંચ પચીસ ઘરનાં બે ત્રણ ગામડાં આવેલાં પણ વિક્રમે ઊંટને ક્યાય રોકયો નહિ.

અને ફરી વનપ્રદેશ શરૂ થયો. વિક્રમે આ તરફ કદી પ્રવાસ કર્યો ન હતો તેમ માર્ગમાં કોઈને પૂછી શકાય એવુ માનવી મળ્યુ નહોતુ એટલે તેણે પુનઃ વનપ્રદેશમા ઊંટને આગળ ધપાવ્યો. લગભગ બે યોજન દૂર જતાં એક નાની સરિતા દેખાણી. વિક્રમે સારા સ્થળે ઊંટને ઝુકાવ્યો અને કહ્યું. " દેવી, સંધ્યાને બહુ વાર નથી અને આ વનપ્રદેશ ક્યારે પૂરો થાય તેની કલ્પના પણ થઈ શકતી નથી એટલે આ સ્થળે આપણે રાત પસાર કરવી પડશે"

રાજકન્યા કશુ બોલી નહિ. ઊંટ પરથી નીચે ઊતરી ગઈ.

એક સ્વચ્છ સ્થળે વિક્રમે શેત્રજી અને ગાદી બિછાવી. ઓઢવાની બે ચાદર પણ કાઢી અને ધનુષબાણ તથા ભાતાનો ડબો વગેરે કાઢયાં.

રાજકન્યાએ પોતાની પેટિકા લીધી વિક્રમે કહ્યું : "એ પેટિકામાં અલંકારો લાગે છે."

લક્ષ્મીવતીએ માત્ર મસ્તક નમાવ્યું.

બંનેએ નદીના સ્વચ્છ જળ વડે હાથ પગ મુખ ધોઈ લીધાં. ભાતુ ખાધુ. વિક્રમે બે ચાર વૃક્ષ પરથી ઊંટ માટેનો ચારો પણ ઉતાર્યો.

સંધ્યા વીતી ગઇ. રાત્રિનો પ્રારંભ થયો.

વિક્રમ પોતાની થેલી ઓસીકા માફક રાખીને શેત્રંજી પર બેઠો. રાજકન્યાએ પેટિકા ઓશીકા તરીકે ગાદીને ખૂણે રાખી અને તે પણ ગાદી પર બેસી ગઈ.

વિક્રમે આડે પડખે જતાં કહ્યું : "દેવી, હવે થોડી વાર મારા પગ દબાવવા પડશે."

રાજકન્યા ગભરાણી. તેના મનમાં થયુ, ભાગ્યે જુગારીને જ સ્વામી રૂપે આપેલ છે પછી શા માટે બીજો સંશય રાખવો જોઈએ?

રાજકન્યા વિક્રમના પગ દાબવા બેસી ગઈ.

## ૧૮ : : વેશ્યાની જાળમાં

રાત્રિનો પ્રથમ પ્રહર પૂરો થયો ન થયો કે પ્રવાસ અને ઉજાગરાથી શ્રમિત બનેલો વીર વિક્રમ નિદ્રાધીન બની ગયો તેના પગ પર રાજકન્યા લક્ષ્મીવતીનો કોમળ હાથ ફરી રહ્યો હતો...પરંતુ તેનો ખ્યાલ કર્યા વગર તે ઘસઘસાટ સૂઈ ગયો.

ચરણચંપી કરી રહેલી રાજકન્યાને અનેક વિચારો આવતા હતા.

ભાગ્યની રમત કેવી વિચિત્ર અને કલ્પનાતીત હોય છે ? કયાં તામ્રલિપ્તિ નગરીનો સપ્તભૂમિ પ્રાસાદ અને કયાં આ જન–માનવ શૂન્ય અરણ્ય ? ક્યાં હૈયામાં મનગમતા પુરુષને વરવાની તમન્ના સેવતી એક રાજકન્યા અને ક્યાં ભાગ્યમાં જડાયેલો એક જુગારી ? પણ હવે શુ થાય ? કર્મરાજાએ જે ફળ આપ્યુ છે તેને જ વરદાન માની લેવુ એ એક જ ધર્મ છે...જે પુરુષનો આ રીતે સ્પર્શ કર્યો છે તે જુગારી હોય કે મદ્યપી હોય...મારા માટે તો સ્વામી જ છે...મારા સૂના હૈયાનાં સિંહાસન પર હવે અન્ય કોઇની પ્રતિષ્ઠા થઈ શકે નહિ ..હું ભલે રાજકન્યા રહી ..પણ એક આર્ય નારી છુ ...સમર્પણ એ જ આર્ય નારીનુ મંગલ કર્તવ્ય છે...મારે મારા કર્તવ્યમાંથી વિમુખ ન થવું જોઈએ.

આવા વિચારો તેને આવી રહ્યા હતા...સાથોસાથ એક વેદના ભર્યો સવાલ પણ ઊભો થયો હતો. મારાં માતાપિતાની અત્યારે શી હાલત હશે ? પ્રેમાળ માતા ચોધાર આસુએ રોતી હશે અને મહાન પિતાશ્રીએ ચારે દિશાએ તપાસ કરવા માણસો મોકલ્યા હશે ..અને ભીમકુમારનુ શું થયું હશે ? શું એ પોતાના પિતાના વૈરનો બદલો લેવા માગતો હશે ? આ જુગારી પતિએ કહ્યુ તેમ તેણે પાઠવેલી છબી કરતાં સાવ જુદો ને બદસુરત હશે ? હે ભગવાન ! આજ રાતમા શુ શુ થઈ ગયું ?

રાત્રિનો બીજો પ્રહર ક્યારનો શરૂ થઈ ગયો હતો. રાજકન્યાની આંખો પણ ઘેરાતી હતી...તેણે જોયું...જુગારી પતિ ભર નિંદમાં છે એટલે તે પણ સહજ દૂર પડેલી ગાદી પર સૂઈ ગઈ અને ચાદર ઓઢી લીધી તેની આંખો ગુલાબી નિદ્રાના નશામાં મસ્ત બની ગઈ હશે ત્યાં જ તેના કાન પર સિંહની ડણક સંભળાઈ. તે સફળી બેઠી થઈ ગઈ. ભયભરી નજરે તેણે જુગારી સામે જોયુ ...વીર વિક્રમ તો ઘસઘસાટ નિદ્રા માણી રહ્યો હતો...રાજકન્યાએ તેની પાસે જઇ જુગારી સ્વામીને

ઢંઢોળતાં કહ્યું : " આટલામાં કોઈ સિંહ આવ્યો લાગે છે ! "

તરત વિક્રમ બેઠો થઈ ગયો અને થોડે જ દૂર ઊભેલા સિંહે ત્રાડ પાડી. વિક્રમે આસપાસ નજર કરી પણ કશુ દેખાયું નહિ... અંધકારમાં શુ દેખાય ? તેણે ધનુષ હાથમાં લીધુ અને તેના પર એક બાણ ચડાવ્યુ ...ત્રીજી વાર સિંહ ડણુક્યો અને વિક્રમે બાણુ છોડ્યું.

અને તરત તે સૂઈ ગયો.

રાજકન્યા પણ ત્યાં ને ત્યાં વિક્રમના પગ પર માથુ ટેકવીને સૂઈ ગઈ...

બે ઘટિકા વીતી હશે ત્યાં કોઈ વાઘની ત્રાડ સંભળાણી .. રાજકન્યા જાગી ગઈ અને જુગારી સ્વામીને જગાડ્યો.

વિક્રમે ધનુષ પર બીજું બાણ ચડાવ્યુ...

વાઘે બીજી વાર ત્રાડ નાંખી...અને વિક્રમે બાણ છોડ્યું...

ત્યાર પછી તરત તે સુઈ ગયો. જુગારીની આવી નિદ્રાથી લક્ષ્મીને ભારે નવાઈ થઈ. .આ તે કેવા હૃદયનો પુરુષ છે ? નથી ભય કે નથી કોઈ પ્રકારની લાગણી !

થોડી પળો સાવ નીરવતામાં વીતી ગઈ... રાજકન્યા પણ પોતાની ગાદી પર આડે પડખે થઈ..

પૂર્વાકાશમાં ઉષારાણીના સેંથાનો સિંદૂર ઝળહળવા માંડ્યો... પંખીઓનો કલ્લોલ થવા લાગ્યો... વિક્રમ આળસ મરડીને ઊભો થયો ..તેણે જોયું...રાજકન્યા નિરાંતે સુતી છે..? પણ હવે પ્રાતઃકાર્ય આટોપીને પ્રવાસ શરૂ કરવો જોઈએ. તેણે રાજકન્યા તરફ જોઈને કહ્યું : " દેવી...હમણાં જ સૂર્યોદય થશે..આપણે હજી ઘણે દૂર જવાનું છે..."

" ઓહ ! " કહીને લક્ષ્મીવતી બેઠી થઈ ગઈ.. તેણે વિક્રમ સામે જોઈને કહ્યું: " આપની નિદ્રા અજબ લાગે છે ! "

" કેમ . હું તો વહેલો જાગી ગયો છું...નિદ્રા તો તમારી

અજબ લાગે છે... હવે તમે પ્રાતઃ કાર્ય આટોપી લ્યો...તમારી સાથે અન્ય વસ્ત્રો લાગતાં નથી."

"ઉતાવળમાં..."

"કંઈ હરકત નહિ...માર્ગમાં કોઈ સારું ગામ આવશે તો નવાં વસ્ત્રો લઇ લઇશ...પણ એક વાર ભીમકુમારના ખોગીરની તપાસ કરી લઉં...કદાચ..."

"સ્વામી..."

વચ્ચે જ વીર વિક્રમે આશ્ચર્ય વ્યક્ત કરતાં કહ્યું : "એક ભયંકર જુગારીને સ્વામી કહો છો ?"

"હા સ્વામી, આપ ગમે તે હો... મારે મન મારા પ્રાણેશ્વર જ છો...મારા ભાગ્યે મને જે આપ્યુ તે મારે માટે વરદાનરૂપ છે."

"તમને બહુ ઉતાવળો નિર્ણય કરવાની ટેવ લાગે છે."

"જીવનમાં કોઈ વાર ઝડપી નિર્ણય પણ કરવો પડે છે..."

"સારુ...પણ હું તમને વિચાર કરવાની તક આપીશ...તમે શુ કહેવા માંગતાં હતાં ?"

"આપે ભીમકુમારના ખોગીરની વાત કરી એટલે શું ભીમકુમાર મને લેવા આવ્યો હતો ?"

"હા દેવી...આ ઊંટ પણ તેનો જ છે. સારા નસીબે હું ભીમકુમારનુ રૂપ જોઇ ગયો હતો...તેની યોજના પણ જાણી ગયો હતો...એટલે મેં એક જુગાર ખેલી નાખ્યો...પણ હવે તમે વિલંબ ન કરો...એમ કરો ને, આ ચાદર ધારણ કરીને નાહી લેજો...પછી એનાં એ વસ્ત્રો પહેરી લેજો."

રાજકન્યા ઓઢવાની કૌશેય ચાદર લઈને ઊભી થઈ...વિક્રમે પોતાની થેલીમાંથી લોટો કાઢીને આપ્યો અને એક છૂરિકા કાઢીને બે દાતણ તૈયાર કર્યાં. એક પોતે રાખ્યું...બીજુ રાજકન્યાને આપ્યું.

રાજકન્યા નદી તરફ વળી.

વિક્રમે ઊંટને અન્ય વૃક્ષ સાથે બાંધ્યો...જેથી તે વૃક્ષના પાન ખાઈ શકે.

લગભગ એકાદ ઘટિકા પછી રાજકન્યા પ્રાત. કાર્ય આટોપીને આવી ગઇ...વિક્રમે જોયુ ..લક્ષ્મી ખરેખર રૂપવતી અને કમનીય છે!

પોતાના તરફ જોઈ રહેલા વિક્રમ સામે જોઇને લક્ષ્મીએ મધુર હાસ્ય સહિત પ્રશ્ન કર્યો: " શુ નિહાળી રહ્યા છો?"

" તમને જોઈને મને મારા ભાગ્યની ફિકર થાય છે..."

" હું સમજી નહિ .."

" તમે તો એક જુગારીને સ્વામી માની લીધો ..પણ મારી યોગ્યતા કેટલી છે એ તો મારે વિચારવુ જોઈએ ને ?"

" સ્વામી, તમારી વાણીમાં મને જુગારીનાં દર્શન નથી થતાં..."

" ખરું છે ..અનુભવહીન આંખો અંતરનાં ઊંડાણ નિહાળી શકતી નથી હા . મને યાદ આવ્યુ ..રાતે મને બે વાર જગાડયો હતો ..મે બે બાણ પણ છોડયાં હતાં..."

" એક વાર સિંહ ને એક વાર વાઘ આવ્યો હતો."

"ઓહ ! પણ તમને એ યાદ છે કે મેં બાણ કઈ તરફ છોડયાં હતાં ?"

" હા.. સામેની ઝાડી તરફ..."

" તો એક કામ કરો ને ..આપણો પ્રવાસ લાંબો છે ને ભાથામાં ઝાઝાં બાણ છે નહિ ..જો એ બે બાણ શોધી આવો તો સારું... હું પ્રાત. કાર્ય પતાવી લઉ છુ."

" ભલે . " કહી રાજકુમારી સામેની ઝાડી તરફ રવાના થઈ.

વિક્રમે ભીની ચાદર એક ઝાંખરા પર સૂકવી નાખી અને લોટો તથા પોતાનાં વસ્ત્રો લઈને દાતણ ચાવતાં નદી તરફ ગતિ કરી.

રાજકુમારી ઝાડી પાછળ ગઈ તો ત્યાંનું દ્રશ્ય જોઈને અવાક્ બની ગઈ. એક તરફ સિંહના મોઢામાં બાણ વિંધાયુ હતુ અને સિંહ ઢળી પડયો હતો...એનાથી માત્ર વીસ હાથ દૂર વાઘની પણ એ જ

સ્થિતિ હતી. રાજકન્યાએ બંનેના મોઢામાંથી બાણુ ખેંચી લીધાં અને તેના મનમાં એક પ્રશ્ન થયો ..શું આ જુગારી આવો અફર નિશાન-બાજ હશે ? રાત્રિના અંધકારમાં કશુ દેખાતુ નહોતું ..માત્ર અવાજ પર લક્ષ કરીને જ બાણુ માર્યાં હતાં ..આ શુ ખરેખર જુગારી હશે ? એનો ચહેરો ઘણો જ ભવ્ય છે ..એની ભુજાઓ કોઈ ચક્રવતીં જેવી વિશાળ છે.. એનુ વક્ષઃસ્થળ . આ કોણુ હશે ? બબ્બે રાત્રિ સાથે રહેવા છતાં આ માણસે પોતાની વિવેક દૃષ્ટિ ગુમાવી નથી...સાથે રહેલી એક નવયૌવના રૂપવતી પ્રત્યે બીજી નજરે જોયું પણુ નથી...હા એક માત્ર તેણે ગઇ રાતે પગ દબાવવાનું કહ્યું હતું.. ખરેખર, તેમણે ન છૂટકે જ આમ કહ્યું હશે ..શ્રમ અને ઉજાગરાના કારણે જરૂર એમના પગ કળતા હશે !

આવા વિચારો કરતી કરતી લક્ષ્મીવતી બંને લોહિયાળ બાણુ સાથે પોતાના સ્થળે આવી ગઈ...હજુ જુગારી સ્વામી પ્રાતઃકાર્ય આટોપીને આવ્યો નહોતો.

રાજકન્યા વિચારમગ્ન બનીને ગાદી પર બેસી ગઈ.

થોડીવારમાં અતિ પ્રસન્ન ચિત્ત જણાતો વીર વિક્રમ આવી પહોંચ્યો. રાજકન્યાને વિચારમગ્ન જોઈને કહ્યું . " કેમ દેવી, બાણુ મળી ગયાં ને ? "

" હા સ્વામી, આપની નિશાનબાજીએ મને વિચારમગ્ન બનાવી દીધી છે "

શેત્રંજી પર બેસતાં વિક્રમે કહ્યું : " વનવગડે રખડનારો જુગારી જો આટલુંયે ન જાણે તો તેને કમોતે મરવુ પડે...હવે આપણે થોડુ શિરામણુ કરી લઇએ. ભાતાના ડબામા અત્યાર પૂરતુ તો છે, પછી આગળ જોઈ લેવાશે "

વિક્રમ ભાતાનો ડબો લઇ આવ્યો બંનેએ શિરામણુ કર્યું.. ડબો સાવ ખાલી થયો.

એકાદ ઘટિકા પછી વિક્રમ પોતાનાં સૂકવેલાં વસ્ત્રો લઈ આવ્યો. શાલ પણ લગભગ સુકાઈ ગઈ હતી. થોડી જ વારમાં સરસામાન આટોપી ઊંટને ઝુકાડી બધું વ્યવસ્થિત ગોઠવીને પ્રવાસનો પ્રારંભ શરૂ કરી દીધો.

ઊંટ ખરેખર કોઈ જાતવાન હતો ..એની ગતિમાં ક્યાંય ખામી આવતી નહોતી . ઝડપ પણ એટલી બધી હતી કે પાછળ કોઈની વાર ચડી હોય તો આંબી શકે નહિ ..

છેક મધ્યાહ્ન સમયે એક મધ્યમ ગામનું પાદર આવ્યુ . ગામમાં એક નાની પાંથશાળા હતી...ત્યા થોડીક વાર વિસામો લેવાનુ નક્કી કર્યું.

પાંથશાળાના મુનીમે આદરપૂર્વક સત્કાર કર્યો. વિક્રમે પાંથશાળાના મુનીમ મારફત ઊંટ માટે સારા પાણીની જોગવાઈ કરી અને ગરમ રસોઇની વ્યવસ્થા કરી...ત્યાર પછી ઉત્તમ પ્રકારની મીઠાઈ મંગાવીને ડબ્બો ભરી લીધો ..મુનીમને પૂછતાં જાણવા મળ્યુ કે આ મધ્યમ ગામમાં ચાર પાંચ કાપડના વેપારીઓ છે . એક વેપારી મોટો છે એને ત્યાંથી ઉત્તમ વસ્ત્રો મળી શકશે.

વિક્રમે મુનીમ દ્વારા તે વેપારીને વસ્ત્રોની બે ગાંસડીઓ સહિત પાંથશાળામાં બોલાવ્યો વસ્ત્રો મધ્યમ કોટિનાં હતાં ..પણ નહિ મામા કરતા કાણો મામો શુ ખોટો? લક્ષ્મીવતી માટે બે જોડ વસ્ત્રો અને પોતાના માટે એક જોડ વસ્ત્રો ખરીદી લીધાં.

ત્યાર પછી અપરાન્હ કાળે વીર વિક્રમે પ્રવાસ શરૂ કર્યો હવે તો માર્ગ પણ સારો હતો અને બહુ ઝાડી પણ નહોતી આવતી...વિક્રમના મનમા થયું ..જો આવો ને આવો માર્ગ હોય તો આખી રાત પ્રવાસમાં ખેંચી કાઢવી.

એમ જ થયું...

રસ્તો સારો હતો...વચ્ચે વન આવતાં પણ તે પાંખાં અને નાનાં હતાં .ભય માત્ર એક જ હતો કે વચ્ચે કોઈ વિશાળ નદી આવે

તો સામે કિનારે જવું અશક્ય થઈ પડે...રાત્રિનો પ્રથમ પ્રહર પૂરો થયો હશે એ વખતે વિક્રમે રાજકન્યાને કહ્યું : "દેવી, વિસામો લેવો હોય તો કોઈ સ્વચ્છ જગ્યાએ રાત્રિ પસાર કરીએ."

"કોઇ પલ્લી કે ગામ આવે તો સારુ..."

"આ રસ્તો મારા માટે સાવ અપરિચિત છે..પરંતુ મેં પાંથશાળાના મુનીમ પાસેથી જાણ્યું હતું કે લગભગ પચાસ યોજન દૂર લક્ષ્મીપુર નામની નગરી આવે છે...જો આપણે આખી રાત પ્રવાસ ખેડીએ તો એ નગરીમાં પહોંચી જઇએ."

"મને કશી હરકત નથી..."

"છતાં પાછલી રાતે આપણે ગમે તે સારા સ્થળે વિશ્રામ લઇશું." વિક્રમે કહ્યું.

રાજકન્યા સહમત થઈ.

અને અવિરત પ્રવાસ ચાલુ રહ્યો. ઊંટ પણ ઝડપભેર એકધારી ગતિએ જતો હતો.

રાત્રિનો ત્રીજો પ્રહર પૂરો થયો લક્ષ્મીવતી ઝોલે ચડી હતી. વીર વિક્રમે કહ્યું : "આરામ લેવો છે ને?"

"ના...મારી આંખો ઘેરાય છે..પણ હું સાવધ છું." લક્ષ્મીએ કહ્યું.

ઊંટની ગતિ એવી ને એવી હતી. જાણે ઊંટને થાક જ લાગતો નહોતો.

ઉષાનાં કિરણો વિશ્વ પર પથરાવાં શરૂ થયાં. વિક્રમે જોયું : એક સ્વચ્છ નદી દેખાય છે અને તેને સામે કિનારે જ કોઈ સુંદર નગરી પણ દેખાય છે..જરૂર લક્ષ્મીપુર આવી ગયું. તે બોલ્યો : "દેવી, લક્ષ્મીપુર આવી ગયું છે..."

લક્ષ્મીએ નજર કરી...કહ્યું : "નગરી ઘણી સુંદર લાગે છે."

"આપણા ઊંટને ધન્યવાદ દેવા જોઈએ...તેણે ઘણો પથ કાપી

નાખ્યો.. અરે...પણુ આપણા ભાતનો ડબો ક્યાં ?"

" આપે પાછળ બાંધ્યો હતો ને.."

" ત્યાં તો નથી...સંભવ છે કે માર્ગમાં પડી ગયો હશે...તારી પેટિકા તો..."

" સલામત છે..."

નદી આવી ગઈ.. વિક્રમે ઊંટને નદીમાં ઉતાર્યો.. નદી સ્વચ્છ હતી...પણુ ઊંડી નહોતી. સામે કાંઠે કોઇ આંબાવાડી હોય એવું દેખાયું.

વીરવિક્રમે ઊંટને નદીમાં ઉતાર્યો. જાતવાન ઊંટ જરાયે હિચકીચાટ વગર સામે કાંઠે પહોંચી ગયો. વિક્રમે કહ્યું : " હવે નિરાંત થઈ ...આ નગરી મારા માટે કદાચ પરિચિત હોય...આપણે સામેનાં વૃક્ષોનાં ઝુંડ પાસે વિસામો લઈએ. સહુથી પ્રથમ ઊંટને નદીમાં ધમારવો પડશે. .આપણે પણુ પ્રાતઃ કાર્યથી નિવૃત્ત થઈએ."

દસબાર વૃક્ષનાં ઝુંડ પાસે વીર વિક્રમે ઊંટને ઝુકાવ્યો. બંને નીચે ઊતરી ગયા...રાજકન્યા આખી રાતના પ્રવાસથી અકડાઈ ગઈ હતી. વીર વિક્રમે વૃક્ષઝુંડ વચ્ચેના સ્વચ્છ ચોકમા શેત્રંજી ને ગાદી પાથર્યાં . ત્યાર પછી ઊંટ પરનો સઘળો સામાન નીચે ઉતારી લીધો. ભાતાના ડબા સિવાયનો બધો સામાન હતો. રાજકન્યા રત્નપેટિકા લઈને ગાદી પર બેસી ગઇ.

વિક્રમે ઊંટ પરનું કાઠું વગેરે કાઢી લઈ ઊંટને વૃક્ષઘટા પાસે જ બાંધ્યો. અને રાજકન્યા સામે જોઈને કહ્યું :

" તમે જરા આડે પડખે થાઓ ..તે દરમ્યાન હું પ્રાતઃ કાર્ય આટોપી લઉં. ઊંટને જરા વિસામો મળ્યા પછી હું નદીમાં લઈ જઈશ.

વીર વિક્રમ પ્રાત. કાર્ય અર્થે વિદાય થયો

લક્ષ્મીવતી પણુ આડે પડખે થઈ

ઊંટે સુંદર વૃક્ષોના પાનનો ચારો શરૂ કર્યો.

વિક્રમ આવ્યા પછી લક્ષ્મીવતી નવાં વસ્ત્રની જોડ લઈને

પ્રાતઃ કાર્ય માટે ગઈ.

ત્યાર પછી વિક્રમે ઊંટને પણ ધમાર્યો...

નવાં વસ્ત્રોમા લક્ષ્મીવતી ભારે શોભી રહી હતી...એ જોઇને વિક્રમે કહ્યું: "દેવી, આ સ્થળ સાવ નિર્ભય છે....હું નગરમાં જઈને ભોજન સામગ્રી લઇ આવુ છુ....જો યોગ્ય સ્થળ મળી જશે તો આપણે નગરીમાં જઇશુ."

સહાસ્ય વદને લક્ષ્મીએ વિક્રમની વાત સ્વીકારતાં કહ્યું: "પણ આપ બહુ વિલંબ ન કરશો."

"તમે નિશ્ચિત રહેજો..." કહી વિક્રમ પોતાની ઝોળી લઈને ચાલતો થયો. કારણ કે ઝોળીમાં સુવર્ણમુદ્રાઓ હતી, અદૃશ્યકરણ ગુટિકાની દાબડી હતી અને ગુપ્ત શસ્ત્ર પણ હતું.

વિક્રમને ગયાને લગભગ બે ઘટિકા વીતી ગઇ...લક્ષ્મીવતીના મનમાં ચિંતા થવા માંડી..તે નગરી તરફ વાર વાર ઊભી થઇને જોતી અને સ્વામીને ન જોતાં નિરાશ વદને બેસી જતી.

પણ સુખનુ સ્વપ્ન સાકાર બને તે પહેલાં ઘણા ય સંયોગો સર્જાતા હોય છે.

વિક્રમ જ્યારે ઊંટને ધમારીને આવી ગયો હતો ત્યારે વહેલી સવારે આંબાવાડીમાં રૂપશ્રી નામની લક્ષ્મીપુરની પ્રખ્યાત વેશ્યા આવી હતી ..તેણે દૂરથી આ અજાણ્યાં માણસોને જોયાં ..તે લપાતી છુપાતી નજીક આવી ગઇ અને વિક્રમને ભોજન સામગ્રી પ્રાપ્ત કરવા જતો જોઈને તેના મનમાં એક લોભ જાગૃત થયો. આવી સુંદર યુવતી જો પ્રાપ્ત થાય તો મારે ત્યાં ધનનો વરસાદ વરસવા માંડે ..શ્રીમંતો, સુભટો અને રાજપુરુષો આ નારીનુ યૌવન માણવા અર્થે મારા ચરણમાં ઝૂકી પડે

લોભ જાગે છે ત્યારે માનવીની વિવેક દૃષ્ટિ વિલુપ્ત બને છે...

રૂપશ્રી તરત ઉદ્યાનમાં ગઇ અને પોતાની બે પરિચારિકા અને

દાસને લઈને લક્ષ્મીવતી પાસે આવી.

અજાણી વ્યક્તિઓને જોઈને લક્ષ્મીવતી ઊભી થઇ ગઈ...તે કઈ સવાલ કરે તે પહેલાં જ રૂપશ્રીએ મધુર સ્વરે કહ્યું : "મારો ભત્રીજો ભારે ભાગ્યવંત છે ..આવી પત્ની તો ભાગ્યશાળીને જ મળે !- અને મારો ભત્રીજો કેવો પાગલ છે ? સગી ફઈનું ઘર છોડીને- બજારમાં ખાદ્ય સામગ્રી લેવા નીકળ્યો...પગલો નહિ તો ! સારા નસીબે એના ફુઆ એને જોઈ ગયા અને મને સઘળી વાત કરી ..હુ હજાર કામ પડતા મૂકીને તારુ સ્વાગત કરવા આવી પહોંચી .."

લક્ષ્મીવતી આ કુલટાના અંતરનુ વિષ જોઈ શકી નહિ .. નિર્દોષ માણસો સહુને પોતાના જેવા જ માનતા હોય છે !

રૂપશ્રીની વાક્ચાતુરી આગળ લક્ષ્મીવતી લાચાર બની ગઈ. તે પોતાની રત્નપેટિકા લઈને ફઈની પાછળ પાછળ નગરી તરફ રવાના થઈ. તેના બને દાસો ઊંટ પર સરસામાન ગોઠવીને રૂપશ્રીના ભવન તરફ વિદાય થયા.

આ વખતે વીર વિક્રમ નગરીના એક શ્રેષ્ઠ હલવાઈની દુકાને- ઊભો ઊભો ગરમ પૂરી તૈયાર કરાવી રહ્યો હતો. એને કલ્પના પણ નહોતી કે લક્ષ્મીવતી એક વેશ્યાની જાળમા સપડાઇ જશે !

## ૧૯ : : ભાગ્યની બાજી !

રાજકન્યા લક્ષ્મીવતીને લઇને રૂપશ્રી પોતાના ભવનમાં દાખલ થઈ. લક્ષ્મીવતીએ અતિ મૂલ્યવાન રત્નોની પેટિકા પોતાના હાથમાં જ રાખી હતી. ખંડમાં દાખલ થયા પછી રૂપશ્રીએ કહ્યું : "લાવ-

દીકરી, તારી પેટિકા સંભાળીને મૂકી દઉં."

"આપ તેની ચિંતા ન કરો ..મારા સ્વામી કેમ ન દેખાયા ?"

"મારો પાગલ ? ચાલ મારી સાથે ..ઉપર એના ફુઆ સાથે વાતો કરતો હશે." કહી રૂપશ્રી લક્ષ્મીવતીનો હાથ પકડીને સોપાનશ્રેણી ચડવા માંડી.

ઉપરના ભાગમાં પાંચ ખંડ હતા...ચાર પાંચ પરિચારિકાઓ પણ હતી...લક્ષ્મીના મનમાં થયું. ફઈબા સુખી અને સમૃદ્ધ લાગે છે!

એક ઓરડામાં દાખલ થઈને રૂપશ્રીએ કહ્યું: "તારું નામ શું ?"

"લક્ષ્મી...પણ એ ક્યાં છે?"

"તું નિરાંતે આ આસન પર બેસ...હું તપાસ કરીને અહીં મોકલું છું...તારી પેટિકામાં જોખમ લાગે છે...લાવ હું સંભાળીને મૂકી દઉં..." કહી રૂપશ્રીએ તેના હાથમાં રહેલી રત્નપેટિકા ખેંચી લીધી.

લક્ષ્મી અવાક્ બનીને તેના સામે જોઈ રહી. રૂપશ્રીએ આછા અટ્ટહાસ્ય સહિત કહ્યું : "લક્ષ્મી, તું ખરેખર રૂપવતી છે...કોઈ દેવરમણી પણ તારા તોલે ન આવે. હવે તારે પેલા પાગલ સાથે રખડવું નહિ પડે...અહીં તને સ્વર્ગ કરતાં યે અદકેરું સુખ મળશે ..અવનવા પુરુષો સાથે વિહાર કરીને તું મારા કોઠાને ચમકાવી મૂકીશ ..તારા ચરણમાં સુવર્ણ અને રત્નોનાં ઢગલા થવા માંડશે ..તારો પડ્યો બોલ ઝીલવા મારી બધી દાસીઓ ખડે પગે ઊભી રહેશે."

"આપ આ શું કહો છો ? મારા સ્વામી ક્યાં ગયા છે ? આવું બોલીને મારી પરીક્ષા લેવા માગતાં હો તો કૃપા કરીને એક આર્ય નારીની મર્યાદાનો પરિહાસ કરશો નહિ .."

વચ્ચે જ રૂપશ્રી ખડખડાટ હસી પડી ..હસતાં હસતાં બોલી : "લક્ષ્મી, તારો ધણી કોણ છે તે પણ હું જાણતી નથી...તારા માટે ખાદ્ય સામગ્રી લઈને એ બિચારો ત્યાં ગયો હશે ..તને ન જોતાં કાં તો પોતાના માર્ગે વળ્યો હશે અથવા નગરીમાં રઝળતો હશે."

"એટલે આ કોનું ઘર છે ?"

"લક્ષ્મીપુર નગરીની પ્રસિદ્ધ વેશ્યા રૂપશ્રીનું આ ભવન છે... મારી પાસે સાત આઠ નવયૌવનાઓ છે ..પણ એનામાં તારા જેવુ તેજ નથી, રૂપ નથી કે આકર્ષણ પણ નથી. એથી જ હુ તને અહીં લઈ આવી છુ ..."

"ચૂપ કર કુલટા, મારી પેટિકા મને સોંપી દે...હુ મારા સ્વામીને ગમે ત્યાંથી શોધી લઈશ."

રૂપશ્રી ખડખડાટ હસી પડી અને બોલી : "આવો રૂવાબ તને નથી શોભતો. એક વાત તારે નિશ્ચય માનવાની છે કે તું આ ખડમાંથી ક્યાય જઈ શકશે નહિ ..આજ રાતે જ તારા યૌવનને રસભરપૂર બનાવી દઈશ ..અહીના નગરપાલકનો જુવાન પુત્ર ઘણો લેરખડો છે. અને તે તને બરાબર રમાડશે ..તારા ચરણોમાં રત્નાલંકારોનો ઢગલો કરશે.. હવે તારે તારા ધણીને ભૂલી જવાનો છે."

"હુ કોઈપણ ઉપાયે આવા નિંદ્યકાર્યમાં નહિ પડુ."

"લક્ષ્મી, સુખ માણવા ખાતર બધુ ય કરવુ પડે."

લક્ષ્મીએ કહ્યું : "હુ મારા પતિવ્રતને પ્રાણ કરતાં યે મહાન ગણુ છુ હુ મોતને પસદ કરીશ."

"બેટી, આકળી ન થા માગ્યાં મોત મળતાં નથી, અને માણવા જેવી જુવાનીમાં મોત શોભતુ નથી."

લક્ષ્મી કઈક કહેવા જાય ત્યાં એક દાસીએ આવીને કહ્યું. "મદનકુમાર આપને મળવા પધાર્યા છે."

"વાહ, સંભારતાં જ આવી ગયો. એની આવરદા સો વર્ષની લાગે છે. પહેલા તુ આ તારી નૂતન સ્વામિની માટે દૂધ અને મીઠાઈ લઈ આવ. હુ મદન પાસે જઉં છુ" ત્યાર પછી રૂપશ્રીએ લક્ષ્મી સામે જોઈ ને કહ્યું : "બેટી, જે લેરખડા જુવાનની હું વાત કરતી હતી તે અત્યારે જ મળવા આવ્યો છે. તું શિરામણ કરીને સ્વસ્થ

થા. પછી હુ એનો પરિચય કરાવીશ."

દાસી બહાર નીકળી ગઇ. રૂપશ્રી પણુ ખંડ બહાર નીકળી અને દ્વારને સાંકળ ચડાવી સોપાનશ્રેણી તરફ વળી.

લક્ષ્મીના અંતરમાં ભારે મૂઝવણુ ઊભી થઈ હતી. કમનસીબે પોતાની પાસે કોઈ શસ્ત્ર પણુ નહોતું. તે ગંભીર વિચાર વચ્ચે એક આસન પર બેસી ગઈ. તેના મનમા થતું હતુ ...આ બલામાથી છૂટવું કેવી રીતે? મારો જુગારી સ્વામી મને ન જોતા નિરાશ થઈ ગયો હશે! મને શોધવા પાછો નગરીમા આવ્યો હશે...? એને કેવી રીતે મળી શકાશે? ઓહ, ભાગ્ય જ્યારે ક્રૂર બને છે ત્યારે કેવી આપત્તિ ઊભી કરે છે? હવે મારે શું કરવુ? આ વેશ્યા કોઈ ઉપાયે સમજે એમ નથી, એક વાર એની સમક્ષ પ્રાર્થના કરી જોઉ."

આમ વિચાર કરતી હતી ત્યા દાસી દૂધનુ પાત્ર અને મિષ્ટાન્નનો થાળ લઈને અંદર આવી.

" લક્ષ્મીવતીએ કહ્યુ : " બહેન, મારે કશું નથી ખાવુ. જો તારા હૃદયમાં દયા હોય તો મને આ મકાનમાંથી બહાર નીકળવાની તક આપ. હુ તારો ઉપકાર કદી નહિ ભૂલુ."

દાસી આ શબ્દો સાંભળીને ધ્રૂજી ઊઠી. તે લક્ષ્મીના વદન પર ઉપસેલા કારુણ્ય સામે જોઈ રહી. ત્યાર પછી તે બોલી : "દેવી, હું એક દાસી છુ. શુ કરી શકુ? જો આપને જવા દઉ તો મારો ફૂટો જ નીકળી જાય."

" તો બહેન, મને એક છૂરિકા લાવી દે. હુ આત્મહત્યા કરીને આ પાપગૃહમાથી છુટકારો મેળવુ. ભગવાન તારા પર જરૂર કૃપા કરશે."

દાસી વિચારમા પડી ગઈ. તે બોલી : " દેવી, એક કામ કરો. મને ઉત્તરીય વડે બાધીને તમે બહાર નીકળી જાઓ."

લક્ષ્મીવતીએ દાસીના ઉત્તરીય વડે દાસીના પગ હાથ બાંધી દીધા.

ત્યાર પછી દાસીએ કહ્યું " જુઓ, સામા ખૂણે એક અંગલુછણું પડયું છે મારા મોઢામાં ડૂચો મારીને બને તો બાંધી દો.'

લક્ષ્મીએ તેમ કર્યું. ત્યાર પછી તે ઝડપભેર સોપાનશ્રેણી ઊતરવા માંડી. એ જ વખતે રૂપશ્રી અને મદન સામેથી આવતાં હતાં. મદન ચારેક સોપાન ચડયો હતો લક્ષ્મીને જોતાં જ બોલી ઊઠયો : "રૂપશ્રી, પંખી ઘણું સુંદર છે."

એ જ વખતે લક્ષ્મીવતીએ તેને લાત મારી. તે ગબડીને નીચે પડી ગયો

રૂપશ્રીનો ચહેરો રોષયુક્ત બની ગયો. લક્ષ્મીએ કહ્યું : "મા, હું કોઈપણ સંયોગોમાં અહીં રહી શકીશ નહિ. મારી પેટીમાં અમૂલ્ય રત્નો છે એની કિંમત કરોડો સુવર્ણમુદ્રાઓ જેટલી છે. એ પેટી તમે રાખો અને મને કાષ્ઠભક્ષણ કરવાની તક આપો. હું આપને સત્ય કહું છું કે મારા શિયળને મારા પ્રાણ કરતાંયે મહાન માનું છું."

મદન ઊભો થઈ ગયો હતો. તેણે રૂપશ્રી સામે જોઈને કહ્યું : "રૂપશ્રી, આ બલાને કાષ્ઠભક્ષણ કરવા દે આવું શિરઃશૂળ તને ભારે આકરું થઈ પડશે."

રૂપશ્રીએ વિચાર્યું, આ બલાને સાચવવી સહજ નથી...અને કદાચ મારા ભવનમાં આત્મહત્યા કરશે તો ભારે ઉપાધિ ઊભી થશે. તે બોલી : " લક્ષ્મી, તું ખરેખર કાષ્ઠભક્ષણ કરવા ઇચ્છે છે ?"

"હા મા .."

"સારું.. હું તને ઉત્તમ વસ્ત્રો આપું છું. તું પહેરીને તૈયાર થા .." ત્યાર પછી મદન સામે જોઈને કહ્યું " કુમાર, તમે વાદ્યમંડળીને બોલાવી લાવો...પાલખી તો મારે ત્યાં છે"

મદન એક વાર લક્ષ્મી સામે જોઇને ચાલતો થયો.

રૂપશ્રીએ લક્ષ્મીને નીચેના ખંડમાં બેસાડીને કહ્યું : " તેં કંઈ વાપર્યું ?"

"ના...હું કશું વાપરી શકીશ નહિ."

"સારું...તું મારી સાથે વસ્ત્રગૃહમાં આવ અને તને જે વસ્ત્રો ગમે તે પહેરી લે...પણ એક વાર તારી રત્નપેટિકા ખોલી જોઉં." કહી તેણે એ જ ખંડમાં મૂકેલી રત્નપેટિકા બહાર કાઢી અને તેના ઉપર બાંધેલી કૌશેયની દોરી છોડીને પેટિકા ઉઘાડી.. પેટિકામાંનાં રત્નો સૂર્ય–ચંદ્ર માફક ચમકવા માંડ્યાં. રૂપશ્રીના મનમાં થયું.. લક્ષ્મી કાષ્ઠ-ભક્ષણ કરે એ જ હિતાવહ છે...તો આ મૂલ્યવાન રત્નો મારાં થઈ શકશે. આમ વિચારી તેણે પેટિકા બંધ કરી અને ઉપર હીરની દોરી બાંધી દીધી. ત્યાર પછી લક્ષ્મી અને પેટિકાને લઈને તે વસ્ત્રગૃહમાં ગઈ. લક્ષ્મી સામે જોઈ ને બોલી : "બેટી, તને જે ગમે તે ધારણ કરી લેજે."

"મા, મારા આ વસ્ત્રો સારા છે ..કોઈએ એકવાર ધારણ કરેલાં વસ્ત્રો હું નહિ પહેરુ."

"નહિ લક્ષ્મી...હું તને સાવ નવા વસ્ત્રો આપીશ .." કહી તેણે એક દાસીને બૂમ મારી દાસી આવી એટલે રૂપશ્રીએ કહ્યું : "સાવ કોરા વસ્ત્રો ક્યાં રાખ્યાં છે ?"

દાસીએ તરત એક પેટિકા ખોલી. લક્ષ્મીએ જોયુ...આ પેટિકામાં સાવ નવાં નકોર વસ્ત્રો હતા.

રૂપશ્રીએ કહ્યું : "હવે તો વાંધો નથી ને ?"

"ના..."

"ત્યારે હું આ પેટિકા સંભાળીને મૂકી આવુ...તુ વસ્ત્રો ધારણ કરી લે" કહી રૂપશ્રીએ દાસીને ત્યા જ રહેવાનો ઈશારો કર્યો.

દિવસનો બીજો પ્રહર હજી પૂરો નહોતો થયો...અને એક પાલખીમાં લક્ષ્મી બેસી ગઇ...આગળ વાદ્યમંડળી, પાછળ મદનના કહેવાથી આવેલા કેટલાક માણસો અને તેની પાછળ ચંદનચર્ચા કરીને શોભી રહેલી રાજકન્યા...

શોભાયાત્રા સાવ નાની હતી...પણ થોડે જતાં જ લોકો કુતૂહલ-

વશ તેમાં જોડાતા ગયા.

તે કાળે કોઈપણ માનવી સ્વેચ્છાએ જીવતાં સળગી મરવાનો અર્થાત્ કાષ્ઠભક્ષણનો સહારો લ્યે તો લોકો એના પ્રત્યે શ્રદ્ધાની નજરે જોતા અને એને ફૂલોથી વધાવતા.

શોભાયાત્રા મુખ્ય બજારમાંથી નીકળીને રાજભવનના રાજમાર્ગ તરફ વળી.. શોભાયાત્રામાં સેંકડો નરનાર જોડાઇ ગયાં હતાં.

લક્ષ્મીપુરનો રાજાસિંહ જમવા માટે એક રથમા બેસીને આવી રહ્યો હતો...તેના કાન પર વાત આવી...કોઈ રૂપવતી નવયૌવના કાષ્ઠભક્ષણ કરી રહી છે. .રૂપશ્રી વેશ્યાની તે કન્યા છે!

રાજાસિંહ આ વાત સાંભળીને આશ્ચર્ય પામ્યો. રૂપશ્રીને કન્યા હોવાનુ તો સાંભળ્યું નથી...કદાચ હોય તો તેને કાષ્ઠભક્ષણ શા માટે કરવુ પડે? રાજાએ રથિકને શોભાયાત્રા તરફ રથ લઇ જવાની આજ્ઞા કરી આ વખતે શોભાયાત્રા રાજભવન પાસેથી પસાર થઈને આગળ વધી રહી હતી...રાજાસિંહ ત્યાં પહોંચી ગયો અને રથમાંથી ઊતરી સીધો પાલખી પાસે પહોંચ્યો. પાલખીમાં બેઠેલી દેવકન્યા જેવી સ્રીને જોતાં જ તે અવાક્ બની ગયો. તેણે કહ્યું : "બહેન, આવડી નાની વયે તારે શા માટે કાષ્ઠભક્ષણ કરવું પડે છે?"

"દુઃખ વગર કોઈ પોતાનું જીવતર જલાવી શકતું નથી."

"તારે એવું શું દુઃખ આવી પડ્યું છે?"

"મારા સ્વામીથી હું વિખૂટી પડી ગઈ છું."

"તારો સ્વામી ક્યાં છે?"

"ક્યાં છે તે હું કેવી રીતે જાણુ! આજે જ આ નગરીમાં તેઓ આવ્યા છે"

રાજાને આશ્ચર્ય થયું ..તે બોલ્યો : "બહેન, મેં તો સાંભળ્યું છે કે તુ રૂપશ્રી વેશ્યાની કન્યા છે..."

"પ્રથમ મારા એક પ્રશ્નનો આપ ઉત્તર આપો."

"કહે..."

"આપ કોણ છો ?"

"હું આ નગરીનો રાજા છું...તેં તારા સ્વામીનો શોધવાનો કાંઈ પ્રયત્ન કર્યો છે ?"

લક્ષ્મીવતીએ માથું હલાવીને ના જણાવી.

રાજાએ કહ્યું : "તો બહેન, આવી ઉતાવળ ન હોય.. પ્રથમ તું તારા સ્વામીને શોધવાનો પ્રયત્ન કર...આ રીતે ઉતાવળે જીવનને હોમી દેવું તે ઉચિત નથી"

શોભાયાત્રા ઊભી રહી ગઈ.

હજારો નરનાર એકત્ર થઈ ગયાં હતાં ..

લક્ષ્મીએ પાલખીમાં બેઠાં બેઠાં ચારે તરફ જોવા માંડ્યું. વિક્રમો જુગારી ક્યાં હશે ?

વીર વિક્રમ તો ગરમ પૂરીઓ અને ઉત્તમ પ્રકારની મીઠાઈ તેમ જ મુખવાસ માટે પાન બીડાં વગેરે સામગ્રી લઈને જ્યાં લક્ષ્મીવતીને બેસાડી હતી ત્યા ગયો હતો...પણ ત્યાં કોઈ નહોતું. તેણે આસપાસ નજર કરી...એક ખેડૂત બાળક થોડે દૂર ઊભો હતો...તેની પાસે જઈ ને વિક્રમે કહ્યું : "અહીં એક ઊંટ અને એક સ્ત્રી હતાં...તે કઈ તરફ ગયાં તે તું જાણે છે ?"

"જી હા...એ તો થોડી વાર પહેલાં જ નગરી તરફ ગયાં..."

"બરાબર નગરી તરફ ?"

"હા...ઊંટને એક જણ દોરતો હતો...એક જણ સાથે ચાલતો હતો...બે સ્ત્રીઓ હતી..."

"ઓહ !" કહીને વિક્રમે પૂરી ને મીઠાઈનાં પડીકાં તે ખેડૂત બાળકને આપી દીધાં અને પોતે દોડતો નગરી તરફ ગયો..."

તેના મનમાં થયું ...શું રાજા ચંદ્રભૂપનો કોઈ પરિચિત મળી ગયો હશે ? અથવા કોઈ લુચ્ચા પુરુષો છળ કરીને ઉઠાવી ગયા હશે ?

વિક્રમ નગરીમાં ચારે તરફ તપાસ કરવા માંડ્યો . પોતાની પત્નીને કોઈ ઉઠાવી ગયુ છે એમ પણ કહી શકાય તેમ નહોતું. જે રત્ન-પેટિકા પ્રાપ્ત કરવા પોતે આટલો શ્રમ લીધો તે શુ નિષ્ફળ જશે ? વીર વિક્રમ શોધતો શોધતો રાજ્યભવનથી થોડે દૂર ઉભેલા શોભાયાત્રાનાં ટોળા પાસે આવી પહોંચ્યો...તેણે ગીરદી વચ્ચેથી માર્ગ કરીને આ શુ છે તે જાણવા માટે પ્રયત્ન કર્યો અને એમાં તે સફળ થયો... આગળ આવતાં તેણે પાલખી સામે નજર કરી તેની બાજુમાં જ રાજાસિંહ ઊભો હતો. .ઓહ્ ! આ તો પરિચિત રાજાસિંહ છે...એક વાર અવંતિ આવીને એક માસ પર્યંત રહી ગયેલ છે અને લક્ષ્મીવતી પાલખીમાં શા માટે ?

વિક્રમે બૂમ મારી... " લક્ષ્મી...લક્ષ્મી .."

લક્ષ્મીવતી ચારે તરફ જુગારીને શોધી રહી હતી ..પોતાના નામનો અવાજ સાંભળીને તેણે આ તરફ નજર કરતાં તેનાં નયનો વિકસિત કમળ જેવાં પ્રફુલ્લિત બની ગયાં. વિક્રમ દોડતો રાજકન્યા પાસે આવ્યો અને બોલ્યો : " આ શુ છે લક્ષ્મી ?"

રાજાસિંહ વિક્રમને જોતાં જ ઓળખી ગયો ..અને તેના પગમાં ઢળી પડતા બોલ્યો : " કૃપાનાથ, આપ ?"

એક જુગારીના પગમાં આ નગરીનો રાજા નમી પડ્યો. લક્ષ્મીના આશ્ચર્યનો પાર ન રહ્યો

રાજાએ લક્ષ્મી સામે જોઇને કહ્યુ . " બેન, તારા મહાન પતિ મળી ગયા ને ?"

લક્ષ્મી પાલખીમાંથી નીચે ઊતરીને વિક્રમ પાસે આવી ગઇ હતી... લોકો હર્ષ ધ્વનિ કરતા હતા. જયનાદ પોકારતા હતા.

અને વિક્રમ રાજાસિંહને ભેટી પડ્યો હતો. રાજાસિંહે એક હાથ ઊંચો કરીને કહ્યુ . " બોલો માલવપતિ મહારાજ વિક્રમાદિત્યનો જય !"

લોકોએ ગગનમંડળ ગજવી મૂક્યુ .

રાજાસિંહ બંનેને લઈને રાજભવનમાં ગયો. લક્ષ્મીવતીએ ટૂંકમાં પોતાની વીતક કથા કહી. આ સાંભળીને રાજાસિંહે એ જ વખતે રૂપશ્રીને બંધનગ્રસ્ત બનાવીને કારાગારમાં ધકેલવાની અને દેવી લક્ષ્મીવતીની રત્નપેટિકા લઈ આવવાની આજ્ઞા કરી.

ત્યાર પછી રાજાસિંહે બંને અતિથિઓને ભોજન કરાવ્યુ...

વિક્રમને તો તરત જ વિદાય થવુ હતું...પરંતુ મિત્ર સિંહના આગ્રહને વશ થઇ આઠ દિવસ રોકાવુ પડ્યુ.

લક્ષ્મીવતીની રત્નપેટિકા મળી ગઈ અને વીર વિક્રમના કહેવાથી રૂપશ્રીને મુક્ત કરવામાં આવી.

નવમા દિવસે એના એ ઊંટ પર પ્રવાસ શરૂ કર્યો.

લક્ષ્મીવતીના હર્ષનો કોઈ અંત નહોતો. પોતે એક જુગારીને નહિ પણ જેની ખ્યાતિ સમગ્ર ભારત વર્ષમા ખુશ્બુ બિછાવી રહી છે એવા માલવનાથને સ્વામી બનાવી શકી છે!

નગરીથી એકાદ કોસ દૂર ગયા પછી લક્ષ્મીવતીએ કહ્યુ. "મહારાજ, આપે આપનો સત્ય પરિચય મને શા માટે ન આપ્યો?"

"પ્રિયે, મારે તારા સ્વભાવની અને સાહસની પરીક્ષા લેવી હતી...?"

"ઓહ! પણ આવી પરીક્ષા લેવા જતાં મે કાષ્ઠભક્ષણ કર્યું હોત તો?"

"આપણા બંનેના ભાગ્ય એવાં નિર્બળ ક્યા હતા?"

લક્ષ્મીવતીએ કહ્યુ. "સ્વામી, અહીંથી અવંતિ કેટલે દૂર છે?"

"ઘણી દૂર છે...પણ એકાદ મહિને પહોચાશે...પણ તારી અધીરાઈનો આજ રાતે જ અંત આવી જશે..."

"હુ સમજી નહિ."

"આપણે આજ રાતે જ અવંતિ પહોંચી જશું..."

"કેવી રીતે?"

"કેટલીક વાતો જાણવા કરતાં માણવી વધારે શ્રેષ્ઠ હોય છે."

અને એક મધ્ય ગામનાં પાદરમાં આવેલા ઉપવન પાસે સંધ્યા થઈ ગઈ.

બંનેએ ત્યાં રાત્રિ ગાળવાનો નિર્ણય કર્યો.

બરાબર મધ્ય રાત્રિએ વિક્રમે પોતાના મિત્ર અગ્નિવૈતાલને યાદ કર્યો. લક્ષ્મીવતી એ વખતે ભર નિદ્રામા હતી.

વિક્રમે વૈતાલને ટૂંકમાં સઘળી વાત કહી અને પ્રાતઃકાળ પહેલાં જ વીર વિક્રમ, લક્ષ્મીવતી, ઊંટ અને સઘળો સરસામાન અવંતિ નગરના પાદરમાં આવેલા એક ઉદ્યાનમાં પહોંચી ગયો હતો

વૈતાલ મહારાજ વિક્રમાદિત્યને ધન્યવાદ આપીને અદ્રશ્ય થઈ ગયો. ઉદ્યાનમાં પંખીઓનો કલરવ શરૂ થયો. રાજકન્યા લક્ષ્મીવતી ગાદી પરથી બેઠી થઈ..વિક્રમ જાગતો જ બેઠો હતો. લક્ષ્મીવતીએ કહ્યુ : "આપ ક્યારે જાગ્યા ?"

"મારી નિદ્રા વહેલી ઊડી ગઈ હતી..પણ સામે નજર તો કર ..આપણે અવંતિના પાદરમાં છીએ."

લક્ષ્મીવતીએ ઊભાં થઈને નગરી તરફ જોયું ..અવંતિની ગગનચુંબિત મહેલાતો શોભી રહી હતી.

સૂર્યોદય થાય ને પહેલાં જ બંને ઊંટ પર બેસીને રાજભવનમાં પહોંચી ગયા.

વિશાળ રાજભવન...લક્ષ્મી પોતાના પરમ ભાગ્ય નિહાળીને હર્ષિત બની ગઇ.

એ જ રીતે વિક્રમાદિત્યે લક્ષ્મી સાથે ઘણા જ ઉલ્લાસપૂર્વક લગ્ન કર્યાં...

નગરીમાં આનંદ મંગળ વરતાવા માંડ્યાં.

આઠ દિવસ પછી વીર વિક્રમે નાગદમનીને બોલાવીને રત્નપેટિકા સોંપતાં કહ્યું : "આ રત્નપેટિકા ..જોઇ લ્યો અને પંચદંડનું છત્ર

બનાવો."

નાગદમનીએ પેટિકા ખોલીને દિવ્ય રત્નોની ખાતરી કરી લીધી અને કહ્યું : "મહારાજ, આ તો છત્રની ઝાલરમાં ટીંગાડવાનાં રત્નો છે...હજી પંચદંડ પ્રાપ્ત કરવા બાકી છે.."

"તો તે ક્યાં મળશે?"

"મહારાજ, સોપારક નામની નગરીમાં આપ પધારો...ત્યાં સોમ-શર્મા નામનો એક બ્રાહ્મણ રહે છે...તેને ઉમાદે નામની પ્રિયા છે. એ ઉમાદેનું ચરિત્ર જાણીને અહીં આવજો..."

"પણ પંચદંડ..."

"આપ હું કહું તે પ્રમાણે કરો...આપને બધું સમજાઈ જશે." નાગદમનીએ કહ્યું. વિક્રમે સોપારક નગરી તરફ જવાનો મનથી નિર્ણય કર્યો.

## ૨૦ : : નારીની લિપ્સા

સોપારક નગરી અવંતિથી ઉત્તરે લગભગ ત્રણસો કોસ દૂર હતી. પંચદંડ છત્ર બનાવવાનો મનથી નિશ્ચય કરી ચૂકેલો વીર વિક્રમ ચારેક દિવસ પછી પોતાની પત્નીઓ અને મંત્રીઓની રજા લઈ, સામાનમાં માત્ર એક થેલો ધારણ કરી મિત્ર અગ્નિવૈતાલની સહાયથી સોપારક નગરીના પાદરમાં રાત્રિના ચોથા પ્રહરે પહોંચી ગયો.

અગ્નિવૈતાલે કહ્યું. "મહારાજ, આ પ્રવાસનું કારણ ન સમજાયું."

"પંચદંડની પ્રાપ્તિ અર્થે આ પ્રવાસ ખેડવો પડ્યો છે..."

"ઓહ ! આ તો નાગદમનીએ કહેલી તાતનો પુરુષાર્થ ચાલે છે...આ કાર્ય અંગે મારો જે કંઈ ઉપયોગ કરવો હોય તે..."

"મિત્ર, તારી સહાય વગર હું એક કદમ પણ ક્યાં આગળ વધી શકું છું? જ્યારે જરૂર પડે ત્યારે તને જ યાદ કરું છું. આ કાર્યમા જ્યારે જ્યારે તારી સહાય જરૂરી જણાશે ત્યારે ત્યારે હું તને જ યાદ કરીશ. આમ તો હું તને મારી સાથે રાખું...પણ તારા જેવા નવપરિણિતને આ રીતે હેરાન કરીને મારે મારી ભાભીના નિઃશ્વાસ નથી સાંભળવા

બંને હસી પડ્યા. અગ્નિવૈતાલ વીર વિક્રમને ભેટી પડ્યો અને પછી અદૃશ્ય થઈ ગયો.

રાત્રિનો ચોથો પ્રહર ચાલતો હતો. ઝાંખા પ્રકાશમાં પણ સોપારક નગરીનું રળિયામણું પાદર કલ્પનાલોક સમુ દેખાતુ હતું.

એક સ્વચ્છ સરિતા પણ વહેતી હતી. વીર વિક્રમ સ્નાનાદિ પ્રાતઃકાર્યથી નિવૃત્ત થયો ત્યારે ઉષાનાં અજવાળાં પૃથ્વીના પટને ભીંજવી ચૂક્યા હતા વીર વિક્રમ પોતાનો થેલો લઈને નગરી તરફ વિદાય થયો

નગરીમાં દાખલ થતાં જ તે જોઈ શક્યો કે નગરી ઘણી મજાની છે. નગરીના પ્રજાજનો પણ ખડતલ અને તંદુરસ્ત લાગે છે. વીર વિક્રમે બે ચાર પાંથશાળાઓ જોઈ...અને એક પાથશાળામાં નિવાસ કર્યો. વીર વિક્રમે બ્રાહ્મણનો વેશ ધારણ કર્યો હોવાથી પાંથશાળાના સંચાલકે તેનો સારી રીતે આદર કર્યો.

પાંથશાળામા ભોજનની વ્યવસ્થા પણ ઉત્તમ હતી. વિક્રમ ભોજન અંગેની સૂચના આપીને પોતાના થેલામાંથી પાંચ સુવર્ણમુદ્રાઓ અને અદૃશ્યકરણ ગુટિકા કમરે ભરાવીને નગરી જોવા તેમ જ નગરીમાં આવેલાં દેવમંદિરોને જુહારવા નીકળી પડ્યો.

સૌથી પ્રથમ તેણે બે જૈનમંદિરો અને બીજાં ચાર પાંચ મંદિરોમાં દર્શન કર્યાં ત્યાર પછી પાંચ સુવર્ણમુદ્રાઓ સ્થાનિક ચલણમાં

વટાવી અને એક બે જરૂરી વસ્તુઓ લઈને પાંથશાળામાં આવ્યો.

ભોજનથી નિવૃત્ત થઈને વીર વિક્રમ નિરાંતે સૂઈ ગયો. ભોજન ઉત્તમ પ્રકારનું મળેલુ હોવાથી અને ગઈ રાતનો ઉજાગરો હોવાથી વીર વિક્રમને ગાઢ નિદ્રા આવી ગઈ. તે જ્યારે જાગ્યો ત્યારે અપરાન્હ કાળ થઈ ગયો હતો. અને તેની કાયામાં પણ સારી એવી સ્ફૂર્તિ આવી ગઈ હતી.

તેણે પાંથશાળાના સંચાલક પાસે જઈને કહ્યુ : " મુનીમજી, આ નગરીમાં કોઇ સોમશર્મા નામના બ્રાહ્મણ રહે છે ? "

" હા મહારાજ, આ નગરીમાં તો ચાર પાંચ સોમશર્મા રહે છે... આપને કયા સોમશર્માનુ કામ છે ? "

વિક્રમે તરત કહ્યુ : " જેમને ત્યાં ઉમાદે નામની એક સતી ધર્મપત્ની છે..."

" ઓહ ! એ તો એક મહાપંડિત છે. એમને ઘેર મોટી પાઠશાળા ચાલે છે અને ઘણા વિદ્યાર્થીઓ એમના ઘેર રહીને જ અભ્યાસ કરે છે...શુ તેઓ આપના કંઈ સગા થાય ? "

" સગા તો નથી થતા...પરંતુ મારે વેદ અંગેની કેટલીક માહિતી મેળવવી છે એટલે હુ તેમને મળવા માગુ છું."

" એ તો અહીંથી સાવ નજીક જ રહે છે...આ શેરીમાં સીધા ચાલ્યા જજો અને આગળ ઉપર ત્રણ શેરીના એક ચોક આવશે ત્યાં કોઇને પૂછજો કે પંડિતજીની પાઠશાળા ક્યાં આવી ? એટલે તે આપને બતાવી દેશે." સંચાલકે કહ્યું.

વિક્રમ પોતાનો થેલો અહીં રાખીને સોમશર્માને મળવા વિદાય થયો.

ત્રણ શેરીના રસ્તાનો ચોક આવ્યો એટલે વીર વિક્રમે એક ગૃહસ્થને પંડિતજીની પાઠશાળા અંગે પૂછ્યું. તે ગૃહસ્થે એક શેરી તરફ હાથ લંબાવીને કહ્યુ : " આ શેરીમાં સીધા ચાલ્યા જાઓ ..

સામે જ એમનો આશ્રમ આવશે. એમના ફળિયામાં ચાર પાંચ વિશાળ વૃક્ષો છે અને ભવ્ય મકાન છે."

સંધ્યા થઈ ગઈ હતી. વીર વિક્રમ સોમશર્મા પંડિતની પાઠશાળામાં પહોચ્યો. અંદર દાખલ થતાં જ તે જોઈ શક્યો કે વિશાળ ફળી છે. ફળીમાં એક તરફ સોએક જેટલા વિદ્યાર્થીઓ રહી શકે એવી સુંદર પરશાળ છે ફળીમા પાચ વૃક્ષો છે. ડાબા હાથ તરફ ગૌશાળા છે ને સામે પંડિતજીનું વિશાળ છતાં એક ભૂમિનુ સાદુ મકાન છે.

પંડિત સોમશર્મા પોતાના નિવાસગૃહમાં એક બહારના ખંડમાં બેઠા હતા. વીર વિક્રમ ઓસરી પરથી એ ખંડમાં ગયો.

પંડિતજી એક આસન પર બેઠા હતા. તેમની સામે પાંચ જુવાન વિદ્યાર્થીઓ બેઠા હતા. વીર વિક્રમે નમઃસ્કાર કર્યો. પંડિતજી આ નૂતન નવજવાન સામે જોઇ આશીર્વાદ આપીને બોલ્યા : "આવ ભાઈ, ક્યાં રહે છે?"

"હુ અવંતિનગરીમાં રહુ છુ." કહી વિક્રમ તેમની સામે બેસી ગયો.

"આ તરફ શુ યાત્રાર્થે આવેલ છો?"

"જી ના. માત્ર આપની પાસે જ આવ્યો છું. મારા ગુરુ પંડિત ભટ્ટમાત્રે મને આપની પાસે મોકલ્યો છે"

"પંડિત ભટ્ટમાત્ર? શું તેઓ અવંતિમાં પાઠશાળા ચલાવે છે?"

"જી હા, તેઓએ મને સામવેદના અભ્યાસ અર્થે અહીં મોકલ્યો છે. મારા પર કૃપા કરીને આપ મને સામવેદનુ જ્ઞાન આપો."

"ઉત્તમ. ઉત્તમ. સામવેદના ગાનારાઓ તો માલવ–ગુજરાતમાં પણ ઘણા છે. પરંતુ તુ બહુ દૂરથી આવ્યો છે. હું તને નિરાશ નહિ કરું. તું અહીં ક્યે સ્થળે ઊતર્યો છે?"

"થોડે દૂર એક પાંથશાળા છે ત્યાં ઊતર્યો છુ."

"તો તારે અહીં આવવુ પડશે અને ઓછામાં ઓછા છ માસ

પર્યંત અહી જ રહેવું પડશે. અહી તને ભોજન વગેરે મળી શકશે. નિવાસ માટે બધા વિદ્યાર્થીઓ સાથે જ રહેવું પડશે."

"હુ ધન્ય બની ગયો પંડિતજી." કહી વિક્રમે સોમશર્મા સામે જોયું. સોમશર્માનો ચહેરો તેજસ્વી હતો. કપાળ ભવ્ય હતું. તેનુ વય ભાગ્યે જ ચાલીસ વર્ષનું દેખાયું.

"તારુ શુભનામ ?"

"વલ્લભ વિક્રમ."

"નામ ઘણુ સરસ છે. તમારે ત્યાંના રાજાનુ નામ પણ વિક્રમાદિત્ય છે, કેમ ?"

"જી હા."

"બહુ સારુ. તો તું આવતી કાલથી જ આવી જજે. સૂર્યોદય પછી ત્રણ ઘટિકા વીત્યે અહી પ્રવેશ કરજે. ત્યાં જો સગવડ ન હોય તો તારો સરસામાન અત્યારે પણ લાવી શકે છે."

"જી. હું આવતી કાલે જ આપના ચરણમાં સ્થાન મેળવીશ."

એ જ વખતે પંડિતજીની લગભગ ત્રીસેક વર્ષની પત્ની ઉમાદે ખંડમાં દાખલ થઈ અને સ્વામીના ચરણમાં નમી પડીને વિનયભર્યા સ્વરે બોલી. "સ્વામી, આપના માટે શું બનાવુ ?"

"પ્રિયે, મારા માટે ખાસ બનાવવાની કશી જરૂર નથી. જે હશે તે ચાલશે."

"નહિ પ્રભુ, આપને ખૂબ જ શ્રમ લેવો પડે છે. જે હોય તે પીરસતાં મારું મન કેમ માને ? આપની આજ્ઞા હોય તો હુ ક્ષીરમોદક તૈયાર કરી નાખુ."

સોમશર્માએ પ્રસન્ન નજરે પત્ની સામે જોઈને કહ્યું : "જેવી તારી ઇચ્છા. અને જો પ્રિયે, આ એક નવજવાન વિદ્યાર્થી આવતી કાલથી આપણી પાઠશાળામાં રહેશે. એ છેક અવંતિથી સામવેદ ગ્રહણ

કરવા આવ્યો છે"

ઉમાદેએ વિક્રમ સામે નજર પણ ન કરી. તેણે માત્ર એટલું જ કહ્યું : "આપના નવા શિષ્યના નિવાસની વ્યવસ્થા ક્યાં રાખી છે ?"

"દેવીને જ્યાં યોગ્ય લાગે ત્યાં"

"સારુ." કહીને ઉમાદે પતિની ચરણુરજ મસ્તકે અડકાડીને શાંત ભાવે ચાલી ગઈ.

વિક્રમ જોઇ શક્યો કે ઉમાદે દેખાવમાં અતિ શાંત છે. છતાં એનુ રૂપ અજોડ છે તેની કાયાને વયનો સ્પર્શ બહુ થયો નથી. કોઈ પણુ જોનારને એમ જ લાગે કે ઉમાદેનુ વય માત્ર વીસ વર્ષનુ જ હશે !

ત્યાર પછી વીર વિક્રમ સોમશર્માને નમસ્કાર કરી વિદાય થયો અને બીજે દિવસે પોતાનો થેલો લઇને યથાસમયે આવી ગયો.

પંડિતજીએ તેને બધા વિદ્યાર્થીઓ સાથે નિવાસ ન આપતાં ઉમાદેવીની સૂચના મુજબ પોતાના જ વિશિષ્ટ વિદ્યાર્થીઓ હતા અને પોતાની સાથે જ સૂઈ રહેતા ત્યા વલ્લભ વિક્રમને સ્થાન આપ્યું.

વીર વિક્રમે ગુરુદેવનો હાર્દિક આભાર માન્યો. સોમશર્માએ તેના મસ્તક પર હાથ મૂકીને કહ્યું. "વલ્લભ, સામવેદનો પ્રારભ કરતાં દસેક દિવસ લાગશે. કારણુ કે, મહાજ્ઞાનની પ્રાપ્તિ અર્થે દિન-શુદ્ધિ જોવી આવશ્યક હોય છે."

"બરાબર છે ગુરુદેવ આપના આશીર્વાદથી અવશ્ય મારુ કલ્યાણુ થશે."

પંડિત સોમશર્માની પાઠશાળામાં વીર વિક્રમને સ્થાન તો મળી ગયું વીર વિક્રમને પણુ ઘણો જ સંતોષ થયો. તેને કાંઈ સામવેદ કે કશુ શીખવુ તો હતુ નહિ. માત્ર ઉમાદેના ચરિત્રનો અભ્યાસ કરવો હતો.

અને બે દિવસમાં તે એક વાત જાણી શક્યો કે ઉમાદેનો આચાર કોઈ પતિવ્રતા સાધ્વી સમો જ છે. તે કોઈ સામે ઊંચી નજર કરતી નહોતી, સ્વામીની ભક્તિ કરવામા ખૂબ જ હર્ષ દાખવતી અને પંડિતજીની છાયા બનીને જ રહેતી. તેના મનમાં થયું, ઉમાદેનું વર્તન ઘણું જ ઉત્તમ છે. આવી સ્વામી ભક્તિ તો ભાગ્યે જ જોવા મળે ! પરંતુ તેની આંખમાં કંઈક જુદું જ લાગે છે. તેના યૌવનમાં ન કલ્પી શકાય એવો તરવરાટ દેખાય છે આમ કેમ હશે? તેણે મનથી નક્કી કર્યું. રાતે જાગતા રહ્યા વગર આ નારીના ચરિત્રની પરખ થવી કઠણ છે. એટલે રાતે જાગતાં જ સૂઈ રહેવુ અને જોવુ.

જે ખંડમાં તેની પથારી રાખવામાં આવી હતી તે ખંડમાં બધા મળીને અગિયાર વિદ્યાર્થી અને પંડિતજી એમ કુલ બાર માણસો સૂતા હતા. પંડિતજીનો ઢોલિયો એક તરફ હતો. બાજુના ખંડમાં જ ઉમાદે સૂઈ રહેતી હતી.

પંડિતજીના આશ્રમમાં એક નિયમ એવો હતો કે, રાત્રિનો પ્રથમ પ્રહર પૂરો થાય કે સહુએ સૂઈ જવું અને રાત્રિનો ચોથો પ્રહર શરૂ થાય એટલે જાગીને કરેલા અભ્યાસની આવૃત્તિ કરવી.

પંડિતજી પણ આ નિયમ વિદ્યાર્થીઓ સાથે સાચવતા હતા. અને એથી જ તેઓ વિદ્યાર્થીઓની સાથે સૂઈ રહેતા.

રાત્રિના બીજા પ્રહરની ત્રણેક ઘટિકા વીતી હશે ત્યાં તો સમગ્ર ભવનમાં શાંતિ પથરાઇ ગઈ હતી અને દરેક માણસો નિરાંતની નિદ્રા માણી રહ્યા હતા. એક માત્ર વીર વિક્રમ જાગતો શય્યામાં પડયો હતો.

એકાએક તેના કાન પર કોઇના પદસંચારનો અવાજ અથડાયો. તેણે દ્વાર તરફ નજર કરી. વળતી જ પળે ઉમાદે ખંડમાં દાખલ થઇ. ઓરડામાં એક ઝાંખો એરંડિયાનો દીવો જલતો હતો અને તેનો મૃદુ પ્રકાશ ખંડમાં ફેલાઈ રહ્યો હતો. આ મૃદુ પ્રકાશમાં પણ વિક્રમ સ્પષ્ટ જોઈ શક્યો કે ઉમાદેવીની કાયા પર ઉત્તમ વસ્ત્રાલંકારો શોભી

રહ્યાં છે તેના હાથમાં એક દંડ પણ છે. અત્યારે કોઈ કામરંભા સમી સુંદર અને સોહામણી લાગે છે।

ઉમાદેએ એકવાર બધા વિદ્યાર્થીઓ તરફ નજર કરી. ત્યાર પછી હાથમાંનો દંડ ઊંચો કરી પોતાના સ્વામી પર ત્રણ વાર ફેરવ્યો. ત્યાર પછી તે બહાર નીકળી ગઈ.

વિક્રમ પણ આસ્તેથી ઊભો થયો. પદરવ ન થાય એ રીતે તે બહાર નીકળ્યો. તેણે જોયું ઉમાદે મોટી પરસાળ પાસે ઊભી છે અને ધારી ધારીને ત્યાં સૂતેલા વિદ્યાર્થીઓ તરફ જોઈ રહી છે. વિક્રમને ભારે આશ્ચર્ય થયું. આ સતી સાધ્વી દેખાતી નારી અત્યારે કઈ તરફ જતી હશે? તેણે આવાં સુંદર વસ્ત્રાલંકારો શા માટે ધારણ કર્યાં હશે? શું તે પોતાના કોઈ પ્રિયતમને મળવા જતી હશે?

વિક્રમના હૈયામાં જાગેલા પ્રશ્નોનો ઉત્તર કોણ આપે? જોતજોતામાં ઉમાદે વિશાળ વટવૃક્ષ પાસે આવીને ઊભી રહી. તેણે પોતાના હાથમાનો દંડ ત્રણ વાર ધરતી પર પટકાયો અને પછી તરત તે વૃક્ષ પર ચડી ગઈ. વળતી જ પળે તે વૃક્ષ આકાશમાર્ગે ઊડ્યું. અને અદ્રશ્ય થઈ ગયું.

આ દ્રશ્ય જોઈને વીર વિક્રમના હૃદયમાં વિચારોની ભારે હલચલ મચી ગઈ. પોતાની શય્યા પાસે ન જતાં તે ત્યા ને ત્યાં બેસી રહ્યો

મનમાં જ્યારે આશ્ચર્ય જાગતુ થાય છે ત્યારે નિદ્રા વિદાય લે છે. રાહ જોતા જોતા બીજો પ્રહર પૂરો ગયો. રાત્રિનો ત્રીજો પ્રહર પણ અડધો વીતી ગયો અને વિક્રમ જોઈ શક્યો કે આકાશમાર્ગેથી વિશાળ વટવૃક્ષ ઊતરી રહ્યું છે. આ જોઈને તરત તે પોતાની શય્યામાં ચાલ્યો ગયો ઉમાદે વૃક્ષ પરથી નીચે ઊતરી. જાણે કશું નથી બન્યું તેવી સ્વસ્થતા સહિત પોતાના પતિવાળા ખંડમા આવી પ્રથમ તેણે અગિયાર વિદ્યાર્થીઓ સામે નજર કરી. ત્યાર પછી પતિની

કાયાપર ત્રણ વાર દંડ ફેરવીને પોતાના ખંડ તરફ વિદાય થઈ.

વિક્રમના હૈયામાં ઉમાદેનુ આ સ્વરૂપ જોઈને અનેક પ્રશ્નો જાગ્યા હતા. તેણે મનથી નિશ્ચય કર્યો કે આવતી કાલે એના ચરિત્રનું પારખું જોવા તેની સાથે જ જવુ.

થોડીવાર પછી ચોથો પ્રહર શરૂ થયો. બધા વિદ્યાર્થીઓ જાગતા થયા. વિક્રમ પણ બેઠો થયો.

અને વિદ્યાર્થીઓનો મધુર કલરવ શરૂ થઈ ગયો. પરસાળમાં અને આ ખંડમાં સંસ્કૃત શ્લોકોની આવૃત્તિ શરૂ થઈ ગઈ

ઉમાદે પણ જાગૃત થઈને એક હાથમાં જળનું પાત્ર અને બીજા હાથમાં લાકડાનુ કથરોટ જેવુ પાત્ર લઈને પોતાના સ્વામી પાસે આવી. કથરોટમાં સ્વામીના બંને પગ મૂકીને ઉમાદેએ જળ વડે ધોયા અને ત્યાર પછી નમન કરી ચરણામૃતનું પાન કરી ગઈ.

પંડિતજીએ પોતાની સતી પત્નીના મસ્તક પર હાથ મૂકીને પ્રસન્નતા દર્શાવી વિક્રમના મનમાં થયુ, કામિની કેટલી દંભી અને કુટિલ હોય છે? મધરાતે શૃંગાર સજીને ક્યાં જાય છે અને પ્રાતઃકાળે સ્વામીના ચરણામૃતનુ પાન કરે છે? વાહ રે, દુનિયા! વાહ રે નારી!

વીર વિક્રમને હજી સામવેદના અભ્યાસને સાત દિવસની વાર હતી એટલે તે મોટે ભાગે પંડિતજી પાસે જ બેસી રહેતો અને દિવસના બીજા પ્રહર પછી કોઈ વાર નગરી જોવા નીકળી પડતો. પણ આજ તો તેણે ભવનમા જ રહેવાનુ નક્કી કર્યું હતું.

રાત પડી.

ઉમાદેએ સ્વામીની ચરણરજ મસ્તકે ધારણ કરી. ભોજનકાર્ય પત્યા પછી ઉમાદેએ સ્વામીની ચરણચંપી શરૂ કરી.

વીર વિક્રમે પોતાના થેલામાંથી અદૃશ્યકરણ ગુટિકા કાઢી લીધી અને જ્યારે શયનની ઝાલરી રણકી ઊઠી ત્યારે સહુ પોતપોતાના બિછાના તરફ ગયા.

વિક્રમ પણ ગુરુને નમન કરીને પોતાના બિછાના પર આડે પડખે થયો. થોડી પળો પછી તેણે અદ્રશ્ય ગુટિકા મોઢામાં ધારણ કરી અને પોતાના બિછાનામાં કોઇ સૂતુ છે એવો દેખાવ કરીને તે બહારના ફળિયામા આવી ગયો.

બે એક ઘટિકા પછી ઉમાદે ઉત્તમ વસ્ત્રાલકારો ધારણ કરીને પરસાળ પાસે ગઈ. વિક્રમ સભાળપૂર્વક વટવૃક્ષની બખોલમાં છુપાઈને બેસી ગયો.

ઉમાદે વૃક્ષ પાસે આવી ત્રણ વાર તેણે પોતાના હાથમાંનો દડ ઘુમાવ્યો અને ત્યાર પછી વૃક્ષ પર ચડી ગઈ. વૃક્ષ તરત જ આકાશ માર્ગે કોઈક વટોળિયા માફક ઊડવા માંડ્યુ.

અને માત્ર એક જ ઘટિકામાં કોણ જાણે કેટલીયે વિશાળ નદીઓ અને સાગર આંખતળેથી પસાર થઈ ગયાં.

વિક્રમ તો અવાક્ બનીને જોતો જ રહ્યો. સાવ ભોળી, શાંત અને ગભરૂ જેવી દેખાતી નારીનુ આ કેવડુ વિરાટ સાહસ છે ? આવાં નૈશ ઉડ્ડયનમાં એને કોઈ ભય પણ નથી લાગતો ?

અને વટવૃક્ષ એક પહાડી પર ઊતર્યું. ઉમાદે નીચે ઊતરી. વિક્રમ પણ બખોલમાંથી બહાર આવ્યો અને ઉમાદે પાછળ જવા માંડ્યો. પોતે અદ્રશ્ય ગુટિકા ધારણ કરી હોવાથી દેવદાનવ કે માનવ કોઈ તેને જોઈ શકે તેમ હતુ નહિ.

ચાલતાં ચાલતાં વિક્રમનુ આશ્ચર્ય વધી જ રહ્યુ હતુ. આ પ્રદેશ કદી ન જોયો હોય એવો લાગતો હતો અને હવા પણ અતિ પ્રેરક અને મસ્ત દેખાતી હતી.

થોડી જ પળોમાં સામે એક વિશાળ મદિર દેખાયુ. મદિરમાં સૂર્ય સમો પ્રકાશ હતો. ઉમાદે મંદિરના પગથિયાં ચડવા માંડી.

વિક્રમ પણ તેની પાછળ જ ચાલતો હતો.

મંદિરનાં દ્વાર મુક્ત હતાં. ઉમાદે અંદર દાખલ થઈ, વીર વિક્રમ પણ એક તરફ લપાઈને ઊભો રહ્યો.

સામે જ માતાજીની એક ભવ્ય પ્રતિમા હતી. પ્રતિમા પોતે જ મણિરત્નની હોવાથી સૂર્ય જેવો પ્રકાશ બિછાવી રહી હતી, વિક્રમે આવી પ્રકાશમાન મૂર્તિ કદી જોઈ નહોતી. આ તે ક્યાં દેવી હશે? આ સ્થળ ક્યાં આવ્યું હશે? અહીં શું થવાનું હશે?

ઉમાદેએ માતાજીની મૂર્તિ સામે બે હાથ જોડીને કહ્યું : "હે નિર્જરા દેવી, હું આપના ચરણકમળમાં નમન કરું છું." આમ કહીને તે તેણે એક સ્તુતિ ગાવી શરૂ કરી.

ત્યાં તો વિક્રમ આશ્ચર્યચકિત થઈ ગયો. મંદિરના વિશાળ સભામંડપમાં ચોસઠ જોગણીઓ અને બાવનવીર એક પછી એક આવીને પોતાના આસન પર બેસી ગયાં.

વિક્રમનું આશ્ચર્ય વધી રહ્યું હતું.

ઉમાદેએ સર્વને નમઃસ્કાર કર્યો. આ જ વખતે લાલ નેત્રોવાળો ક્ષેત્રપાળ રોષભર્યા સ્વરે બોલી ઊઠ્યો : "ઉમાદે, જે દિવસે મેં તને સર્વરસ દંડ તારી સાધના પ્રત્યે પ્રસન્ન થઈને આપ્યો હતો. તે દિવસે તેં કઈ શરત કરી હતી તે તને યાદ છે? એ વાતનો ઘણો સમય થઈ ગયો. સર્વરસ દંડના પ્રભાવ વડે તું મનગમતી મોજ માણવા રોજ અર્ધ રાત્રિએ તારા યાર પાસે ચાલી જાય છે અને અમારા બલિ માટેની કોઈ વ્યવસ્થા તેં હજી સુધી કરી જ નથી, આ રીતે વિલંબ કરવો તે તારા માટે ઉચિત ન ગણાય."

ક્ષેત્રપાળ તરફ બે હાથ જોડી, મસ્તક નમાવી, વિનમ્ર સ્વરે ઉમાદેએ કહ્યું : "કૃપાળુ, મને એ શરત બરાબર યાદ છે. હું એક પળ માટે પણ ભૂલી નથી. પરંતુ ચોંસઠ ઉત્તમ લક્ષણવાળા પુરુષો પ્રાપ્ત કરવા ભારે કઠિન કાર્ય હતું આપની કૃપાથી મારે ત્યાં ચોંસઠ નવજવાન અને કિશોર ઉત્તમ લક્ષણવાળા પુરુષો એકત્ર થઈ ગયા. આ વિદ્યાર્થીઓ

ચોસઠ જોગણીઓને હવે બલિરૂપે આપી શકીશ. અને મારો પતિ આપના બલિ માટે અર્પણ કરીશ."

"તો પછી વિલંબ શા માટે છે?"

"એટલા માટે તો આજ મારા પ્રિયતમ પાસે ન જતાં આપ સહુનાં દર્શને આવી છું. આપ કહો તે દિવસે અને આપ બતાવો તે રીતે વ્યવસ્થા કરવા હું તૈયાર છું."

"તો સાંભળ, છ દિવસ પછી વદી ચૌદશ છે. તે દિવસે રાત્રિના પ્રથમ પ્રહર પછી તારા ભવનમાં ચોસઠ મંગળ પૂરજે અને પાંસઠમું મંગળ તારા પતિનું કરજે ત્યાર પછી એ મંગળમાં ગમે તે યુક્તિથી ચોસઠ વિદ્યાર્થીઓને અને તારા પતિને સ્નાન શુદ્ધ કરી કરેણનાં ફૂલોની માળા પહેરાવી બેસાડજે. દરેકના કપાળે તુ તિલક કરજે. દરેકને રક્ષા બંધન બાંધજે. અને સર્વની સામે ભોજનના થાળ મૂકજે. એ વખતે અમે સહુ અદૃશ્ય રીતે ત્યાં આવી પહોંચશું અને સર્વને ભરખી જઈશુ."

ઉમાદેએ કહ્યું: "દેવ, આપની આજ્ઞા મુજબ આવતી ચૌદશે ગમે તે રીતે માયા બિછાવીને પણ હુ આપે કહ્યું તે રીતે કરીશ. આપ સર્વ તે રાત્રિએ અવશ્ય પધારજો અને બલિનો સ્વીકાર કરી મને મુક્ત કરજો"

આ વાતચિત સાંભળીને વિક્રમ તો છક્ક થઈ ગયો. ઓહ, આ દુષ્ટ નારી કેવળ પોતાના દેહ સુખ ખાતર પાસઠ માણસોનુ બલિદાન દેવા તૈયાર થઇ છે? અને સોપારક નગરીનાં માણસો આ નારીને શ્રેષ્ઠ સતી માનીને તેને પૂજી રહ્યા છે!

ઉમાદે અને ક્ષેત્રપાળની વાત પૂરી થઇ કે તરત વિક્રમ પાછો વળી ગયો. અને વટવૃક્ષ પાસે આવી તેની બખોલમાં છુપાઈ ગયો.

થોડીવારમા ઉમાદે પણ આવી પહોચી. અને દંડને ત્રણ વાર ધરતી પર અફાળી વટવૃક્ષ પર ચઢી ગઈ.

એ જ પળે નક્ષત્ર વેગે વટવૃક્ષ આકાશ માર્ગે રવાના થયું. અને જ્યારે પંડિતજીના ફળિમાં વટવૃક્ષ આવ્યું ત્યારે રાત્રિના ત્રીજા પ્રહરની અંતિમ ઘટિકા ચાલતી હતી.

ઉમાદે વૃક્ષ પરથી ઊતરીને તરત પોતાના સ્વામીની શય્યા પાસે ગઈ. ત્રણ વાર સર્વરસ નામનો દંડ ફેરવ્યો અને પછી પોતાના ખંડમાં ચાલી ગઈ.

વિક્રમ પણ ચોંસઠ વિદ્યાર્થીઓના બલિદાનનો વિચાર કરતો કરતો પોતાની શય્યામાં આડે પડખે થયો.

તેના મનમાં એક જ પ્રશ્ન ઘૂમતો હતો. આ નારીના પંજામાંથી પાંસઠ માનવીઓને કેવી રીતે બચાવવા?

## ૨૧ : : ચારિત્રહીના

ચતુર્થ પ્રહરની આવૃત્તિ પૂરી થયા પછી પંડિત સોમશર્મા પોતાના સઘળા શિષ્યો સાથે સ્નાનકાર્ય નિમિત્તે નદીએ ગયા.

વીર વિક્રમ પણ તેમની સાથે જ હતો...અને પંડિતજીને ખાનગીમાં વાત કરવા ઇચ્છતો હતો. બધા વિદ્યાર્થીઓ જ્યારે નદીમાં નહાવા ઊતર્યાં ત્યારે વીર વિક્રમે પંડિતજીનો હાથ પકડીને કહ્યું : "ગુરુદેવ, આપ કૃપા કરો તો મારે આપની સાથે એકાંતમાં થોડી વાત કરવી છે"

"અવશ્ય..." કહીને સોમશર્મા નદી કિનારાના એક વૃક્ષ તરફ વળ્યા.

બંને વૃક્ષ નીચે પહોંચ્યા ત્યારે પંડિતજીએ કહ્યું : "આયુષ્યમાન, તારે કંઈ બાબત અંગે વાત કરવી છે?"

"મહાત્મન, વાત કરતાં પહેલાં એક પ્રશ્ન પૂછું?"

"જરૂર..."

"આપે કેટલાં શાસ્ત્રોનો અભ્યાસ કર્યો છે?"

"કેમ આવો પ્રશ્ન કરવો પડ્યો? શું તને મારા શાસ્ત્રજ્ઞાનમાં કોઈ પ્રકારનો સંશય આવ્યો છે?"

"ના એમ નથી.. હું માત્ર જાણવા ઈચ્છું છું."

સોમશર્માએ પ્રસન્ન સ્વરે કહ્યું. "ભાઈ, ચારેય વેદ તો મારી જિહ્વા પર રમે છે. કાવ્ય, નાટ્ય, રાજનીતિ, જ્યોતિષ, અર્થ, આરોગ્ય, વ્યાકરણ વગેરે બધાં શાસ્ત્રોનો મે અભ્યાસ કર્યો છે."

"ત્યારે તો અતિ ઉત્તમ ..તો પછી આપ મારી આયુષ્યમર્યાદા કેટલી છે.. તે જણાવવાની કૃપા કરો.."

"એ અંગે ચોક્કસ કહેવું તે સહુ માટે અશક્ય છે.."

"જો આપ આજ્ઞા કરો તો હું આપની આયુષ્યમર્યાદા પર પ્રકાશ પાડી શકીશ." વીરવિક્રમે ગંભીર સ્વરે કહ્યું

"આશ્ચર્ય! કહે જોઉ..."

"ગુરુદેવ, આજ કૃષ્ણપક્ષની નવમી છે.. આજથી છઠ્ઠે દિવસે ચૌદશ આવે છે એ ચૌદશની રાતે આપ અને આપના સઘળા શિષ્યો મૃત્યુના મુખમાં નષ્ટ થઈ જશો."

"અશક્ય..."

"પંડિતજી, હું સત્ય કહુ છું. જો વિશ્વાસપૂર્વક મારી વાત સાંભળો અને મનમાં રાખો તો વિગતથી જણાવું."

પંડિતજી નીચે બેસી ગયા અને બોલ્યા "કહે, હું નિરાંતે સાંભળીશ."

વીર વિક્રમ પણ તેની સામે બેસી ગયો અને બોલ્યો: "મહાત્મન, આપનાં પત્ની સતી લક્ષ્મી છે...પરંતુ તેઓ કેવળ દંભ આચરે છે..." આમ કહીને વિક્રમે ગઈ એ રાતની કહાણી ટૂંકમાં કહી સંભળાવી.

પંડિતજી અવાક્ બની ગયા. પોતાની પત્ની આવી દુષ્ટ હોય એવુ તેઓ સ્વપ્ને પણ માનવા તૈયાર નહોતા. જ્યારે આ વલ્લભ વિક્રમની વાત પણ એટલી વજનદાર હતી કે તેઓ વિચારમગ્ન બની ગયા.

વીર વિક્રમે કહ્યું : "મહાત્મન, આપનાં પત્નીએ આપનો અને આપના શિષ્યોનો ભોગ દેવાનો વિચાર ન કર્યો હોત તો હું આપને આ હકીકત હરગીજ ન કહેત. હું સમજુ છુ કે આપ આપની પત્નીનાં બાહ્ય આચરણથી મુગ્ધ બની ગયેલા છો અને આપના હૃદયમાં સંશયનું સ્થાન થાય તેમ નથી, પરંતુ ચૌદશ આડા ઘણાં દિવસો બાકી છે .. અને મારુ અનુમાન છે કે આપના પત્ની આજ રાતે પોતાના યારને મળવા અવશ્ય જશે. .એટલે આપ આ અંગેની પ્રથમ ખાતરી કરી લ્યો... ત્યાર પછી મારી વાત અંગે શું કરવુ તે આપણે બંને નક્કી કરીશુ. મારો હેતુ કેવળ આપને અને આપના શિષ્યોને બચાવવા પૂરતો જ છે"

"તારી વાત અંગે હુ અવશ્ય ખાતરી કરીશ...અને કોઈને આ અંગે એક શબ્દ પણ નહિ કહુ."

આ પ્રમાણે નિર્ણય થયા પછી વીર વિક્રમે કહ્યુ ."તો આજ સંધ્યા પહેલાં એક રાત્રિ પૂરતા નજીકના કોઈ ગામડે જવાનો નિર્ણય જાહેર કરજો અને મને સાથે લઈને નીકળી જજો ..રાત્રિના બીજા પ્રહરે આપણે બંને ભવનમા આવી જશું અને છુપાઈ જઈશુ."

"આમ શા માટે? ઘેર રહેવામાં..."

વચ્ચે જ વીર વિક્રમે કહ્યુ : "આપનાં પત્ની આપને સર્વરસ દંડવડે નિદ્રાધીન બનાવી દે છે ..પછી આપ જાગૃત નહિ થઈ શકો'

"બરાબર છે..." કહી પંડિતજી ઊભા થયા.

બધા શિષ્યો સ્નાનકાર્યથી નિવૃત્ત થઈ ગયા હતા. વીર વિક્રમે અને પંડિતજીએ પણ સ્નાન કાર્ય પતાવી લીધું અને બધા ભવન તરફ વિદાય થયા.

ઘેર આવ્યા પછી જેવા પંડિતજી પોતાના ખંડ તરફ વળ્યા કે તરત ઉમાદે સામે આવી અને અતિ વિનયભર્યાં સ્વરે બોલી: "પ્રાણપ્રિય, આજ આપને આટલો વિલંબ કેમ થયો?" આપનું ચરણામૃત લીધા વગર હું દંતધાવન કરી શકતી નથી એ શું આપ ભૂલી ગયા હતા?"

પંડિતજીએ મધુર સ્વરે કહ્યું: "પ્રિયે, સતી નારીનો આદર્શ હું કેમ ભૂલી શકું? પણ મારો જે નવો શિષ્ય વલ્લભ અહીં આવ્યો છે, તેની સાથે શાસ્ત્રચર્ચા કરતાં જરા વિલંબ થઇ ગયો વલ્લભ ઘણો તેજસ્વી છે. મને લાગે છે કે ભવિષ્યમાં એ સામવેદનો એક મહાગાયક બનશે."

ઉમાદેએ પ્રસન્ન નજરે સ્વામી સામે જોઈ સ્વામીના પગ ધોઇ ચરણામૃતનું પાન કર્યું...ત્યાર પછી તે દંતધાવન કરવા અન્યત્ર ચાલી ગઈ.

પંડિતજીના મનમાં થયું, આવી સુંદર અને વ્રતધારિણી પત્નીમાં કલંક હોય જ નહિ...જરૂર વલ્લભે કોઈ દુઃસ્વપ્ન જોયું હશે. આ વિચાર આવવા છતાં તેમણે યોજના પ્રમાણે ખાતરી કરવાનું મનથી નક્કી કર્યું.

મધ્યાહ્ન સમયે પંડિત સોમશર્મા અને ચાર પાંચ છાત્રો એક વૃક્ષ નીચે બેઠા હતા. એ વખતે પતિવંદના કરવા ઉમાદે આવી પંડિતજીએ કહ્યું ' "પ્રિયે, એક રાત્રિ પૂરતી તારા ઉપર થોડી જવાબદારી મૂકું છું."

"આજ્ઞા કરો.।"

"થોડી વાર પછી મારે અહીંથી ત્રણકોસ દૂર આવેલા ચંદ્રપલ્લીમાં જવું પડે તેમ છે...ત્યાં મારે એક રાત રોકાવું પડશે. સવારે સ્નાનાદિ કાર્ય પતાવીને હું પાછો ફરી શકીશ."

"સ્વામી, આપના કાર્યનો અવરોધ મારાથી નહિ થઇ શકે...

પરંતુ આપ જ્યાં સુધી નહિ પધારો ત્યાં સુધી મારાથી અન્નજળ ગ્રહણ કરી શકાશે નહિ, એ વાતનું સ્મરણ રાખજો." ઉમાદેએ કહ્યું.

વીર વિક્રમ પણ ત્યાં જ બેઠો હતો. આ સ્ત્રીનો આવો દંભ જોઈને તેનુ હૃદય ભારે આશ્ચર્યમગ્ન બની ગયુ હતું.

પંડિતજીએ કહ્યું : "દેવી, તું સ્વામીનો વિયોગ પળ માટે ય સહી શકતી નથી એ હું ક્યાં નથી જાણતો ? આમ તો હું તને સાથે લઈ જાત...પણ આટલા બધા છાત્રોની સારસંભાળ બીજું કોણ રાખે ?"

"નહિ સ્વામી, આપ નિશ્ચિત હૃદયે પધારો...આપનું સ્મરણ મારું બળ બની રહેશે...પણ આપ એકલા ન જતા ..કોઇ શિષ્યને સાથે લેતા જજો."

"પ્રિયે, વલ્લભ ઘણો વિદ્વાન છે, એટલે હુ એને જ સાથે લઇ જઈશ. માર્ગમાં મને પણ આનંદ મળશે અને શાસ્ત્ર ચર્ચામાં મારો સમય ચાલ્યો જશે."

ઉમાદેએ સ્વામીના ચરણકમળમાં મસ્તક નમાવ્યું અને ત્રાંસી નજરે નવજવાન વલ્લભ સામે જોઈ લીધું. વીર વિક્રમ તો શાંત ભાવે એક બાળક માફક બેઠો હતો.

અને થોડીવાર પછી પંડિતજી વીર વિક્રમ સાથે આવશ્યક સાધનો લઈ ને વિદાય થયા.

ઉમાદેના મનમાં ઘણી જ નિરાંત થઇ. તેને થયુ , આજ આખી રાત પ્રિયતમ સાથે વિતાવી શકાશે.

અને રાત્રિનો પ્રથમ પ્રહર પૂરો થાય તે પહેલાં જ ફળિના પાછળના રસ્તેથી બન્ને અંદર આવી ગયા અને એક ઘાસના ખડકલા પાછળ છુપાઈ ગયા.

જ્યારે બધા છાત્રો પ્રાર્થના કરીને શયનાર્થે પોતપોતાના સ્થાને ગયા ત્યારે વીર વિક્રમે કહ્યું : "ગુરુદેવ, સામેના વટવૃક્ષમાં જે બખોલ

છે તેમાં બરાબર છુપાઈ જજો...અને જરાયે ખબર ન પડે એ રીતે આપનાં પત્નીની પાછળ જજો"

ઉમાદે પોતાનાં ઓરડામાં સાજશૃંગાર સજી રહી હતી. પંડિતજી લપાતા છુપાતા વટવૃક્ષ પાસે પહોંચી ગયા અને વૃક્ષની બખોલમાં કાયા સંકોચીને છુપાઇ ગયા. હજી પણ તેમના મનમાં પોતાની પત્ની આવી ન હોય એવી શ્રદ્ધા હતી અને વલ્લભની વાત એક સ્વપ્નસમી લાગતી હતી.

પરંતુ જ્યારે સોળે શણગાર સજીને ઉમાદે સર્વરસ દંડ ઘુમાવતી ઘુમાવતી વટવૃક્ષ પાસે આવી ત્યારે પંડિતજીની શ્રદ્ધા ઓગળી ગઈ અને થોડીજ પળોમાં ઉમાદે ત્રણવાર દંડ ઠબકારીને વટવૃક્ષ પર ચડી ગઇ ...વટવૃક્ષ તરત આકાશમાર્ગે વિદાય થયું.

પંડિતજીનું હૃદય ભારે વ્યથા અને આશ્ચર્ય ભોગવી રહ્યું હતું .. જેના ચહેરા પરથી કલ્પના પણ ન કરી શકાય એવી વ્રતધારિણી પત્ની શું આવી કુલટા હશે?

અર્ધ ઘટિકામાં વટવૃક્ષ એક નાના સરખા ઉપવન વચ્ચે આવેલા મકાન પાસે ઊતર્યું.

ઉમાદે તરત વૃક્ષ પરથી નીચે ઊતરી ગઈ અને આસપાસ નજર કરી મકાન તરફ ચાલવા માંડી. પંડિતજી તો એટલા હતાશ થઇ ગયા હતા કે તેમનામાં બખોલમાંથી બહાર નીકળવાનું જાણે બળ જ નહોતું રહ્યું. આમ છતાં તેઓ માંડ માંડ શક્તિ એકત્ર કરીને બહાર નીકળ્યા અને મકાન તરફ નજર કરી ઉમાદે મકાનના દ્વાર પર ટકોર મારી રહી હતી.

થોડી જ પળોમાં દ્વાર ખુલ્યું...એક પુરૂષાકૃતિ દેખાણી અને ઉમાદે તેની સાથે અંદર ગઈ...મકાનનું દ્વાર બંધ થઈ ગયું

પંડિતજી પણ આશ્ચર્ય વિમૂઢ બનીને મકાનના દ્વાર પાસે ગયા... પણ અંદર જવું કેવી રીતે? થોડી પળ વિચાર કરીને તેઓ વંડી

ટપીને અંદર ઊતર્યાં, કોઈ પ્રકારનો અવાજ ન થાય એટલી કાળજી સાથે તેઓ ધીરે ધીરે આગળ વધ્યા.

આ ભવનમાં અન્ય કોઈ માનવી હોય એવું અનુમાન કરી શકાતું નહોતું, તેઓ ધીરે ધીરે ઓસરી પર ચડ્યા. એક ખંડમાં પ્રકાશ હોય એમ જોઇ શકાતું હતું...પણ એ ખંડનું દ્વાર બંધ હતું. પંડિતજીએ જોયું...કોઈ વાતાયન ખુલ્લું છે કે નહિ ? એક વાતાયન ખુલ્લુ હતું પણ તે એટલુ ઊંચુ હતું કે ત્યાં પહોંચીને અંદર નજર કરવી તે શક્ય નહોતુ.

પંડિતજી મૂઝાણા...અદર પત્ની શું કરે છે તે જાણવાની ઉત્કટ ઇચ્છાને તેઓ દબાવી શકતા નહોતા અને કાંઇ માર્ગ દેખાતો નહોતો.

એકાએક તેમની નજર દ્વારની એક તીરાડ પર ગઈ...તરત તેઓ દ્વાર પાસે ગયા અને તીરાડમાંથી જોવા માંડયા.

ખંડમાં પ્રકાશ ભરપૂર હતો. સામે જ પલંગ પડયો હતો અને પંડિતજી ત્યાંનું દ્રશ્ય નિહાળીને ભારે મૂંઝવણ અનુભવવા માંડયા... તેમના હૃદયના ધબકારા પણ વધી ગયા હતા. ઉમાદે સાવ નિરાભરણ દેખાતી હતી...કાળા રંગનો સશક્ત પુરુષ પણ નિરાભરણ થઈ ગયો હતો અને બને પલંગ પર બેસીને એક થાળમાં પડેલી ખાદ્યસામગ્રી એકબીજાનાં મોઢામાં મૂકતાં હતાં. એક ત્રિપદિ પર મૈરેયનો ભાંડ પડયો હતો... બે માટીનાં પાત્રો પણ પડયાં હતાં..ખાદ્યદ્રવ્ય શુ હશે એ તો ભગવાન જાણે .પણ ખાતાં ખાતાં પુરુષે કહ્યુ : "ઉમા, હવે આમ ક્યાં સુધી ચાલશે ?"

"પ્રાણેશ, હવે બહુ રાહ નહિ જોવી પડે ..આવતી ચૌદશની કાળરાત્રિએ મારો ધણી ને બધા વિદ્યાર્થીઓ હંમેશ માટે નષ્ટ થઈ જશે...પછી હું અહીં જ આવતી રહીશ."

ભોજન પૂરું થયું એટલે પુરુષે મદ્યનાં બે પાત્રો ભર્યાં અને એક પાત્ર ઉમાદેના હાથમાં મૂકતાં કહ્યું : "લે પ્રિયે, તું મને પા...હું તને પાઉ."

બંનેએ પરસ્પરને મદ્યપાન કરાવવા માંડયુ...થોડી જ પળોમાં બંને મસ્ત બની ગયાં...

પંડિતજીના હૃદયના ધબકારા વધી રહ્યા હતા...શું મારી પત્ની આવી કુલટા નીકળી? ઓહ્, સતીનો અભિનય શુ મારા વિનાશ માટે જ હતો? જે નારી સ્વામીના ચરણામૃત વગર કશું લેતી નથી તે નારી શું મૈરેય પાન કરીને...

ઓહ!

પંડિતજીએ જોયું...બંને રતિક્રિડાની તૈયારી કરી રહ્યાં હતાં. પંડિતજીને થયુ હવે આ પાપકૃત્ય જોવુ તે બરાબર નથી...તેઓ તરત હતાશ હૈયે પાછા વળ્યા અને જે રીતે દાખલ થયા હતા તે રીતે વંડી ટપીને પુન. વૃક્ષની બખોલમાં બેસી ગયા.

પંડિતજીના હૈયામાં જાણે વીંછીના હજાર ડંખ લાગ્યા હોય તેવી વેદના થઈ રહી હતી. જો વલ્લભ વિક્રમે આ ન જોયુ હોત તો પાંચ દિવસ પછી આ દુષ્ટા નારી ધણીનો તો ઘાત કરત.. સાથોસાથ ચોસઠ નિર્દોષ વિદ્યાર્થીઓનો પણ ભોગ ધરાવી દેત! ખરેખર વલ્લભે મારા પર મહાન ઉપકાર કર્યો છે.

પણ આવા શ્યામ રંગના બદસુરત નવજવાનમાં ઉમાદે મુગ્ધ કેમ બની હશે? ઓહ્ નારીનુ હૃદય પારખવુ એ ભગવાન માટે પણ ગહન છે! નારી કયારે, કયાં અને શુ કરશે? તે કોઈ કલ્પી શકતું નથી. હુ આજ પર્યંત ઉમાદેને એક પરમ સતી માનીને સાવ અંધ જ રહ્યો એના વ્રતનિયમ પાછળ કાતિલ અભિનય હતો એ આજે જ સમજાયુ...

આમ ને આમ અસંખ્ય વિચારો વચ્ચે પંડિતજી બખોલમાં બેસી જ રહ્યા. ઘડિક થયું..પાછો જાઉ ને જોઉ શુ કરે છે? વળી થતું કે ના ના... પાપીઓનાં પાપ કર્મને શા માટે નિહાળવાં જોઈએ? અને કદાચ આવેશ વશ બનીને મારાથી કંઈક બોલાઇ જવાય તો પાંચ દિવસ પછીનું મૃત્યુ આજે જ આવીને ઊભું રહે.

રાત્રિનો ત્રીજો પ્રહર શરૂ થયો...પંડિતજીએ આસપાસ જોયુ. કોઈ એકાંત સ્થળ હતુ...અહીંથી ગામ કે નગર દૂર હશે તેવુ તેમણે અનુમાન કર્યું. પણ આ સ્થળ કયું હશે તે તેઓ કલ્પી શક્યા નહિ.

રાત્રિના ત્રીજા પ્રહરની એકાદ ઘટિકા બાકી રહી હશે ત્યાં દ્વાર ખૂલવાનો હળવો અવાજ પંડિતજીના કાન પર અથડાયો. તેમણે બખોલમાંથી જોયુ...બન્ને આ તરફ આવી રહ્યાં હતાં.

પંડિતજી મૂંઝાયા. કંઈ અવાજ ન થઈ જાય તો સારું...નહિ તો ભારે વિપત્તિ ઊભી થશે. માનવીને મોતનો ભય અતિ દારૂણ હોય છે.

થોડી જ વારમા ઉમાદે અને તેનો યાર વૃક્ષ પાસે આવી ગયાં. વિદાય લેતાં તે પુરુષે ઉમાદેને એકવાર બાહુ બંધનમાં ઝકડી લીધી અને ઉપરાઉપરી ચાર છ ચુંબન લઈને કહ્યું: "ઉમા, આવતી કાલે તારી રાહ જોઈશ."

"જરૂર..., પ્રિયતમ તારા વગર મને એક પળ માટે પણ ચેન પડતું નથી, હું અવશ્ય આવીશ, પણ આવતી કાલે મૃગનુ માંસભોજન તૈયાર કરાવી રાખજે..."

"તને મૃગમાંસ ભાવે છે તે હું જાણુ છું.. પણ આજ મને મૃગ મળ્યુ જ નહિ. કુક્કરના માંસનો ઉપયોગ કરવો પડ્યો."

ત્યાર પછી પુરુષે ફરી વાર ચુંબનદાન આપીને વિદાય લીધી અને ઉમાદેએ ત્રણવાર ધરતી પર દંડ પટકીને એક હુંકાર સામે વૃક્ષારોહણ કર્યું. વૃક્ષ વાયુ વેગે ઊપડયું અને માત્ર થોડી જ વારમાં પોતાના ભવનના ફળિમાં આવીને રોપાઇ ગયુ.

વીર વિક્રમ લપાઇને એક સ્થળે જાગતો બેઠો હતો. ઉમાદેએ નીચે ઊતરીને જોયુ..હજી કોઈ જાગૃત થયુ નહોતુ.. તે મદ ભરી ચાલે ભવનમાં ગઇ..પોતાના ખંડમાં દાખલ થઈને તેણે ખંડનુ દ્વાર અટકાવી દીધું.

પંડિતજી બખોલમાંથી બહાર નીકળ્યા...વીર વિક્રમ પણ તેની પાસે આવ્યો અને બંને ચૂપચાપ પાછલા રસ્તેથી બહાર નીકળી ગયા. કોઈપણ પ્રકારની વાતચીત કર્યાં વગર બંને મૌન ભાવે નગરીની બહાર ગયા અને નદી તીરે આવેલા એક મંદિરના ઓટલે જઈને બેઠા.

વીર વિક્રમે આસપાસ નજર કરીને કહ્યું : "કેમ ગુરુદેવ ..મારી વાતમાં કંઇ સત્ય હતું ?"

"વલ્લભ, તે મારી આંખ ખોલી દીધી છે...હુ તારો ઉપકાર કદી પણ નહિ ભૂલુ. સતીનો અભિનય કરનારી દુષ્ટા માત્ર પરપુરુષ સાથે જાર કાર્ય કરે છે એમ નથી...પરંતુ માસ મદિરાનુ પણ તે સેવન કરે છે..." પંડિતજીએ બળતા હૃદયે કહ્યું.

"આપ આ શું કહો છો ?"

"હા વલ્લભ, મેં આ બધું સગી આંખે જોયું છે...હું તારી વાતને એક સ્વપ્નભ્રમ માનતો હતો પણ તારી વાત એક સત્ય દર્શનમાં પરિણમી. હવે મારે શુ કરવુ ?"

"કરવાનુ શું હોય ? નિરાંતે જોયા કરવાનું અને ચૌદશની રાતે આપણે એક યુક્તિ અજમાવી લેવાની..."

"વલ્લભ...એ કાળરાત્રિને હજી પાંચ દિવસ પડયા છે...એ ગાળામાં આ દુષ્ટ નારી શુનું શુ કરી નાખે !"

"એ કશુ નહિ કરે-કારણ કે તે મેલી જોગણીઓને અને ક્ષેત્રપાળને સંતોષવા માગે છે ..આપ સાવ નિશ્ચિંત બનો અને કશુ બન્યું નથી કે કશુ જોયુ નથી એવા ભાવ સાથે રહો ..ચૌદશની રાતે શું કરવુ તે હું આપને વિચારીને કહીશ."

"ઓહ ! પણ હવે હુ ઉમાદેને કઇ નજરે જોઇ શકીશ ?"

"ગુરુદેવ આપ તો વિદ્વાન છો...પંડિત છો અને ધૈર્યની મૂર્તિ સમા છો આપ જો આ રીતે ગભરાઈ જશો તો આપની પત્ની મેલી વિદ્યાના બળે કંઇનુ કંઇ કરી નાખશે. આજ સુધી જે પ્રેમ-

ભાવ અને પ્રસન્નતા આપની પત્ની પ્રત્યે રાખતા આવ્યા છો તે જ રીતે વધુ થોડા દિવસ રાખજો. સ્ત્રીઓ અભિનયમાં કુશળ છે. અને પુરુષો એથી એ સવાયા છે..." વીર વિક્રમે કહ્યું.

"તારી વાત બરાબર છે...હું ખૂબ જ સાવધ રહીશ...હવે આપણે નગરીમાં ક્યારે જવું છે?"

સૂર્યોદય થયા પછી અહીંથી વિદાય થશુ...આપનાં પત્ની પૂછે તો કહેજો ..તું અન્નજળ વગરની રહીશ એ કલ્પનાથી હું ધ્રૂજી ઊઠ્યો હતો અને અમે રાત્રિના ચોથા પ્રહરે જ યજમાનની વિદાય લઈને નીકળી ગયા હતા..."

એમ જ થયું.

સૂર્યોદય થયાને એકાદ ઘટિકા વીતી હશે ત્યાં બને ભવનમાં પહોંચી ગયા.

પંડિતજીએ જોયું, બધા વિદ્યાર્થીઓ જાગૃત થઇ ગયા હતા...

ઉમાદેનો ઓરડો હજી બંધ હતો. વિક્રમે વિચાર્યું, નિરાંતે નિદ્રા માણી રહી લાગે છે!

પણ એકાદ ઘટિકામાં ઉમાદે બહાર નીકળી. પોતાના સ્વામીને જોતાં જ તે બોલી ઊઠી: "સ્વામીનાથ."

"પ્રિયે, મારાં દર્શન વગર તુ અન્નજળ ન સ્વીકારે એ મારા માટે ભારે ચિંતા બની ગઈ હતી અને આ વલ્લભે યજમાનને ગમે તેમ સમજાવીને માર્ગ કરી આપ્યો ..અમે રાત્રિના ચોથા પ્રહરે ત્યાંથી આ તરફ આવવા નીકળ્યા...હજી અમે પ્રાતઃકાર્ય કર્યું નથી..."

"ઓહ સ્વામી, ત્યારે તો આપ ખૂબ જ થાકી ગયા હશો... અંદર પધારો હું આપને તૈલ મર્દન કરી દઉં..."

"નહિ પ્રિયે, અન્નજળ વગર તું પણ થાકી ગઈ લાગે છે ...તારા સ્મરણથી મને જરાયે શ્રમ નથી પડ્યો." પંડિતજીએ કહ્યું.

અને તેઓ પ્રાતઃકાર્યમાં ગૂંથાયા.

વદી તેરસ આવી ગઈ.

વીર વિક્રમની સૂચના મુજબ પંડિતજી સાવધ અને શાંત જ રહ્યા હતા...પરંતુ એમના હૈયાનો ફફડાટ એવો ને એવો હતો એમના મનમાં વારવાર એમ જ થતું હતું કે, ઉચ્ચ બ્રાહ્મણ જાતિની અને કુળની કન્યા હોવા છતાં આવા દુષ્ટ સંસ્કાર ક્યાંથી આવ્યા હશે? મદ્યપાન, વ્યભિચાર અને માંસભોજન જે નર્કમાં લઈ જનાર છે, માનવીનું પતન કરનાર છે અને આત્મબળને હણનાર છે...છતાં ઉમાદેને એમાં કેટલો રસ છે? આ રસ જાળવી રાખવા ખાતર શાંત અને પ્રેમાળ પતિની હત્યા કરવા પણ તે તૈયાર થઈ છે એટલુ જ નહિ પણ અન્ય ચોસઠ નિર્દોષ વિદ્યાર્થીઓનાં બલિદાન આપવા તૈયારી કરી રહી છે! આ નારીની આટલી અધોગતિ કેમ થઈ હશે? મારા તરફથી તો કોઈ પ્રકારનુ દુઃખ નથી...હુ એની પ્રસન્નતા જાળવી રાખવા ખાતર એના કાર્યમાં કદી અવરોધ કરતો નથી, બલ્કે એ કહે તેમ કરવા હમેશ તત્પર રહુ છુ...આમ છતાં એના પ્રાણમાં આવો ભયંકર અગ્નિ કેમ સળગતો હશે?

આવા વિચારો આવતા અને પંડિતજી વલ્લભરૂપી વીર વિક્રમ સાથે એકાંતમાં ચર્ચા પણ કરી લેતા...ખાસ કરીને નદીએ. વીર વિક્રમ પંડિતજીને ધૈર્ય આપતો અને એમના ચિત્તને સ્વસ્થ કરતો.

વદી તેરસની સવારે નદીએ સ્નાન કરવા ગયા ત્યારે વિક્રમે ચૌદશની રાતે શું કરવું તે યોજના બરાબર સમજાવી. યોજના સાંભળીને પંડિતજીના હૈયાને કંઈક નિરાંત થઈ.

બધા શિષ્યો સાથે પંડિતજી ઘેર આવ્યા ત્યારે ઉમાદેએ પોતાના સ્વામીનું ચરણામૃત લીધું અને કહ્યું : "સ્વામી, આપે મારા પર એક કૃપા કરવી પડશે."

"પ્રિયે, જ્યા પ્રેમ હોય ત્યાં કૃપાનો પ્રશ્ન જ ન હોય. તારી કોઈ પણ ઇચ્છા પૂરી કરવી એ મારુ કર્તવ્ય છે. તારા જેવી સતી-સાધ્વી પત્નીના તેજથી જ હુ શોભી રહ્યો છું...કહે તારી શી ભાવના છે ?"

"સ્વામીનાથ, આવતી કાલે અંધારી ચૌદશ છે અને મારુ વ્રત પૂરુ થાય છે. જો આપ મારા પર કૃપા કરો તો હું મારા વ્રતની પૂર્ણાહુતિ વિધિ પ્રમાણે ઊજવુ."

"પ્રિયે, તારા વ્રતની પૂર્ણાહુતિ એ મારા માટે અપાર આનંદનો વિષય છે. તુ કહે તો હું બસો પાંચસો બ્રાહ્મણને જમાડવા પણ તૈયાર છુ."

"નહિ સ્વામી, એવો ખોટો વ્યય કરવાની જરૂર નથી...વળી આ વ્રત મેં આપની આયુષ્ય કામના અર્થે જ કર્યું હતું એટલે આવતી કાલે બીજા પ્રહરે આપ અને આપના ચોસઠ વિદ્યાર્થીઓને મારે જમાડવા છે આપની અને આપના શિષ્યોની વિશિષ્ટ રીતે પૂજા પણ કરવી છે."

"ઘણુ ઉત્તમ ..એ અંગે જે કંઈ સામગ્રી જોઈએ તે તુ મને કહે એટલે મંગાવી રાખું...આપણો વલ્લભ આવા કામમાં ખૂબ કુશળ છે"

"તો આપ આવતી કાલે સંધ્યા સમયે કરેણનાં ફૂલની છાસઠ માળાઓ તૈયાર કરાવી રાખજો આપણી પરસાળમાં મંડપ પૂરવાનુ અને પ્રાથમિક તૈયારીનુ સઘળુ કાર્ય હુ કરી લઇશ ..ભોજન માટે પણ હું જ મારા હાથે રસોઈ બનાવીશ." ઉમાદેએ કહ્યું.

વીર વિક્રમ અને બીજા છ શિષ્યો ત્યાં બેઠા હતા. વિક્રમ સિવાય આ માયા કોઈ જાણતુ નહોતુ...પંડિતજીએ વિક્રમ સામે

જોઈને કહ્યું : " વલ્લભ, તુ કરેણનાં ફૂલની છાસઠ માળાઓ પ્રાપ્ત કરી શકીશ."

" જરૂર...આપની આજ્ઞા મુજબ સંધ્યા સમયે છાસઠ માળાઓ તૈયાર જ રહેશે. નદી કિનારાની એક વાડીમાં કરેણનાં પુષ્કળ ઝાડ છે..." ત્યાર પછી ઉમાદે સામે જોઈને વિક્રમે કહ્યુ : " ગુરુપત્નીશ્રી, કરેણ ત્રણ પ્રકારની હોય છે...લાલ, પીળી અને શ્વેત. કયા રંગનાં પુષ્પોની માળા તૈયાર કરાવું ? "

ઉમાદેએ વિ મ સામે નજર કરી, એપળ વિક્રમ સામે જોઈને કહ્યું: " લાલ રંગનાં ફૂલોની."

પરંતુ આ બે પળની દ્રષ્ટિમાં ઉમાદેના હૈયામાં એક આંચકો આવી ગયો. આ તો અતિસુંદર, સ્વસ્થ અને પ્રિયદર્શન નવજવાન છે આવો સુંદર નવજવાન ઘર આંગણે આવ્યો છે એ મારાથી બરાબર ધારીને જોઈ પણ ન શકાયુ...હવે શું થાય ?

ઉમાદે સ્વામીને નમન કરીને અંદર ચાલી ગઈ.

અને નિત્યક્રમ પ્રમાણે રાતના બીજા પ્રહરે તે વૃક્ષપર બેસીને પોતાના યારને મળવા ઊપડી ગઈ.

વિક્રમ અને પંડિતજીએ આકાશ ગમન જોયુ ...વૃક્ષ અદ્રશ્ય થયા પછી પંડિતજીએ કહ્યું : " વલ્લભ, આવતી કાલની યોજના પૂરી કરતાં પહેલાં જ આ દુષ્ટાનો અંત લાવવામાં આવે તો ? મારાથી આ જોઈ શકાતું નથી."

" ગુરુદેવ, સ્ત્રીહત્યાનો દોષ મસ્તક પર શા માટે લેવો જોઈએ ? પાપીને એના પાપમાં જ તરફડવું પડે છે...આપણી યોજના ઘણી ઉત્તમ છે..."

" પણ આપણે નાસીને જશું ક્યાં ? એ જો પોતાની મેલી વિદ્યાનો ઉપયોગ કરીને આપણને હેરાન કરશે તો ભારે ઉપાધિ થશે.

" ગુરુદેવ, આપ ચિંતા ન કરો...મે જોયું છે...આપણી નદીમાં

નાનાં વહાણો ચાલે છે આવતી કાલે મધ્યાહ્ન પછી હું એક વહાણનો બંદોબસ્ત કરી આવીશ...આપણે બધા અહીંથી છટકીને સીધા વહાણમાં બેસી જઈશું. અને દૂર દૂર નીકળી જઈશું. પ્રાણ બચશે તો બધું પામી શકીશું...આપ મારા પર વિશ્વાસ રાખજો...જરાયે નિરાશ થશો નહિ." વીર વિક્રમે કહ્યું.

ત્યાર પછી વૃક્ષના આગમનની રાહ ન જોતાં બંને પોતપોતાની શૈય્યામા ચાલ્યા ગયા.

ચૌદશની સંધ્યા થઈ.

વિક્રમાદિત્ય છાસઠ લાલ કરેણની માળાઓનો મોટો ટોપલો લઈને આવી ગયો. તેણે નદી કિનારે જઈને બે સારાં વહાણો પણ નક્કી કરી રાખ્યાં હતાં, અને મધ્યરાત્રિ પછી પ્રવાસે ઊપડવાનું છે એ પ્રકારની સૂચના પણ વહાણના માલિકને આપી દીધી હતી. માત્ર બબ્બે રૌપ્યમુદ્રાઓનું ભાડું હોવા છતાં વિક્રમે બંને વહાણના સંચાલકોને એક એક સુવર્ણમુદ્રા આપી હતી. આથી વહાણના સંચાલકો ભારે હર્ષમાં આવી ગયા હતા.

ઉમાદે આજ સવારથી જ ભારે કાર્યમાં ગૂંથાઈ ગઈ હતી અને મધ્યાહ્ન સુધીમાં તેણે ઉત્તમ પ્રકારનાં દ્રવ્યોવાળા મોદક તૈયાર કરી નાખ્યા હતા.

ત્યાર પછી પરસાળમાંથી બધા વિદ્યાર્થીઓને ઘરના જુદા જુદા ખંડમાં એક રાત પૂરતું રહેવાનું જણાવી પરસાળ સ્વચ્છ કરી અને ધૂળ–ગોબરના પાંસઠ કૂંડાળાં પણ તૈયાર કરી નાખ્યાં. ચોસઠ વિદ્યાર્થીઓનાં કૂંડાળાં ફરતા ગોઠવ્યાં હતાં અને વચ્ચે એક છેડે પોતાના સ્વામીનું કૂંડાળું ગોઠવ્યું હતું અને બીજે છેડે વચમાં પોતાનું આસન મૂક્યું હતું. પોતાના આસન સામે એક બાજઠ મૂકી તે પર અડદના બાજઠનો એક થાળ, ધૂપ, દીપ વગેરે મૂકી રાખ્યાં.

આજ ઉમાદેના હર્ષનો પાર નહોતો. એક સાથે પાંસઠ નર-

બલિ આપીને તે આજ પોતાની માનતા પૂરી કરવાની હતી...સાથે સાથે યૌવન મસ્તી માણવા ખાતર પોતાના સ્વામીનુ સઘળુ ધન ઉઠાવીને પોતાના મનગમતા યાર પાસે વિદાય થવાની હતી. તેના મનમાં વલ્લભ નામના નવા શિષ્યને ભોગવવાનો વિચાર આવ્યો હતો : અને જો આ વિચાર ચાર દિવસ પહેલાં આવ્યો હોત તો ચોસઠમા પુરુષની અન્ય કોઈ વ્યવસ્થા કરી શકત પરંતુ ઘણું મોડુ થઈ ગયુ હતુ... મનમાં જાગેલી આશાને મનમાં જ દબાવી દેવી પડે તેમ હતુ.

રાત્રિનો પ્રારંભ થઈ ગયો.

ઉમાદેએ ત્રણ મંગાળ પર દાળ, શાક ને ભાતનાં તપેલાં ચડાવી દીધાં. આ કાર્યમાં પંડિતજીએ મદદ કરવા અંગે કહેલુ પણ ઉમાદેએ ઉત્તર આપેલો, "સ્વામી, આપને શ્રમ આપીને હું મારી પૂર્ણાહુતિનો પ્રસંગ ઊજવવા નથી ઇચ્છતી. મારુ કાર્ય પતી ગયુ છે...રસોઈ માત્ર ત્રણ ઘટિકામાં પૂરી થઈ જશે"

એમ જ થયુ, બીજા પ્રહરની ત્રણેક ઘટિકાઓ વીત્યા પછી ઉમાદેએ ચોસઠ વિદ્યાર્થીઓ અને પોતાના પતિને મંડપમાં બેસાડ્યા-ત્યાર પછી તે વસ્ત્રપરિવર્તન કરવા પોતાના ખંડમાં ગઈ.

નક્કી કરેલી યોજના પ્રમાણે વીર વિક્રમ ઉમાદેના આસનની પાછળ આવેલા ખંડમાં બેસી ગયો હતો અને જ્યારે ઉમાદે વસ્ત્ર-પરિવર્તન કરવા ગઈ ત્યારે પંડિતજીએ બધા શિષ્યોને કહ્યું : મારા પ્રિય શિષ્ય રત્નો, તમારે સહુએ મૌન ભાવે બધું જોયા કરવાનુ છે અને હું મંડપનો ત્યાગ કરું એટલે તમારે સહુએ મંડપમાંથી ઊભા થઈને મારી પાછળ આવવાનું છે..."

બધા વિદ્યાર્થીઓએ મસ્તક નમાવીને હા જણાવી.

થોડી જ વારમાં ઉમાદે આવી ગઈ. તેણે દરેકને કંકુનો ચાંદલો કર્યો અને કરેણની એક એક માળા પહેરાવી. દરેકની સામે થાળ મૂકી તેમાં મોદક, શાક, ભાત, દાળના વાટકા વગેરે મૂકી દીધું.

રાત્રિનો બીજો પ્રહર પૂરો થવાને હજી એક ઘટિકા બાકી હતી એટલે તે બોલી : સ્વામીનાથ અને છાત્રગણો, આજ મારા વ્રતની પૂર્ણાહુતિ છે. હવે હુ મારા આ ધર્મદંડ સાથે મારા આસન પર બેસીને વ્રતની પૂર્ણાહુતિ નિમિત્તે આરાધના કરૂ છું ..હું આરાધના પૂરી કરીને આ દંડ ઊંચો કરુ ત્યારે આપ સહુ ભોજન કરજો...ત્યા સુધી શાંત ભાવે બેસી રહેવાની મારા પર કૃપા કરજો ”

આ પ્રમાણે સૂચના આપીને ઉમાદે પોતાના આસન પર સર્વરસ નામનો દંડ લઈ ને બેસી ગઈ. તેણે આ ચમત્કારિક દંડ પોતાની બાજુમાં નીચે મૂક્યો અને કરેણની માળા ધારણ કરી ..ત્યાર પછી નેત્રો બંધ કરીને તેણે ચોસઠ જોગણી અને બાવન વીરને બોલાવવા માટે આરાધના શરૂ કરી.

એક તરફ ધૂપદાનમાંથી ધૂમ્ર સેર ભભકી રહી હતી. બીજી તરફ દીપકનો પ્રકાશ પથરાઈ રહ્યો હતો. ફળિયામાં પણ એક દીપમાલિકા પ્રગટાવીને ઓથે રાખી હતી.

વીર વિક્રમને આ પળ યોગ્ય લાગી એટલે તે તરત પોતાના મંડપમાં જઈ ઊભો થયો અને ઉમાદે પાસે પડેલા સર્વરસ નામનો દંડ ઉઠાવીને પંડિતજીને નાસવાનો ઇશારો કર્યો.

તરત પંડિતજી અને બીજા ત્રેંસઠ વિદ્યાર્થીઓ ઊભા થઈ ગયા અને સહુ નાસવા માંડ્યા.

વીર વિક્રમે પોતાનો થેલો ફળિમાં જ મૂકી રાખ્યો હતો ને તેણે ખભે ભરાવી લીધો અને સહુ ભવન બહાર નીકળીને નદી કિનારા તરફ દોડવા માંડ્યા.

ઉમાદેની આંખો ઊઘડી ગઈ હતી અને આ એકાએક શું થયું તે જોઈ ને વિચારમગ્ન બની ગઇ હતી...તેણે પોતાનો દંડ લેવા હાથ પસાર્યો પણ સર્વરસ નામનો ચમત્કારિક દંડ ત્યાં હતો જ નહિ. આથી તેનું હયું ભારે વ્યથિત બની ગયું...અને તે પોતાનાં આસન પરથી

ઊભી થાય તે પહેલા જ ચોસઠ જોગણીઓ અને બાવન વીર આવી પહોંચ્યાં.

ઉમાદેને એકલી જોઇને ક્ષેત્રપાળ ભારે રોષમાં ભરાઈ ગયો અને લાલચોળ નેત્રો વડે ઉમાદે સામે જોઈને બોલ્યો : "દુષ્ટા, તેં અમારું ઘોર અપમાન કર્યું છે ..હવે તું જ અમારું બલિ થા..."

ઉમાદે બે હાથ જોડીને કરગરીને કંઈ પ્રાર્થના કરવા જાય તે પહેલાં જ વીર ક્ષેત્રપાળે પોતાની દૈવી શક્તિ વડે તેની કાયાનુ સઘળુ રક્ત શોષી લીધું અને ઉમાદે વળતી જ પળે પ્રાણહીન બનીને ત્યાં ને ત્યા પડી ગઇ.

બાવન વીરો અને ચોસઠ જોગણીઓ અદૃશ્ય થઈ ગયા.

આ તરફ વીર વિક્રમ બધાને લઈને ઘાટ પર પહોંચી ગયો. સહુને ભય હતો કે મેલી વિદ્યાવાળી ઉમાદે પાછળ પડીને બધાનો પ્રાણ લઈ લેશે.

આથી ત્યાં ઊભેલાં બને વહાણોમાં બધા ઝડપભેર ગોઠવાઇ ગયા. અને થોડી જ વારમાં બને વહાણો ગતિમાન થયાં.

વીર વિક્રમને સર્વરસ દંડની ચમત્કારિક શક્તિનું સ્મરણ થયુ અને તેણે મનમાં સંકલ્પ કરીને ત્રણવાર દંડને જળમાં પછાડ્યો... વિક્રમે મનમાં એવો સંકલ્પ કર્યો હતો કે સોએક કોસ દૂર આવેલા કોઈ પણ નગરના ઘાટે અમારે પહોંચવું છે.

અને આ સંકલ્પ ચમત્કારિક રીતે સાકાર બની ગયો બને વહાણોની ગતિ વંટોળિયા જેવી થઈ ગઈ. બંને વહાણોનાં ચાલકો ભારે આશ્ચર્યમાં પડી ગયા અને મૂંઝવણ અનુભવવા માંડયા...માત્ર અર્ધઘટિકામાં બને વહાણો શ્રીપુર નામના નગરના ગોંદરે આવેલી આ નદીના એક ઘાટ પાસે ઊભાં રહી ગયાં.

વહાણનો મુખ્ય ચાલક દોડતો પંડિતજી પાસે આવ્યો અને બોલ્યો: "મહારાજ, કોઈને ઈજા તો નથી થઈને?"

પંડિતજીએ કહ્યું : " ના ભાઈ પણ આપણે આવ્યા ક્યાં ? "

" મહારાજ, કોઈ ભયંકર વાવાઝોડામાં આપણાં બેય વહાણો સપડાઈ ગયાં હતાં..ક્યાં આવ્યા છીએ એ તો અમે ય નથી જાણતા પણ આ ઘાટ ઉપરથી કોઈ સારું એવું નગર આટલામાં હોય એમ કલ્પી શકાય છે. આપનાં જેવા ધર્માત્મા બેઠા હતા એટલે અમારાં વહાણો પણ આબાદ બચી ગયાં...જો કોઈ કિનારે કે ભાઠામાં અથડાયાં હોત તો ભારે હોનારત થઈ જાત "

પંડિતજીએ બાજુમાં બેઠેલાં વીર વિક્રમ સામે જોઈને કહ્યું : " વલ્લભ આપણે મોતના પંજામાંથી બચી ગયા છીએ...હવે કઈ તરફ આગળ વધવું છે ? "

વિક્રમ તો બધું સમજી ગયો હતો. સર્વરસ દંડનો જ આ ચમત્કાર હતો. તે બોલ્યો, " ગુરુદેવ. હવે ભયનું કોઈ કારણ નથી જણાયું ...પ્રાતઃકાળનું અજવાળું થાય એટલે આપણે બધા આ ઘાટ પર ઊતરી જશું."

એમ જ થયું.

પ્રાતઃકાળનો મધુર પ્રકાશ ફેલાયો એટલે પાંસઠે જણા નીચે ઊતરી ગયા અને વીર વિક્રમે બંને વહાણોને વિદાય થવાનું જણાવી દીધું.

પંડિતજીએ કહ્યું : " અર્ધકોસ દૂર કોઈ નગરી હોય એમ કલ્પી શકાય છે."

" હા ગુરુદેવ ..આપણે એ તરફ જ પ્રયાણ કરીએ " કહી વીર વિક્રમે પોતાનો થેલો ખભા પર લટકાવ્યો. એ થેલામાં સર્વરસદંડ પણ મૂકી દીધો હતો.

પંડિતજી પોતાના ચોસઠ શિષ્યો સાથે નગરી તરફ આગળ વધ્યા. ઉષાનો પ્રકાશ હવે સ્પષ્ટ થઈ ગયો હતો. નગરી બહુ દૂર નહોતી ..પણ પ્રભાતના ધૂંધળા પ્રકાશમાં જરા દૂર હોવાનો ભાસ થતો હતો.

થોડે દૂર જતાં જ એક રમ્ય અને સુંદર ઉપવન આવ્યુ. એ જોઈને વીર વિક્રમે કહ્યું: " ગુરુદેવ, આ ઉપવન અતિ મનોહર લાગે છે. આપણે બધાં અહીં જ વિશ્રામ કરીએ. આપ સહુ પ્રાતઃકાર્ય આટોપો તે દરમ્યાન હું નગરીમાં જઈને તપાસ કરી આવું. રસોઈ માટેની સામગ્રી લેતો આવું અથવા ઉત્તમ મિષ્ટાન્ન લેતો આવુ.

" તો પછી બે જણને સાથે લઈ લે ને .."

" નગરી વિશાળ લાગે છે...ત્યાંથી મજૂરો મળી જશે."

" પણ આપણે ભયના માર્યા નીકળ્યા છીએ એટલે કશું સાથે તો લીધુ નથી "

" મારી પાસે થોડી સુવર્ણમુદ્રાઓ છે ..આપ નિરાંતે પ્રાતઃકાર્ય પતાવો." વીર વિક્રમે કહ્યુ.

ગુરુદેવ અને અન્ય વિદ્યાર્થીઓ પોતાના પ્રાણદાતા સામે આભાર ભરી નજરે જોઇ રહ્યા.

વીર વિક્રમ પોતાના થેલા સાથે નગરી તરફ વિદાય થયો. આસ-પાસ તે નજર કરતો હતો ..પરંતુ કોઇ માનવી દેખાતુ નહોતુ. તેના મનમા થયુ ...સૂર્યોદય થયો છે...શુ નગરીના માણસો જાગૃત થઇને બહાર નહિ આવ્યા હોય?

અને તે નગરીના તોરણદ્વારમાં દાખલ થયો...કોઈ રક્ષકો ઊભા નહોતા માનવ નામનુ કોઈ પ્રાણી કેમ દેખાતુ નથી?

આવી સુદર અને વિશાળ નગરી માનવહીન જોઈને વીર વિક્રમને ભારે આશ્ચર્ય થયુ ...આમ કેમ બન્યુ હશે? પૂછવુ કોને? રસોઇની સામગ્રી કોની પાસેથી પ્રાપ્ત કરવી?

કોઈ માનવી દેખાય તો આ નગરીનું નામ શું? નગરીનો રાજા કોણ? નગરીમાં માણસો શા માટે નથી? શુ કોઈ રાજાનુ આક્રમણ થયુ છે?" શુ કોઈ રોગ કે વિપત્તિ આવી પડી છે? વગેરે પૂછી શકાય.

વીર વિક્રમ ચાલવા જ માંડ્યો.. ચાલતાં ચાલતાં તે છેક રાજ-

ભવન પાસે પહોંચી ગયો...રાજભવનના દ્વાર પર પણ કોઈ રક્ષકો નહોતા...તે અંદર દાખલ થયો...કદાચ કોઈ માનવી રાજભવનમાં મળી જાય એવી આશા સાથે.

પણ રાજભવનનું મુખ્ય દ્વાર ખુલ્લું હતું...વીર વિક્રમ વિરાટ ભવનમાં દાખલ થયો અને તેણે બૂમ મારી: "અરે કોઈ અંદર છે?"

કશો ઉત્તર ન મળ્યો...એટલે તે ઉપરની ભૂમિ પર ગયો ..ત્યાં પણ એવી જ શાંતિ! અને બધા ખંડોનાં દ્વાર ખુલ્લાં!

કુતૂહલને વશ થયેલો વિક્રમ તપાસ કરતો કરતો પાંચમી ભૂમિએ પહોચ્યો...ત્યાં તેની નજર એક બંધ કરેલા ખંડ તરફ ગઈ..એ ખંડને બહારથી સાંકળ મારી હતી...વીર વિક્રમે સાંકળ ખોલી... કમાડને ધક્કો માર્યો ..કમાડ ખુલ્લી ગયું ..અંદર નજર જતાં જ તે ચમક્યો!

## ૨૩ : : વજ્રદંડ!

કમાડ ખૂલતાં જ વીર વિક્રમે જોયું...ખંડના એક ખૂણામાં વિશાળ પલંગ પડયો છે ..એ પલંગ પરથી એક ષોડશી રૂપવતી નવયૌવના ભયભીત બનીને નીચે ઊતરી રહી છે ..ખંડ વિશાળ છે .. પલંગ પણ સુવર્ણનો રત્નજડિત છે...આમ કેમ? આવા વિશાળ ભવનમાં આ નવયૌવના એકલી કેમ હશે?

વીર વિક્રમ અંદર દાખલ થયો અને ભયભીત મૃગનયની સામે જોઈને બોલ્યો : "આ નગરી માનવ શૂન્ય કેમ છે? આ રાજભવનમાં તમે એકલાં કેમ છો? તમને કોણે આ ખંડમાં પૂરી રાખ્યાં છે?"

એક નવજવાન પ્રિયદર્શન પુરુષને જોઇને બાળાના વદન પરની ભયભરી રેખાઓ હળવી થઈ ગઈ અને તે બોલી: "હે નરોત્તમ, આપ સત્વર અહીથી ચાલ્યા જાઓ...નહિ તો દુષ્ટ રાક્ષસ આવીને આપને મારી નાખશે. પરદેશી જુવાન, આ નગરીનુ નામ શ્રીપુરનગર છે...આ નગરીના રાજા વિજયસેન છે અને હુ તેમની એકની એક પુત્રી ચદ્રાવતી છુ. મારા કોઈ કર્મદોષે એક રાક્ષસ મારા રૂપમા પાગલ બની ગયો. તેણે મારી સાથે લગ્નની માગણી કરી ..અને આ નગરીમાંથી તમામ પ્રજાજનોને તગડી મૂકયા. મારાં માતાપિતાને પણ ભગાડી મૂક્યાં.. અને મોતનો ભય કોને સતાવતો નથી? રાક્ષસના ભયથી સમગ્ર નગરી ખાલી થઈ ..મનુષ્યો ન રહ્યાં. પણ શ્વાન, અશ્વો, ગાયો વગેરે પ્રાણીઓ પણ નાસી ગયાં. એ રાક્ષસે મને આ ખડમાં પૂરી રાખી છે...તેણે મને એક માસનો સમય આપ્યો હતો...જો આવતી કાલે હું તેની સાથે લગ્ન નહિ કરુ તો તે મારા પર બળાત્કાર કરશે અથવા મને મારી નાખશે ..આપ કૃપા કરીને ચાલ્યા જાઓ... કારણ કે રાક્ષસને આવવાનો સમય થઈ ગયો છે."

"રાજકન્યા, તુ જરાયે ભય ન પામીશ...આવતી કાલ માટે તે શું વિચાર કર્યો છે?"

"અત્યાચારી કે દુષ્ટની ઇચ્છાને તાબે થવા કરતાં મોત વધારે મધુર હોય છે હુ આવતી કાલે સવારે આત્મહત્યા કરીશ..."

"એવી કોઈ જરૂર નથી... તુ મને એક વાત બતાવી શકીશ?"

"પૂછો!"

"એ રાક્ષસના મૃત્યુનો ભેદ તુ જાણી શકી છે?"

"હા...રાક્ષસે જ મને કહ્યું હતું ..એની પાસે અનંત શક્તિવાળો એક વજ્રદડ છે. તે અહિ આવીને સામેના આસન પર બેસી જશે અને અસુર દેવની પ્રાર્થના કરશે. એ વખતે રાક્ષસ પોતાનો દડ નીચે મૂકી રાખે છે. જો કોઈ માનવી એ દડ ઉઠાવી લે તો જ એને જીતી શકે...અથવા મારી શકે."

"તો તું સાવ નિશ્ચિંત બની જા...હું એ દુષ્ટને બરાબર શિક્ષા કરીશ...',

રાજકન્યા કંઈ ઉત્તર આપે તે પહેલાં જ દૂરથી આવતુ એક અટ્ટહાસ્ય સંભળાયુ ...રાજકન્યા તરત બોલી ઊઠી..."આપ પલંગ નીચે છુપાઈ જાઓ...તે દુષ્ટ આવી રહ્યો છે."

વિક્રમ પલગ નીચે છુપાઈ ગયો ..પોતાનો થેલો પણ તેણે સંભાળપૂર્વક મુકી દીધો.

એજ વખતે દ્વારમાં રાક્ષસ દાખલ થયો અને બોલ્યો : "દ્વાર કોણે ખોલ્યું છે ?"

"અહી આવવાની હિંમત કોણ કરી શકે એમ છે ? આજ સવારે તું પ્રાત : કાર્ય અર્થે બહાર ગયો ત્યારે જ તેં દ્વાર ખુલ્લું રાખ્યુ હતું..."

રાક્ષસે એકવાર માથું ધુમાવ્યું ..પછી કહ્યું : "મને આ ખડમાં માણસની ગધ આવે છે...ક્યાં છે મારો શિકાર : જલદી બોલ."

ચદ્રાવતી ખડખડાટ હસી પડી અને હસતાં હસતાં બોલી :"તે માત્ર કાયા જ ખડકી જાણી છે ..તારામાં બુદ્ધિનો પૂરતો અભાવ લાગે છે...આ ખંડમાં હુ જ માણસ છુ ..તારે શિકાર કરવો હોય તો મારો કરી લે .."

"ઓહ ! તારો શિકાર તો આવતી કાલે કરીશ...કાયાનો નહિ તારા રૂપ યૌવનનો, યાદ રાખજે તારે અતિમ નિર્ણય કરવાનો આજ છેલ્લો દિવસ છે."

આ પ્રમાણ કહીને રાક્ષસ અસુર દેવની આરાધના અર્થે પોતાના આસન પર બેઠો. તેના હાથમાંનો વજ્રદંડ તેણે બાજુમાં મૂકી દીધો... અને આંખો બંધ કરી કંઈક ગણગણાટ શરૂ કર્યો.

વીર વિક્રમ આ તકને જતી કરે એવો તો હતો જ નહિ... તેણે તરત પલંગ નીચેથી બહાર આવીને વળતી જ પળે રાક્ષસનો

વજ્રદંડ ઉઠાવી લીધો અને પ્રચંડ સ્વરે કહ્યું : "ઓ દુષ્ટ, ઉભો થા. એક નિર્દોષ કન્યા પર તારી તાકાતનો પ્રભાવ દેખાડનારા કાયર... મારી સામે નજર કરી .."

રાક્ષસની આરાધના વેરણ છેરણ થઈ ગઈ—તેણે વીર વિક્રમ સામે જોયું...વીર વિક્રમના હાથમાં પોતાનો વજ્રદંડ જોઈને તે પળ માટે ધ્રૂજી ગયો ..પણ તરત બોલ્યો : "ઓહ, મોતની મિજબાની માણવા આવ્યો લાગે છે ! મને દેખાય છે તારા ઘરમાં તારા માટે કોઈ આંસુ સારનાર નહિ હોય !" આમ કહીને રાક્ષસ ઊભો થયો.

વીર વિક્રમે કહ્યું : "ઓ નરાધમ, હું આવ્યો છુ તારા મોતની મિજબાની માણવા . હું એક ક્ષત્રિય છું...પડકાર કર્યા વગર કોઈ પર ઘા નથી કરતો. આવ...મેદાનમાં અને યુદ્ધ માટે તૈયાર થઈ જા."

આ શબ્દો સાંભળીને રાક્ષસ ખડખડાટ હસી પડ્યો અને બોલ્યો: "શાબાશ ! માંકડને પણ મૂછો આવતી લાગે છે ! અલ્યા, મારો દંડ મને પાછો આપીને ચાલતો થઈ જા ..નહિ તો હું તને રમત માત્રમાં ચોળીને ગટગટાવી જઈશ."

"યુદ્ધ માટે તૈયાર થઈ જા.." કહી વીર વિક્રમે પોતાના હાથમાંના વજ્રદંડને ઘુમાવ્યો.

રાક્ષસ ભયથી કંપી ઊઠ્યો...તેણે વિકરાળ રૂપ ધારણ કર્યું... વીર વિક્રમ ખડખડાટ હસી પડ્યો...તેને વજ્રદંડની શક્તિનો કોઈ ખ્યાલ નહોતો ..છતાં વજ્રદંડ એકવાર ધરતી પર પછાડ્યો...અને રાક્ષસની છાતી થડકવા માંડી ..વીર વિક્રમની મુશ્કેલી એ હતી કે તેની પાસે કોઈ શસ્ત્ર હતુ નહિ ..પરદેશીની આ મુશ્કેલી રાજકન્યા સમજી ગઈ અને આવતી કાલે સવારે આત્મહત્યા અર્થે છુપાવીને રાખેલી તલવાર ગાદલા નીચેથી કાઢીને વીર વિક્રમ તરફ ઉછાળી...વીર વિક્રમે તલવાર ઉઠાવી લીધી...એક હાથમા વજ્રદંડ ને બીજા હાથમાં તલવાર.. !

રાક્ષસે પણ પોતાની માયા વડે એક તલવાર ધારણ કરી. તે

-હુંકાર કરતો બોલ્યો : " અલ્યા અભીમાની છોકરા ..તું કોઈ નવતર લાગે છે ..તારે ઘરબાર લાગતાં નથી...નહિ તો મારા જેવા એક માયાવી રાક્ષસ વીર સામે તલવાર ઊંચકવા તૈયાર ન થાય."

" ઓ દુષ્ટ, કાયર, પાપી અને અબળા પર જુલમ ગુજારનાર જુલમગાર...હું કોણ છું એની તને ખબર નથી લાગતી...હું અવંતિનો વિક્રમાદિત્ય છું...ખર્પરક જેવા દેવી રક્ષિત ચોરને મેં મારી નાખ્યો છે...અસુરો અને વ્યંતર દેવોમાં શ્રેષ્ઠ ગણાતા અગ્નિવૈતાલ જેવા એક સમર્થ વીરને હરાવીને મેં તેને મારો મિત્ર બનાવ્યો છે .. આજ હું તારો કાળ બનીને આવ્યો છું. વિવાદ કરવા કરતાં મારા યુદ્ધ લલકારને ઝીલી લે .." કહી વીર વિક્રમે તલવાર ઉત્તોલિત કરી.

બંને વચ્ચે સંગ્રામ છેડાઈ ગયો. રાક્ષસ કોઇ પણ ભોગે પોતાનો વજ્રદંડ લઈ લેવા માગતો હતો ..તે જાણતો હતો કે, જો વજ્રદંડ માથા પર પડશે તો તત્કાળ મોત થશે.

રાક્ષસના મસ્તક પર વજ્રદંડ મારવો જોઈએ એવી માહિતી વિક્રમ પાસે નહોતી એથી તેણે રાક્ષસના આઘાતથી બચવા માટે વિવિધ ચાલ ખેલવા માંડી.

રાજકન્યા ચંદ્રાવતી રાક્ષસ અને માનવીનું ઉગ્રયુદ્ધ નિહાળી રહી હતી. તેના મનમાં થતું કે, આવા વિશાળ કાય રાક્ષસને એક માનવી કેવી રીતે પરાસ્ત કરી શકશે? વળી રાક્ષસ વિવિધ પ્રકારનાં રૂપો ધારણ કરતો હતો અને માયાથી વિવિધ પ્રકારનાં શસ્ત્રો પણ ફેંકતો હતો. પરંતુ વિક્રમની ચપળતા દાદ માગે તેવી હતી ..લગભગ એક ઘટિકા પર્યંત વિક્રમે પોતાનો બચાવ બરાબર કર્યો...રાક્ષસ પણ ગમે તે ભોગે વિક્રમનો નાશ કરવા માગતો હતો...અને તેણે એક ભયંકર ચાલ ખેલી 'ત્રિ મને પીસી નાખવા ખાતર રાક્ષસે તેના પર કૂદકો માર્યો. સાવધ વિક્રમાદિત્ય એ જ પળે દૂર ખસી ગયો અને રાક્ષસ ખંડની ધરતી પર પટકાયો. એ જ સમયે વિક્રમે તલવારના બદલે વજ્રદંડ ઊંચકીને

રાક્ષસના મસ્તક પર ફટકાર્યો .. અને વળતી જ પળે એક કરુણ ચિત્કાર સાથે રાક્ષસ પ્રાણહીન બની ગયો.

વીર વિક્રમે પોતાના કપાળ પર બાઝેલાં પ્રસ્વેદ બિંદુઓ ધોતીના છેડા વડે લૂછી નાખ્યા.

રાક્ષસનું મૃત્યુ થયેલુ જોઈ રાજકન્યા ભારે હર્ષઘેલી બની ગઈ. તે બોલી ઊઠી : "સ્વામી...!"

વિક્રમ આ શબ્દથી ચમકી ઊઠયો અને રાજકન્યા સામે જોઈ રહ્યો.

રાજકન્યાએ કહ્યું : "મહારાજ, મે મનથી સંકલ્પ કર્યો હતો કે જે વીરપુરુષ મને રાક્ષસના પંજામાંથી મુક્ત કરશે તે વીર પુરુષને ચરણે હું મારું સમર્પણ કરીશ...આજે આપે મને મુક્ત કરી છે... આપ મારા સ્વામી છો."

વિક્રમે કહ્યુ : "ચંદ્રાવતી...આ તે શું કર્યું ? મારા ભવનમાં ઘણી રાણીઓ છે અને હું મારા જીવનને હંમેશ હોડમાં મૂકતો રહુ છુ"

ચંદ્રાવતી પ્રસન્ન નજરે વીર વિક્રમ સામે જોઈ રહી.

વીર વિક્રમે કહ્યું : "તારાં માતાપિતા ક્યાં છે ?"

"અહીંથી દશ કોસ દૂરના સારસ્વતપુર નામના એક ગામમા છે..."

વીર વિક્રમે તરત પોતાના મિત્રનુ સ્મરણ કર્યું ...

વળતી જ પળે અગ્નિવૈતાલ હાજર થયો અને બોલ્યો : "શી આજ્ઞા છે મહારાજ ?"

વીર વિક્રમે કહ્યુ . "મિત્ર, આ તરફ નજર કર .."

અગ્નિવૈતાલે રાક્ષસના નિર્જીવ દેહ સામે નજર કરી અને કહ્યું : "મહારાજ, આપે મહાન ઉપકાર કર્યો છે. આ રાક્ષસને હું ઓળખુ છું કાળદંડ નામનો આ અસુર ઘણો જ ક્રૂર અને નિર્દય હતો... વજ્રદંડ પ્રાપ્ત કરીને તો તે દેવતાઓને પણ ગભરાવતો હતો...અને

સુંદર નવયૌવનાઓને પોતાના પંજામાં સપડાવી...તેનું રૂપ યૌવન માત્ર થોડા જ દિવસોમાં નષ્ટ કરી નાખતો હતો. ખરેખર, મહારાજ આપે માનવજાત પર મોટો ઉપકાર કર્યો છે ..હું આપને ધન્યવાદ આપ્યા વગર રહી શકતો નથી."

"મિત્ર, ખરુ કહુ તો મને તારી જ પ્રેરણા બળ આપતી હોય છે. હવે તારે એક કાર્ય કરવાનુ છે...રાજકન્યાનાં માતાપિતા અને દાસદાસીઓ વગેરે અહીથી દસકોસ દૂરના એક સારસ્વતપુર નામના ગામમા છે એ સિવાય નગરીમાં વસતા પ્રજાજનો પણ આસપાસનાં ગામડાંઓમાં ચાલ્યા ગયા છે ..નગરી સાવ શૂન્ય છે...તુ આ રાજ-કન્યાના પરિવારને અહી લઈ આવ, ત્યાર પછી રાજાના માણસો પ્રજાજનોને સદેશો પહોચાડી દેશે."

"મહારાજ...આપની આજ્ઞાનો અમલ હમણાં જ કરું છુ. પરંતુ આપ જે કાર્ય અર્થે નીકળ્યા હતા તે કાર્યમાં કઇ પ્રગતિ..."

"હા મિત્ર, બે દંડ મળી ગયા છે અને હવે ત્રણ દડ મળવાની આશા જરૂર ફળીભૂત થશે એમ લાગે છે."

અગ્નિવૈતાલ તત્કાળ અદ્રશ્ય થઈ ગયો.

વીર વિક્રમે રાજકન્યા સામે જોઇને કહ્યું : "ચંદ્રાવતી, તારાં માતાપિતા થોડી જ વારમાં આવી જશે. એ દરમ્યાન મારી હું રાહ જોઈ રહેલા મારા સાથીઓને અહી લઈ આવું...રાજનું અતિથિગૃહ કઈ તરફ છે ?"

"મહારાજ, આપ આપના સાથીઓ સાથે રાજભવનમાં પધારો. પણ હુ એકલી અહી કેવી રીતે રહી શકીશ ?"

વિક્રમે આછા હાસ્ય સહિત કહ્યું: "ચદ્રાવતી, હવે રાક્ષસ જીવતો નહિ થાય...ભય રાખીશ નહિ."

"સ્વામી..."

"ચિંતાનું કોંઈ કારણુ નથી...હું આવીશ તે પહેલાં તો તારાં

માતાપિતા અહીં હાજર થઈ જશે." કહી વિક્રમ બે દંડ અને થેલા સહિત વિદાય થયો. ઉપવનમાં પંડિત સોમશર્મા અને તેના ત્રેસઠ શિષ્યો પ્રાતઃકાર્ય પતાવીને વિક્રમની વાટ જોતા બેઠા હતા.

વીર વિક્રમને ખાલી હાથે આવતો જોઈ પંડિતજી ઊભા થઈ ગયા અને સામે આવતા બોલ્યા : "કેમ ભાઈ, શું થયું ?"

વિક્રમે કહ્યું : "ગુરુદેવ, નગરી સાવ શૂન્ય છે...છતાં સ્થાન મળી ગયું છે...આપ સહુ મારી સાથે નગરીમાં આવો ..હું થોડી જ વારમા સ્નાનાદિથી નિવૃત થઈ આવી જઉં છું."

એમ જ થયું.

બધા જ્યારે રાજભવનના વિશાળ અતિથિ ગૃહમાં આવ્યા ત્યારે અગ્નિવૈતાલ રાજકન્યાના પરિવારને પોતાની દૈવી શક્તિ વડે લઇ આવ્યો હતો, અને તે વિક્રમની વાટ જોતો બહાર ઊભો હતો.

વીર વિક્રમ અતિથિવાસમાં આવ્યો કે તરત વૈતાલ તેને મળ્યો અને બોલ્યો : "મહારાજ, રાજકન્યાનો પરિવાર આવી ગયો છે... દાસદાસીઓ પણ આવી ગયાં છે...એકાદ સપ્તાહમાં આ નગરી હતી તેવી બની જશે. હવે બીજી કોઈ આજ્ઞા હોય તો..."

"આજ તને મારી ભાભીનો ભય નથી લાગતો કેમ ?"

"હા મહારાજ હમણાં તો વિયોગના અગ્નિકુંડ પાસે જ બેઠો છું ...ચારેક દિવસ પહેલાં તે પોતાના પિયર ગઈ છે...હજી એકાદ મહિનો ત્યાં રોકાશે.'

"મિત્ર, તારા વિયોગરૂપ દર્દમાં હું મારી સહાનુભૂતિ દર્શાવું છું ..."

તમારી સહાનુભૂતિથી મને શાંતિ વળશે...પણ તમે જ્યાં જાઓ ત્યાં મિલનની એકાદ કવિતા રચાયેલી જ હોય !"

"શું કરું ? રાજકન્યા ચંદ્રાવતી પણ અભિગ્રહ કરીને બેઠી છે...હવે મિત્ર, તું એક કામ કર...પંડિતજીની પત્ની ઉમાદે શું

કરે છે? તે જોઈ આવ અને અમે બધા ક્ષુધાતુર થયા છીએ ..આ નગરી તો શૂન્ય જેવી છે એટલે અહીંથી કશુ મળી શકશે નહિ."

"આપ નિશ્ચિંત રહો...સોપારક નગરીની જ મીઠાઈ લઈ આવુ છુ." કહી વૈતાલ ચાલ્યો ગયો.

પંડિતજી આ વાત સાંભળીને અવાક બની ગયા હતા. આ વલ્લભ કોઈ મહાન માણસ લાગે છે! તેઓએ વીર વિક્રમ સામે જોઈને કહ્યું :

"આપનો પરિચય કંઈક..."

વચ્ચે જ વીર વિક્રમે કહ્યું . "આપ જાણો છો એથી જુદો જ છે. હું અવંતિનો રાજા વિક્રમાદિત્ય છુ અને એક મહત્વના કાર્ય નિમિત્તે આપને ત્યા આવ્યો હતો."

"આપ પોતે વિક્રમાદિત્ય? મહારાજ, આપની પ્રશંસા તો ચારે દિશાએ પ્રસરી રહી છે...મને ક્ષમા કરજો...મેં તો આપને એક સામાન્ય .."

વચ્ચે જ વિક્રમે કહ્યું ; " પંડિતજી, ક્ષોભ રાખવાનું કોઈ કારણ નથી. હું તો આપ સમા વિદ્વાનોની ચરણની રજ સમાન છું. આપ ...અહી થોડી વાર આરામ કરો...હું જરા અહીંના મહારાજને મળી આવું .."

પણ વિક્રમ ખંડ બહાર નીકળે તે પહેલા જ આ નગરીના રાજા, રાણી અને તેની કન્યા ચંદ્રાવતી આવી પહોંચ્યાં.

રાજા વિજયસેને અવંતિનાથ વિક્રમાદિત્યનો હાર્દિક આભાર માન્યો અને આવા રાક્ષસનો અંત આણવા બદલ રાણીએ પણ આભાર માન્યો

ત્યાર પછી આ નગરીની અવદશા અંગેની ચર્ચા નિકળી .. અને થોડીવારની ચર્ચા પછી રાજા વિજયસેને કહ્યું : " મહારાજ, મારી એક પ્રાર્થના આપે સ્વીકારવી પડશે."

વીર વિક્રમ સમજી ગયો. તેણે સહાસ્ય વદને રાજારાણી સામે નજર કરતાં કહ્યું : "મહારાજ, આપનો મનોભાવ હું સમજી ગયો છુ. આપની આજ્ઞાનો સત્કાર કરવામાં મને કોઈ બીજો બાદ નથી. પરંતુ મારુ અંતઃપુર અનેક રાણીઓથી ભરેલુ છે...વળી હું મોટે ભાગે બહાર જ ભમતો રહ્યો છુ...આ સયોગોમાં જો આપ આપની કન્યાનુ સુખ ઇચ્છતા હો તો..."

વચ્ચે જ વિજયસેને કહ્યું : "મહારાજ, મારી કન્યાનો સકલ્પ તો આપે જાણી જ લીધો છે ..પછી કોઈ ભય કે સંશયને સ્થાન જ નથી રહેતું. અને આપના જેવા મહાન સ્વામી મળવાથા મારી કન્યા ધન્યવતી બની જશે...ચદ્રાવતી માત્ર રૂપવતી નથી. વિનયાદિ ગુણોથી પણ ભરેલી છે...તે આપના જીવનમાં કદી બાધક નહિ બને."

વિક્રમાદિત્ય માટે અન્ય કોઈ ઉપાય નહોતો.

એ જ વખતે વૈતાલ મિષ્ટાનના ટોપલાઓ સાથે આવી પહોંચ્યો. વીર વિક્રમે વૈતાલ સામે જોઇને કહ્યું : "મિત્ર, આવ...પડિતનાં પત્ની શું કરે છે?"

"એ તો મૃત્યું પામ્યાં છે ..એના નિર્જીવ દેહને અગ્નિ સંસ્કાર પણ હજી સુધી પ્રાપ્ત થયો નથી. પરસાળમાં પડિતજીના પત્ની શોષાઈ ને પડેલાં છે."

"પોતાના કર્મનું ફળ પોતાને જ ભોગવવુ પડે છે...દુષ્ટનારી અંતે એની જ જાળમાં સપડાણી." પંડિતજી બોલી ઊઠ્યા.

ત્યાર પછી બધાએ મિષ્ટાન્નનુ ભોજન કર્યું.

ત્રણ ચાર દિવસમા જ નગરીમા લોકો આવવા માંડ્યા ..અને છઠે દિવસે પડિત સોમશર્માના હાથે જ વીર વિક્રમ અને રાજકન્યા ચદ્રાવતાનાં લગ્ન થયાં

રાજા વિજયસેને અવંતિનાથ જેવા જમાઈને પુષ્કળ સુવર્ણ અર્પણ કર્યું.

વીર વિક્રમે પોતાના દરેક સાથીઓને અને પંડિતજીને સુવર્ણ આપ્યું અને વીર વિક્રમની સાથે જ રોકાયેલા વૈતાલ પંડિત સોમશર્મા અને તેનાં ત્રેસઠ વિદ્યાર્થીઓને સોપારક નગરીમાં મૂકી આવ્યો.

વધુ ચાર દિવસ રોકાઈને વીર વિક્રમ રાણી ચંદ્રાવતી, એ દંડ અને દાયજામાં મળેલી સામગ્રી સાથે વૈતાલની સહાયથી અવંતિ તરફ વિદાય થયો.

વૈતાલની દૈવી શક્તિના પ્રભાવે આખો રસાલો રાત્રિના પ્રથમ પહોરે જ રાજભવનમાં પહોંચી ગયો.

કમળા રાણીએ પોતાના પ્રિયતમનો અને ચંદ્રાવતીનો ખૂબ જ ભાવપૂર્વક સત્કાર કર્યો.

કુળદેવીનો વિધિ પતાવીને રાજા વીર વિક્રમે પોતાની બધી રાણીઓ મંત્રીઓ અને નાગદમનીને એકત્ર કરી પંચદંડ કેવી રીતે પ્રાપ્ત કર્યો તે વાત જણાવી અને નાગદમનીને એ દંડ પરત કરીને કહ્યું : " દેવી, નાગદમની, હવે ત્રણ દંડ અંગે શું કરવું તે મને જણાવો."

નાગદમનીએ કહ્યું : " મહારાજ, આપ આઠ દિવસ વિશ્રામ લ્યો. પછી હું આપને જણાવીશ."

એ જ રાતે અગ્નિવૈતાલ પોતાના સ્થળે ચાલ્યો ગયો.

આઠ દિવસ પછી નાગદમનીએ મહારાજ વિક્રમને કહ્યું : કૃપાનાથ, આપના મંત્રીઓમાં મતિસાર નામનો એક મંત્રી છે."

" હા."

" આપ એની માલમિલકત જપ્ત કરી મંત્રીને એના પરિવાર સહિત દેશવટો આપો. "

" આવો અન્યાય મારા હાથે."

વચ્ચે જ નાગદમનીએ હસતાં હસતાં કહ્યું : " મહારાજ, હું

આપને અન્યાય કરવાનું કહી ન કહું. બીજા દંડ પ્રાપ્ત કરવાનો જ આ એક ઉપાય છે.”

“પછી ?”

“ત્યાર પછી છ મહિના પર્યંત આપ અહીં જ રહેજો. હું આપને મતિસારના ગયા પછી છઠ્ઠે મહિને કહીશ.” નાગદમનીએ કહ્યું.

વિક્રમ માટે નાગદમનીની આજ્ઞા માન્યા સિવાય બીજો કોઈ ઉપાય નહોતો.

બીજે જ દિવસે તેણે મતિસાર મંત્રીની માલમિલકતને સીલ મરાવી દીધાં અને મંત્રીને પરિવાર સહિત દેશવટો આપ્યો.

લોકોને કારણનો તો ખ્યાલ નહોતો એટલે વિવિધ ચર્ચાઓ થવા માંડી, ભટ્ટમાત્ર પણ આશ્ચર્યમાં ડૂબી ગયો. પરંતુ રાજાજ્ઞા આગળ કોઈથી વિરોધ થઈ શક્યો નહિ.

એકમાત્ર કમલારાણીએ આવી આજ્ઞા ન ઘટે એમ જણાવ્યું ત્યારે વીર વિક્રમે પંચદંડ પ્રાપ્ત કરવા ખાતર દેવી નાગદમનીએ આ માર્ગ બતાવ્યો છે તેમ જણાવ્યું.

કમલારાણીને સંતોષ થયો.

અને રાજા વીર વિક્રમ પ્રજા કલ્યાણના કાર્યમાં પરોવાયો.

કાશ્મીરના જે મહાન કારીગરે બત્રીસ પૂતળીનું સિંહાસન બનાવ્યું હતું. તે કારીગરે એક યાંત્રિક અશ્વ તૈયાર કર્યો હતો પરંતુ તે મહારાજ વિક્રમને અશ્વ સંચાલનની કરામત બતાવે તે પહેલાં જ તેનુ અવસાન થયુ.

આટઆટલી રાણીઓ હોવા છતાં વીર વિક્રમને બે કન્યાઓ સિવાય કોઈ સંતાન નહોતું થયું, પરંતુ વીર વિક્રમને આ બાબતની કોઈ ચિંતા નહોતી. અને તે રાજા શાલિવાહનની પુત્રી સુકુમારીને સાવ ભૂલી ગયો હતો. જો તેણે આ વાત યાદ કરીને તપાસ કરાવી હોત તો તે જાણી શકત કે તેની પ્રિયતમાના ખોળામાં છ વર્ષનો દેવ જેવો પુત્ર મોટો થઈ રહ્યો છે !

મતિસાર મંત્રી પોતાના પરિવાર સાથે પડોશમાં આવેલા રત્નપુર નામના નાના રાજ્યમાં ચાલ્યો ગયો. કારણ કે તે રત્નપુરનો વતની હતો અને તેનુ મકાન પણ ત્યાં હતું.

મતિસારના હૃદયમાં એક પ્રશ્ન કોઇ ઉપાયે સમજાતો નહોતો. વીર વિક્રમના હાથે કોઈ દિવસ અન્યાય થાય નહિ...છતાં તેમણે માલ મિલકત જપ્ત કરીને આ રીતે દેશવટો શા માટે આપ્યો હશે? હું મારા કાર્યમાં કદી પણ અપ્રમાણિક રહ્યો નથી, કોઈ પ્રકારનો દોષ પણ મારા હાથે થયો નથી...છતાં આમ કેમ બન્યુ?

મંત્રીની પત્ની ડાહી અને શાંત હતી...તેણે તો કર્મનો કોઈ પ્રકોપ માની લીધો. પરંતુ મતિસારની નવજવાન પુત્રવધૂ જે રત્નાપુરની જ હતી અને છ માસ પહેલાં જ મંત્રીપુત્ર સાથે તેનાં લગ્ન થયાં હતાં, તે ઘણી ચતુર હતી. પશુપખીની ભાષા પણ જાણતી હતી...તે પણ રાજાના આવા પગલાંનો કોઈ અર્થ સમજી શકી નહિ તેણે એમ જ માન્યુ કે, રાજા, વાજા ને વાંદરાનો કોઈ દિવસ ભરોસો ન રખાય. રત્નાપુરમાં આવ્યા પછી મંત્રીની પુત્રવધૂને બીજી રીતે ઘણો જ આનંદ થયો. એક તો માતાપિતાને ત્યાં અવારનવાર જઈ શકાશે અને ત્યાં રહેતી તેની ત્રણ બહેનપણીઓ જોડે વાતચીત અને વિનોદનો લાભ લઈ શકાશે.

મતિસાર મંત્રીનુ વય લગભગ ચોપન વર્ષનુ થયુ હતું અને રત્નાપુરમાં તેમની બે વાડીઓ પણ હતી એટલે તેઓને પરિવારની કોઇ ફિકર નહોતી અને પોતાની પાસે સંપત્તિ પણ હતી. એટલે

તે ભરણ પોષણના પ્રશ્નથી નચિંત હતો...પણ પ્રતિષ્ઠા ન જોખમાય એટલા ખાતર તેમણે એક વર્ષની નિવૃત્તિ લીધી હોવાની વાત પોતાના સંબંધીઓમાં જાહેર કરી.

વીર વિક્રમને છ મહિના પછી બીજા ત્રણ દંડ માટે પ્રયત્ન કરવાનો હોવાથી તેણે રાજકાર્યમાં પૂરતું ધ્યાન આપવું શરૂ કર્યું.

સીમા પ્રદેશના કેટલાક ઝઘડાઓ ઊભા થયા હતા, ભાયાતો અને સામંતોનાં કેટલાક પ્રશ્નો હતા, સૈન્યબળને સમૃદ્ધ બનાવવાનું હતુ ...આમ ઘણાં પ્રશ્નો હલ કરવાના હતા અને આ રાજકાર્યમાં ગૂંથાયા પછી ક્યારે છ મહિના પૂરા થવા આવ્યા તેની કલ્પના જ ન આવી.

અને એક દિવસે વહેલી સવારે નાગદમની રાજભવનમાં આવી. વીર વિક્રમ હજી અંતઃપુરમાંથી આવ્યો ન હતો. પરંતુ કમલારાણીએ નાગદમનીનીનું આદરપૂર્વક સ્વાગત કર્યું અને એક ખંડમાં એને બેસાડી...

લગભગ એક ઘટિકા પછી વીર વિક્રમ આવી પહોંચ્યો...નાગ-દમનીને જોતા જ તેને ત્રણ દંડનો પ્રશ્ન યાદ આવ્યો.

નાગદમનીએ મહારાજને આશીર્વાદ આપીને કહ્યું: "કૃપાનાથ હવે આપ રત્નાપુર જાઓ અને મતિસાર મંત્રીને આદરપૂર્વક પાછા બોલાવી લાવો"

"દેવી, આપના કહેવાથી મે નિર્દોષ મતિસારને કઠોર સજા કરી અને આદરપૂર્વક તેને લેવા જઉં...આમાં બાકી રહેલા ત્રણ દંડનું ક્યાં રહસ્ય છુપાયુ છે તે .."

"કૃપાનાથ, એક તો આપ અવંતિના ધણી છો ..મારા જમાઈ છો એટલે પુત્ર સામાન છો આપને હાથે અન્યાય થાય એવું હું સ્વપ્ને પણ ન ઇચ્છુ અને આપને હેરાન પણ ન કરુ ..હવે આપની જિજ્ઞાસા તૃપ્ત કરવા હુ રહસ્ય બતાવુ છું. મતિસાર મંત્રીની

પુત્રવધૂ ચંપકલતા રૂપવતી, બુદ્ધિમતી અને તેજસ્વીની છે. તે રત્નાપુરીની છે અને ત્યાં તેની બીજી ત્રણ બહેનપણીઓ છે. આ ચારેય બહેનપણીઓ એક જીવ ને દેહ જુદા જેટલો સ્નેહ રાખે છે. ચંપકલતા મંત્રીપુત્ર સાથે લગ્નગ્રંથીથી બંધાઈ ગઈ અને અહીં આવી .. એટલે બીજી ત્રણેય બહેનપણીઓનાં માબાપ પણ મુરતિયાઓની શોધ કરવા માંડયા. આથી ત્રણેય બહેનપણીઓએ જીવનભર જુદા ન પડી શકાય એટલા ખાતર એક જ પુરુષ સાથે લગ્ન કરવાની પ્રતિજ્ઞા કરી ..પણ આ વાત ગુપ્ત રહી અને ત્રણેય બહેનો એવો પુરુષ શોધવા માટે પ્રયત્ન કરવા માંડી...આથી મેં મતિસારને સપરિવાર ત્યાં મોકલવાનું જણાવ્યુ...કારણ કે ચંપકલત્તા ત્યાં પહોંચે તો ત્રણેય બહેનપણીઓ કશો પ્રયત્ન કરી શકે નહિ અને ચારેય બહેનપણીઓ સાથે રહેવાનો આનંદ પ્રાપ્ત કરી શકે. હવે સમયમર્યાદા પૂરી થઇ ગઇ છે એટલે મેં આપને ત્યાં જવાનુ જણાવ્યું છે ..અને આપ ત્યાં જશો એટલે બધુ જાણી શકશો કારણ કે ચંપકલત્તાની ત્રણ બહેનપણીઓ પાસે બે દંડ છે. ”

વીર વિક્રમ નાગદમની સામે પ્રસન્ન નજરે જોઈ રહ્યો.

નાગદમની આશીર્વાદ આપીને વિદાય થઈ અને બીજે જ દિવસે વીર વિક્રમ પોતાના માહાપ્રતિ સાથે રત્નાપુર તરફ વિદાય થયો.

ચોથે દિવસે બંને રત્નાપુરના પાદરમા પહોંચી ગયા એટલે વીર વિક્રમે અજયસેનને કહ્યું : “ અજય, હુ આ વૃક્ષ તળે વિશ્રામ લઉ છુ ...તું નગરીમાં જા અને મંત્રી મતિસારને સંદેશો આપી આવ... અથવા એના ભવનનો માર્ગ જોઈ આવ.”

“જી...” કહીને અજયસેને પોતાનો અશ્વ નગરી તરફ તારવ્યો ...પણ તે થોડા જ કદમ ગયો હશે ત્યાં તેણે સામેથી મંત્રી મતિસાર તેનો પુત્ર અને બીજા ચાર છ માણસોને આવતા જોયા એટલે તે

તરત પાછો ફર્યો...અને મહારાજ વિક્રમાદિત્ય પાસે જઇને બોલ્યો, "કૃપાનાથ, મંત્રી મતિસાર અને કેટલાક માણસો આ તરફ જ આવે છે. આપે એમને સંદેશો મોકલ્યો હતો ?"

"ના...કદાચ તેઓ બીજા કામે નીકળ્યા હશે..."

ત્યાં તો મતિસાર અને તેના સાથીઓ મહારાજ વિક્રમાદિત્યનો જયનાદ પોકારતા આવી પહોંચ્યા.

મતિસારે પોતાના મહાન રાજવીના કુશળ સમાચાર પૂછ્યા ...વીર વિક્રમે પણ બધાના કુશળ વર્તમાન પૂછીને કહ્યું, "મંત્રીશ્રી, હું તો અજયને આપને ત્યાં સમાચાર આપવા મોકલી રહ્યો હતો. શું આપ આ તરફ અન્ય કાર્ય નિમિત્તે નિકળ્યા છો ?"

"ના કૃપાનાથ, હું આપનું સ્વાગત કરવા જ આવ્યો છું. આજે સવારે જ મારી પુત્રવધૂ કે જે પશુપંખીઓની ભાષાનું જ્ઞાન ધરાવે છે તેણે શુકવાણી પરથી અમને કહ્યું કે આપ આ તરફ આવી રહ્યા છો અને બીજા પ્રહરની ત્રણેક ઘટિકા વીત્યે આપ પાદરમાં આવી પહોંચશો, એટલે હું..."

"ઓહ ! હું તો ભારે આશ્ચર્યમાં પડી ગયો હતો." કહી વિક્રમે પોતાના મંત્રીના ખભા પર બંને હાથ મૂકયા અને પ્રસન્નતા દર્શાવી.

ત્યાર પછી સહુ નગરીમાં વિદાય થયા મતિસારે પોતાના ભવનના બે ખંડ મહારાજ વિક્રમાદિત્ય માટે તૈયાર કરાવ્યા અને સ્નાનાદિની વ્યવસ્થા કરી.

રાતના સમયે વીર વિક્રમે મતિસારને પોતાની પાસે બેસાડીને કહ્યું : "મંત્રીશ્રી, હું આપને આદર સહિત લેવા આવ્યો છું. આપ આપના સ્થાને પુનઃ આવી જાઓ અને આપના ભવનમાં હર્ષપૂર્વક નિવાસ કરો. આપની માલમિલકત એની એ સ્થિતિમાં સચવાયેલી છે"

"કૃપાનાથ, આપની આજ્ઞા મારે મન શિરસાવંદ્ય છે, પરંતુ.."

"આપની મનોવેદના હું સમજુ છુ...પરંતુ મે આપને કોઈ દોષ કે ગુના માટે નહોતા છૂટા કર્યા .. થોડી અપકીર્તિ વહોરીને પણ મારે આમ કરવું પડયુ હતુ...એનું એક ખાસ કારણ હતુ. હું આપને અવંતિમાં સઘળી વાત કહીશ"

મતિસાર કશું સમજ્યો નહિ છતાં એક આજ્ઞાંકિત સેવક માફક બોલ્યો, "મહારાજ મને ઘણોજ સંતોષ થયો...પરંતુ આપ અહીં પધાર્યા છો તો આ પ્રકારની ઉતાવળ ન શોભે. આપે થોડા દિવસ અહીં રહેવાની કૃપા કરવી પડશે."

"આપની ભાવનાનો હું સત્કાર કરીશ. પરંતુ આપ જાણો છો કે રાત્રિ કાળે નગરચર્યા જાણવાનો મને નાદ છે...એટલે..."

"સ્વામી, આપ નિશ્ચિંત ભાવે નગરચર્યા અર્થે નીકળી શકશો."

આજની રાત બંનેએ આરામ લીધો કારણ કે ત્રણ દિવસ સુધી વીર વિક્રમે અશ્વ પર પ્રવાસ કર્યો હતો.

બીજે દિવસે મતિસાર મંત્રીના ભવનમાં રત્નાપુરના આગેવાનો સાથે વીર વિક્રમે ભોજન લીધું અને રત્નાપુરના રાજા વિજયસિંહને ખબર પડતાં, તે પોતાના મંત્રીઓ સાથે પહોંચ્યો, અને વીર વિક્રમના ચરણમાં નમી પડતાં બોલ્યો, 'કૃપાવતાર, આપ નગરીમાં પધાર્યા ને આ સેવકને જ ભૂલી ગયા? મારો એવો કયો અપરાધ થઈ ગયો છે? મારું ભવન તો આપનુ જ છે."

વીર વિક્રમે વિજયસિંહનાં બંને હાથ પકડી લઈને કહ્યું : "રાજન, મારે મારા મંત્રીને મળવા માટે જ આવવું પડ્યુ છે .. અને તે પણ આકસ્મિક આવવું પડ્યું છે...મને આપનું સ્મરણ હતુ, પરંતુ મારા મંત્રી મને પાદરમાં જ મળી ગયા અને આપ તો જાણો છો કે કોઈના આગ્રહ આગળ મારે લાચાર બનવું જ પડે છે!"

તરત પ્રૌઢ વયનો રાજા વિજયસિંહ બોલી ઊઠ્યો: "તો તો મારા આગ્રહને પણ આપે સત્કારવો પડશે"

એમ જ થયુ.

બીજે દિવસે વીર વિક્રમ અને અજયપાળને વિજયસિંહે કાઢી આપેલા ખાસ મહેલમાં જવુ પડ્યુ.

રાજા વિજયસિંહે નગરી બહારનાં પોતાના એક મહેલમાં મહારાજ વિક્રમાદિત્યને ઉતારો આપ્યો અને દાસદાસીઓ સેવા માટે ગોઠવી દીધાં.

મતિસાર પણ પોતાના મહાન રાજાની સેવામાં આવી ગયો.

વીર વિક્રમને નગરચર્ચા માટેનુ આ સ્થળ ઘણુ જ અનુકૂળ લાગ્યું. કારણ કે તે મતિસારની પુત્રવધૂની તેમ જ તેની સખીઓની તપાસ કરવા માગતો હતો.

રાત્રિના પ્રથમ પ્રહર પછી વીર વિક્રમ અદૃશ્ય ગુટિકા ધારણ કરીને મંત્રી મતિસારના ભવન તરફ નીકળી ગયો. ત્યાં તપાસ કરતાં ચંપકલતા પોતાની નણંદ સાસુ વગેરે સ્ત્રી-સમુદાય વચ્ચે બેઠી હતી અને તેની સાસુએ આવતી કાલે સવારે પિયર જવાની પરવાનગી આપી હતી. ચંપકલતાની બહેનપણીઓ ક્યારે અને ક્યાં મળે છે તે કશુ જાણી શકાયું નહિ એટલે વીર વિક્રમ નગરીના અન્ય લતાઓ તરફ નીકળી ગયો અને મધરાતે પોતાના આવાસમાં આવીને સૂઈ ગયો.

સવારે વહેલા ઊઠી, પ્રાતઃકાર્ય આટોપીને વીર વિક્રમે વજીરનો વેશ ધારણ કર્યો. આ જોઈને અજયે કહ્યુ: "મહારાજ, અત્યારે આપ .."

"આજેય હુ એક કાર્ય અર્થે જઉ છુ...ભોજનના સમયે આવી જઈશ. મતિસાર અથવા રાજા વિજયસિંહ આવે તો તુ કહેજે હું બહાર નીકળી ગયો છુ. મોડો આવીશ." આટલુ કહીને વીર વિક્રમ નગરીમા જવા મહેલમાંથી બહાર નીકળી ગયો.

માનવીને જ્યારે ભાગ્યનો સાથ મળતો રહે છે ત્યારે પુરુષાર્થને પાંખ આવવા માંડે છે. મંત્રી મતિસારના વેવાઈનું મકાન મળી

ગયું . એક વણિક ગૃહસ્થે બતાવ્યું. વીર વિક્રમ ચંપકલતાને ઘેર પહોંચ્યો ત્યારે થોડી જ વારમાં એક પાલખીમાં ચંપકલતા આવી પહોંચી તેણે પાલખીમાંથી ઊતરતાં જ એક દાસીને કહ્યું: " તું હરિમતીના ઘેર જા અને હું આજની રાત અહીં રોકાવાની છું તે કહી આવ."

દાસી હરિમતીના ઘર તરફ રવાના થઈ. વિક્રમ તેની પાછળ પાછળ ચાલવા માંડ્યો. હરિમતીનું ભવન નજીકમાં જ હતું...દાસીએ ડેલીએ ઊભા રહીને બૂમ મારી: " હરિમતી બહેન છે?"

" એ આવી..." એવો જવાબ મળ્યો એટલે દાસી ડેલીએ જ ઊભી રહી. વીર વિક્રમ સામેની ડેલી પાસે ઊભો રહી ગયો હતો.

હરિમતીએ આવીને કહ્યું: " ચંપકલતાનો સંદેશો લઈને આવી છે ને?"

" હા બહેન, તેઓ અત્યારે સાસરેથી આવ્યાં છે અને કાલે સવારે પાછાં જવાના છે."

" તો તુ ચંપકલતાને કહેજે...અમે ત્રણે ય બહેનપણીઓ આજ રાતે ત્યાં આવશુ.'

દાસી વિદાય થઈ.

વીર વિક્રમ પણ પાછો વળ્યો. અને ચંપકલતાનું ઘર બરાબર લક્ષમાં રાખીને પોતાના ઉતારા તરફ નીકળી ગયો.

ઉતારે પહોંચ્યા પછી વીર વિક્રમ વેશ પરિવર્તન કરીને બેઠક-ખંડમા આવ્યો. રાજા વિજયસિંહ, મતિસાર રાજાના અન્ય મંત્રીઓ થોડીવાર પહેલાં જ આવ્યા હતા અને વાટ જોતા બેઠા હતા. રાજા વિજયસિંહે અવંતિનાથ અહી પધાર્યા છે એ તકનો લાભ લેવા એક મહત્વનો નિર્ણય કરી નાખ્યો હતો અને આજ તે પોતાનો નિર્ણય વ્યક્ત કરવા જ આવ્યો હતો.

વીર વિક્રમ જ્યારે સહુના કુશળ પૂછીને પોતાના આસને

બેઠો ત્યારે રાજા વિજયસિંહે બે હાથ જોડીને કહ્યું : " રાજરાજેશ્વર, હું આપની છાયા તળે રાજ ભોગવી રહ્યો છું...અને આપનો દાસ પણ છું ..છતાં અંતરમાં એક ભાવના જાગી છે...જો આપ કૃપા કરો તો આપની સમક્ષ મારી ભાવના વ્યક્ત કરું."

વીર વિક્રમે પ્રસન્ન સ્વરે કહ્યું : " રાજન, આવું બોલીને મને શરમાવો નહિ. આપ એક વીર અને ગુણી રાજા છો. મને આપના તરફથી ઘણો જ સંતોષ છે. ફરમાવો શી આજ્ઞા છે ? "

" કૃપાનાથ, આજ્ઞા નહિ પણ પ્રાર્થના છે ગઈ રાતે મારા પરિવાર સાથે ચર્ચા કરીને હું એક ચિંતામાંથી મુક્ત થવા ખાતર આપનો આશ્રય ઇચ્છું છું."

" હું સમજ્યો નહિ ..શું કોઈ પડોશી રાજ્ય આપના રાજ્યને .."

" નહિ કૃપાનાથ...ચિંતા તો બીજી જ છે. મારે સોળ વર્ષની મલયાવતી નામની એક રૂપગુણવાળી કન્યા છે. એ કન્યાનો હાથ હું આપના હાથમાં સોંપીને ચિંતામુક્ત થવા ઇચ્છું છું. આપ મહાન રાજરાજેશ્વર છો, અનેકનાં દુ:ખ દૂર કરનારા સમર્થ પણ છો... મારી આટલી પ્રાર્થનાનો સ્વીકાર કરીને મને પણ ચિંતામુક્ત કરવાની કૃપા કરો."

વીર વિક્રમ વિચારમાં પડી ગયો. ક્યાં પંચદંડ પ્રાપ્ત કરવાનો પ્રયત્ન ને ક્યાં લગ્નની વાત . ઓહ, જ્યાં જાઉં ત્યાં આની આ વાત કેમ ઊભી થતી હશે ? તે બોલ્યો : " રાજન, મારા અંત:પુરમાં ઘણી રાણીઓ છે આપ સામે ચાલીને આપની કન્યાને શોક્યોની વચ્ચે શા માટે મૂકવા ઇચ્છો છો ? "

" કૃપાનાથ, અમે આ બધી વાતનો વિચાર કરીને જ આપના ચરણોમાં વિનંતિ કરી છે. આપે કોઇ ને કોઇ વાતમાં નિરાશ નથી કર્યાં તો આ સેવકને પણ નિરાશ નહિ કરો એવી શ્રદ્ધા સાથે મેં મારી ચિંતા આપના સમક્ષ સાદર કરી છે."

વિક્રમ સમજી ગયો કે રાજા વિજયસિંહ પોતાની કન્યા આપ્યા વગર રહેશે નહિ ..એટલે તેણે કહ્યું : " રાજન, આપની ભાવનાનો હું અનાદર નથી કરતો પરંતુ આપે જો કોઈ .."

વચ્ચે જ ત્યાં બેઠેલા સાત આઠ માણસો હર્ષભર્યાં સ્વરે બોલી ઊઠ્યા : " અવંતિનાથનો જય ! "

ત્યાં બેઠેલામાં અહીંનો રાજપુરોહિત પણ હતો તે તરત ઊભો થયો અને આશીર્વાદાત્મક શ્લોકો બોલવા માંડ્યો.

બહાર ઊભેલા રાજાના સેવકો એક થાળ લઈને જ આવ્યા હતા. વિજયસિંહે એક સેવકને બોલાવ્યો.

થાળ આવી ગયો. થાળમાં એક શ્રીફળ હતું. કંકુભરી કંકાવટી હતી. સાકર હતી અને એક નીલમ મણિની માળા હતી.

રાજા વિજયસિંહે પોતે મહારાજ વિક્રમાદિત્યના કપાળમાં તિલક કર્યું. ત્યાર પછી માલ્યદાન કરીને અવંતિનાથના હાથમાં શ્રીફળ મૂક્યુ.

ત્યાર પછી સહુ વીર વિક્રમને લઈને રાજભવનમાં ભોજન અર્થે ગયા.

પોતાનું વેવિશાળ અવંતિનાથ સાથે થયાનું જાણીને મલયાવતી ભારે આનંદ મગન બની ગઈ. જેને દેવકન્યાઓ પણ વરમાળા પહેરાવા તલસી રહી હોય, તે મહાપુરુષની પોતે અર્ધાંગના બનશે એ વિચારથી તેનું હૈયું અતિ હર્ષિત બની ગયું.

અને રાત્રિના પ્રથમ પ્રહરે વીર વિક્રમ અદ્રશ્ય ગુટિકા ધારણ કરી ચંપકલતાના પિતાના ભવન તરફ વિદાય થયો.

વીર વિક્રમ ચંપકલતાને ત્યાં પહોંચ્યો ત્યારે ચારે ય સખીઓ આવી ગઈ હતી, અને ભોજન કાર્ય પતાવીને એક ખંડમાં બેઠી હતી.

વિક્રમ તે ખંડમાં ગયો અને એક ખૂણામાં ઊભો રહ્યો.

ચાર સખીઓમાં ચંપકલતા વણિક હતી. હરિમતી એક

સાર્થવાહની કન્યા હતી. વિજયા માળીની કન્યા હતી અને ગોપા ક્ષત્રિય પુત્રી હતી. ચ પકલતા તો મતિસારના પુત્ર વેરે પરણી ગઈ હતી. અને બીજી ત્રણેય કન્યાઓ અપરિણિત હતી.

વિક્રમ જોઈ શક્યો કે ચ પકલતાની ત્રણેય સખીઓ રૂપવતી અને ઉત્તમ સ્વભાવવાળી છે. દરેકનાં નયનોમાં પવિત્રતા છે.

આનદભરી વાતો કરતાં કરતાં હરિમતીએ કહ્યું : " ચ પકલતા, આવતી કાલે રાતે તુ અમારી સાથે આવજે."

" કઈ તરફ ? "

" પાતાળ લોકમાં મારી એક સખી નાગકન્યા રહે છે. તેના લગ્નોત્સવમાં ભાગ લેવા જવાનું છે." હરિમતીએ કહ્યું.

" સખી, હુ કેવી રીતે આવી શકુ ? અમારે ત્યાં મહારાજ વિક્રમાદિત્ય પધાર્યા છે. આ તો માંડ આજની રાત અહીં આવી શકી છુ. ત્યાં તુ એકલી જવાની છે ? "

" અમે ત્રણેય જવાનાં છીએ. પણ તુ આવે તો ઘણો આનદ થાય. વળી પાતાળલોક જોવાની પણ મજા આવશે.' હરિમતીએ કહ્યું.

" સખી, હું લાચાર છુ ..."

" એક રાત પૂરતું જ કામ છે. કાલ રાતે બીજા પ્રહરે નાગકન્યાનાં લગ્ન થવાનાં છે. આપણે સ ધ્યા પછી નીકળી જઈશુ, અને પરોઢીએ પાછા આવતા રહીશુ "

" ઓહ્ ! હું મારાં સાસુને આવતી કાલે પ્રાર્થના કરીશ. પણ મને આશા નથી લાગતી."

વિજયા તરત બોલી ઊઠી . " સાસુનુ બહાનુ ન બતાવ સખી. તારા સ્વામીની આજ્ઞા નહિ મળી શકે એમ જ કહે ને."

" એનો વર તો આપણી સખીની પ્રત્યેક આજ્ઞા મસ્તકે ચડાવે એવો પ્રેમી છે. પણ પતિને છોડવાનુ એને જ નહિ ગમતુ હોય "

ગોપીએ કહ્યું.

બધી સખીઓ હસી પડી.

રાજા વીર વિક્રમે મહત્ત્વની વાત સાંભળી લીધી હતી એટલે તે ચાલ્યો ગયો.

વીર વિક્રમના મનમાં થયું, આ સોળ વર્ષની ઉમરની બહેનપણીઓ પાતાળલોકમાં કેવી રીતે જાય છે, ત્યાં જઈને શું કરે છે વગેરે જોવું તો જોઈએ.

વીર વિક્રમે ચાલતાં ચાલતાં જ મનમાં નિશ્ચય કરી લીધો. ચપકલતાની આ બહેનપણીઓ પાસે બે દંડ છે એમ નાગદમનીએ કહ્યું હતું. એટલે એ દંડના પ્રભાવથી જ પાતાળલોકમાં જઈ શકાતું હશે.

વિક્રમના મનમાં બીજો એક વિચાર પણ આવ્યો. બંને દંડ પ્રાપ્ત કરવા હોય તો ત્રણેય સખીઓ પાછળ જવું જ જોઈએ. અને જો મારું આવું સશક્ત શરીર તેઓ જોઈ જાય તો ભારે મુશ્કેલી ઊભી થાય ત્યારે શું કરવું?

વીર વિક્રમ આવા વિચારમાં ને વિચારમાં પોતાના ઉતારે પહોંચ્યો. તેને પોતાનો મિત્ર વૈતાલ યાદ આવ્યો અને આવતી કાલે વૈતાલને બોલાવીને રૂપ પરિવર્તન કરવાનું નક્કી કર્યું.

રાત્રિનો બીજો પ્રહર હજી પૂરો નહોતો થયો.

અજય રાહ જોતો જાગતો બેઠો હતો. વીર વિક્રમે અદ્રશ્ય ગુટિકા મોઢામાંથી કાઢી લીધી અને અજય સામે આવીને કહ્યું: "કેમ અજય, હજી સુધી જાગતો બેઠો છે?"

"હા સ્વામી, આપની રાહ જોઈ રહ્યો છું."

"એ આવતી કાલે સંધ્યા પછી જ મારે બહાર નીકળી જવાનું છે. કદાચ હું આખી રાત નહિ આવું તો કોઈ જાતની ચિંતા કરીશ નહિ. કદાચ બે દિવસ વધારે પણ થઈ જાય."

"પણ મહારાજ, અહીં મારે મળવા આવનારાઓને..."

" ભળતો ઉત્તર આપી દેજે. પણ આવતી કાલે મારે ગયા વગર ચાલે તેમ નથી. હું બનતાં સુધી સવારે આવવાનો જ પ્રયત્ન કરીશ. છતાં કદાચ રોકાઇ જવું પડે."

અજય મહારાજ વિક્રમાદિત્ય સામે જોઈ રહ્યો. કારણ કે મહારાજના કાર્યથી તે અપરિચિત રહ્યો હતો.

## ૨૫ : : પુરુષાર્થનું ફળ !

વીર વિક્રમ સાથે મલયાવતીના થયેલા વાગદાનના કારણે આજ રાજભવનમાં ભોજનનો ભવ્ય સમારંભ યોજવામાં આવ્યો હતો. મહારાજ વિક્રમાદિત્ય, મંત્રી મતિસાર, અજયસેન વગેરે ત્યાં ગયા હતા અને છેક અપરાન્હ કાળે પોતાના ઉતારે પાછા આવ્યા.

રાજા વિજયસિંહે આજ રાતે નૃત્ય-સંગીતનો એક જલસો ગોઠવવાની તૈયારી કરી હતી. પરંતુ વીર વિક્રમે ત્રણ દિવસ પછી આવો જલસો ગોઠવવાની ઇચ્છા દર્શાવી હોવાથી એમ નક્કી કરવામાં આવ્યું હતુ. વીર વિક્રમે બે દિવસ પર્યંત એક નાના પ્રવાસે જવાની વાત કરી નાખી હતી વીર વિક્રમની આ ઇચ્છા જાણીને મતિસારને આશ્ચર્ય થયુ હતુ એટલે તેણે પ્રશ્ન પણ કર્યો. " કૃપાનાથ, આપ કઈ તરફ જવા ઇચ્છો છો?"

" મંત્રીશ્રી, હુ ક્યાંય જવા નથી ઇચ્છતો...માત્ર મુલાકાતીઓથી બચવા અને આરામ લેવા ખાતર મારે આ બહાનુ દેવુ પડ્યું છે."

મતિસારે કહ્યું. "બરાબર છે કૃપાનાથ...પણ આવતી કાલે આપે મારે ત્યા ભોજન લેવા પધારવાનું છે."

"ત્યાં આવુ તે કરતાં ભોજન સામગ્રી અહીં મોકલો તો..."

"જેવી આપની ઇચ્છા..." મતિસારે કહ્યું અને ત્યાર પછી તે વિદાય થયો.

વીર વિક્રમ પોતાના શયનખંડમાં ગયો. કારણ કે તેણે તૈયાર થવાનુ હતુ...સંધ્યા પછી ત્રણે ય સખીઓ પાતાળનગરીમાં જવા નીકળવાની હતી...અને આ કાર્ય અર્થે પોતાના મિત્રને બોલાવવાનો હતો.

શયનખંડનું દ્વાર બંધ કરી વીર વિક્રમે અગ્નિવૈતાલનું સ્મરણ કર્યું...થોડી જ વારમાં અગ્નિવૈતાલ હાજર થયો. વીર વિક્રમે તેનાં હાથ પકડીને કહ્યું : "કેમ મિત્ર, મારાં ભાભી તો કુશળ છે ને?"

"હા મહારાજ, પરંતુ આજે જ વિયોગનું દર્દગાન શરૂ થઈ ગયું છે..."

"કેમ?"

"તે આજ સવારે જ તેના માતા, પિતા સાથે યાત્રાર્થે ગઈ છે... માનવલોક અને દેવલોકનાં તીર્થોને જુહારવાની તેના પિતાએ ભાવના સેવી હતી."

"ત્યારે તો ઉત્તમ કાર્ય ગણાય ..તું સાથે ન ગયો?"

"ના મહારાજ.. પ્રિયા સાથે હોય અને ઝૂરવું પડે તે કરતાં વિયોગનું ગીત વધારે ઉત્તમ છે...વળી અમારામાં જમાઈને સાથે ન રાખે." વૈતાલે કહ્યું.

"મિત્ર, તને મારે વાર વાર પરેશાન કરવો પડે છે...એ બદલ.."

"હું આપનો આભાર માનુ છુ." વચ્ચે જ વૈતાલ પ્રસન્ન સ્વરે બોલી ઊઠ્યો : "મહારાજ, આપની મિત્રતાએ મારામાં ધર્મ પ્રત્યે અભિરૂચિ પ્રગટાવી છે એટલું જ નહિ પણ આપના કાર્યમાં સાથ

આપવામાં મને ઘણો જ આનંદ પ્રાપ્ત થાય છે...શી આજ્ઞા છે?"

"એ દંડ મને પ્રાપ્ત થાય છે, તે તું જાણે છે...એ દંડ અહીંથી પ્રાપ્ત થઈ શકે તેમ છે અને આજ સંધ્યા પછી આપણે પ્રયત્ન કરવાનો છે." કહી વીર વિક્રમે ચંપકલતા અને તેની સખીઓની ટૂંકમાં વાત કરી.

"આ તો ઘણું ઉત્તમ કાર્ય છે...હું આપને પાતાળલોકમાં લઈ જઈશ."

"તું મારી સાથે અદ્રશ્ય ભાવે રહેજે...પરંતુ તારે મારું રૂપ પરિવર્તન કરવું પડશે."

"એ તો સાવ સહજ છે...

"તો મને બારેક વર્ષનાં બાળક સમાન બનાવી દે..."

"અત્યારે જ?"

"હા...પછી આપણે અહીંથી વિદાય થઈએ."

વૈતાલે તરત વીર વિક્રમને બાર વર્ષનો બાળક બનાવી દીધો.

ત્યાર પછી બંને હરિમતીના ઘેર ગયા ..તપાસ કરી તો ત્રણેય સખીઓ એકત્ર થઈ હતી અને જવાની તૈયારી કરી રહી હતી.

હરિમતી પાસે ભૂમિસ્ફોટક દંડક હતો.

ગોમા પાસે વિષાપહાર નામનો દંડ હતો.

ત્રણેય સખીઓ ઘર બહાર નીકળી. માળીની કન્યા વિજયાએ ત્યાં લગ્ન નિમિત્તે ભેટ આપવા ઉત્તમ પુષ્પોની માળાઓ ગજરા વગેરેનો એક કરંડિયો તૈયાર કર્યો હતો. આ કરંડિયો મોટો હતો...અને વિજયાએ ખભા પર ઉંચક્યો હતો...મહોલ્લામાંથી બહાર નીકળતાં જ તે બોલી: "આપણે પ્રથમ સરોવર પાસે જવું પડશે...ત્યાંથી પાતાળ નગરીમાં જવાનો માર્ગ ઘણો ટૂંકો છે. વળી આપણે ત્રણેયે સ્નાનશુદ્ધ થવું પડશે."

હરિમતીએ કહ્યું: "એમાં અમને કશો વાંધો નથી."

"પણ આ કરંડિયાનો બોજો એટલે સુધી કેવી રીતે ઊંચકી શકાશે ? કોઈ મજૂર કે એવો છોકરો મળી જાય તો નજર કરી જો. અદ્રશ્યરૂપે વિક્રમ તેનાથી થોડે પાછળ જ હતો. તેનું રૂપ એક દરિદ્ર બાળક જેવુ હતુ. એ જોઈને વિજયાએ કહ્યું : "એય છોકરા... અમારા સાથે આ કરંડિયો ઉપાડીને આવીશ ?"

"હા દેવી..."

"મજૂરી શું લઈશ ?"

"આપ જ આપશો તે..." વિક્રમે કહ્યું.

વિજયાએ તરત તેના માથા પર કરંડિયો મૂકી દીધો અને બધા ગામ બહાર સરોવરના રસ્તે નીકળી ગયા.

વૈતાલ પણ અદ્રશ્યરૂપે સાથે જ હતો.

એકાદ ઘટિકા પછી તેઓ સરોવર પાસે પહોંચ્યાં એટલે એક વૃક્ષ પાસે હરિમતીએ પોતાનો દંડ ધરતી પર પછાડ્યો અને પાતાળમાં જવાનો માર્ગ થઈ ગયો.

વિજયાએ બટુક માથેનો ટોપલો નીચે ઉતારી કહ્યું : "છોકરા, તું અહીં આ સાચવીને થોડીવાર બેસ...અમે જરા નાહીને આવીએ છીએ."

"ભલે દેવી .." કહી વિક્રમ ત્યાં બેસી ગયો.

હરિમતીએ અને ગોપાએ પોતાના દંડ પણ કરંડિયા પર મૂક્યા અને કહ્યું : "આની પણ સંભાળ રાખજે."

"જી..." વિક્રમે કહ્યું.

ત્રણે ય સખીઓ વાતો કરતી કરતી સરોવરની પાળ તરફ ગઈ.

અદ્રશ્ય રહેલા વૈતાલે કહ્યું : "મહારાજ, બંને દંડ લઈને આપણે જ પાતાળ નગરીમાં જઈએ."

બંને દંડ વિક્રમે લઈ લીધા. વૈતાલે કરંડિયો લઈ લીધો અને બંને પાતાળ નગરીમાં જવા તૈયાર થયેલા માર્ગમાં દાખલ થયા.

વૈતાલની શક્તિના પ્રભાવે અને ભૂમિસ્ફોટક દંડના કારણે બને થોડી જ વારમાં નાગલોકમાં પહોંચી ગયા.

પાતાલપુરીમાં એક નાગકુમાર પરણવા જતો હોવાથી તેના વરઘોડાની ઠાઠમાઠની તૈયારી થઇ રહી હતી...

આ જોઈને વૈતાલે કહ્યું : "મહારાજ, ત્રણેય સખીઓ અહીં આવી પહોંચશે. જો આપ આ નાગકુમારનાં બદલે ગોઠવાઇ જાઓ તો..."

"પણ કેવી રીતે?"

"એ વ્યવસ્થા હુ કરું છુ...નાગકુમારને છુપાવી દઇશ અને તમારી કાયા નાગકુમાર જેવી બનાવી દઈશ."

વિક્રમના મનમાં પણ શુ થાય છે, તે જાણવાની પ્રબળ ઇચ્છા થઈ હતી. તેણે સમ્મતિ દર્શાવી અને બંને દંડ વૈતાલને આપ્યા.

નાગકુમાર વરવેશમાં તૈયાર થઈ ગયો હતો...એક અશ્વ પણ થનગની રહ્યો હતો.

વૈતાલે પોતાની માયા વડે નાગકુમારને બે જ પળમાં છુપાવી દીધો અને વિક્રમને નાગકુમારના સ્વરૂપે ગોઠવી દીધો.

વિક્રમને તરત અશ્વ પર બેસાડ્યો. સાજન ચાલવા માંડ્યું.

અગ્નિવૈતાલ અદ્રશ્યપણે સાથે જ ચાલતો હતો.

શોભાયાત્રા એક બજારમાં થઈને પસાર થતી હતી તે સમયે ત્રણેય સખીઓ આવી ગઇ...અને બટુકને શોધવા માંડી. પણ બટુક ક્યાંય દેખાયો નહિ હવે શું કરવુ?

વૈતાલ ત્રણેય સખીઓને જોઈ ગયો અને તેના મનમાં વિનોદ કરવાનો તુક્કો જાગ્યો. તેણે અશ્વ પર બેઠેલા વીર વિક્રમના કાનમાં કહ્યું : "મહારાજ, સામે નજર કરો...ત્રણેય સખીઓ આવી ગઈ છે."

વીર વિક્રમે એ તરફ નજર કરી...ત્રણેય સખીઓએ સ્વાભાવિક નજરે પોતાની એક સખીના પતિને નીરખવા નાગકુમાર સામે જોયું... અને ત્રણેય ચમકી. નાગકુમારના સ્થાને તેમણે મજૂર જેવા બટુકને જોયો.

આ આશ્ચર્ય કેવા પ્રકારનું ? આ તે ઈન્દ્રજાળ હશે કે નાગકુમારની કોઈ માયા મરિચિકા હશે ? ત્રણેય સખીઓ ત્યાંથી નાગકન્યાના ભવન પર ગઈ. ત્યાં પણ ઘણાં નાગ નરનાર એકત્ર થયાં હતાં...અને સહુ વરનું સ્વાગત કરવાની ધમાલમાં પડયા હતા. ત્યાં તો શોભાયાત્રાના આગમનના સમાચાર આવ્યા ..થોડી જ વારમા ,શોભાયાત્રા આવી પહોંચી. કન્યાપક્ષે વરપક્ષના માણસોનું આદરપૂર્વક સ્વાગત કર્યું.

ઉત્તમ પ્રકારનાં પાનકનાં ભરેલાં સુવર્ણપાત્રો જાનૈયાઓમાં ફરવા માંડયા અને વરને ચોરીમાં લઈ જવામાં આવ્યો.

હવે વિક્રમ અકળાયો તેણે વૈતાલને યાદ કર્યો...વૈતાલે અદ્રશ્યપણે વીર વિક્રમને કાન પાસે કહ્યુ " શી આજ્ઞા છે ? "

" મિત્ર. આ તો હસવામાથી ખસવું થઈ જશે...હવે પેલાને મારાં સ્થાને ગોઠવી દે...નહિ તો મારી મુશ્કેલી..."

વચ્ચે જ અગ્નિવૈતાલ બોલ્યો : " મહારાજ, આપના રાજભવનનું અંતઃપુર ઘણુ વિશાળ છે...અને નાગકુમારી ખૂબ જ રૂપવતી છે ..હવે પાછા પગલાં ભરવાં એ બરાબર નથી."

વીર વિક્રમ સમસમીને બેસી રહ્યો. ત્યા તો નાગકન્યા આવી. પણ નવાઈની વાત એ હતી કે હરિમતી વગેરે ત્રણેય સખીઓને બટુક દેખાતો હતો. અને બીજાઓને નાગકુમાર દેખાતો હતો.

વીર વિક્રમ નાગકન્યાનુ અનિંદ્ય સુંદર રૂપ જોઈને અવાક્ બની ગયો. ત્યાં તો ત્રણેય સખીઓ વિક્રમની સામે આવી પહોંચી અને વિજયાએ કહ્યું : " અલ્યા બટુક, અમારા દંડ પાછા આપી દે. તું એક મજૂર ને કંગાલ અહીં નાગકુમારીને પરણવા આવ્યો ? નાલાયક. અમારા દંડ પાછા સોંપી દે નહિ તો અમે તારા માથે ઘોર વિપત્તિ ઊભી કરશું."

ત્યાં ઊભેલા અન્ય નાગ લોકો નવાઈ પામ્યા. આ માનવ લોકની સ્ત્રીઓ નાગકુમારને બટુક કહીને કેમ બોલાવે છે ?

પણ વૈતાલે ગમ્મત શરૂ કરી ..વીર વિક્રમ એના મૂળ સ્વરૂપમાં આવી ગયો. વીર વિક્રમને જોતાં જ ત્રણે સખીઓ હેબતાઈ ગઈ અને બોલી ઊઠી: "મહારાજ વિક્રમાદિત્યનો જય થાઓ! કૃપાનાથ, રત્નાપુરમાંથી આપ મતિસારને ત્યાં ભોજન કરતા હતા, તે વખતે અમે ત્રણેય સખીઓ ત્યાં જ હતી અને આપને જોઈને અમારાં ચિત્તમાં રસભાવ જાગ્યો હતો. સ્વામી, અમે ત્રણેય બહેનપણીઓએ એક જ પુરુષને પરણવાની પ્રતિજ્ઞા કરી છે ..આપ અમારી પ્રતિજ્ઞાનું રક્ષણ કરો અને અમારો સ્વીકાર કરો..."

વૈતાલ મનમાં ભારે હર્ષ અનુભવી રહ્યો હતો...વીર વિક્રમના મન સામે એકના બદલે ચારની ચિંતા ઊભી થઈ.

મહારાજ વિક્રમાદિત્યનું નામ સાંભળી નાગ લોકો ભારે હર્ષમાં આવી ગયા. નવવધૂમાં સજ્જ થઈને આવેલી નાગકુમારીના વદન પર પણ પ્રસન્નતાની રેખાઓ નૃત્ય કરવા માંડી.

પરણવા માટે જેવી જાન કાઢવામાં આવી હતી તે નાગકુમારના પિતાએ મહારાજા વિક્રમાદિત્ય સામે બે હાથ જોડીને કહ્યું: "કૃપાનાથ, આપની પ્રશંસા અમે અવારનવાર સાંભળીએ છીએ...આજ અમારો નાગલોક ધન્ય બની ગયો ..હવે આપ મારા પુત્ર પર કૃપા કરો અને તે ક્યાં છે તેની માહિતી આપી મારી ચિંતાને હળવી કરો."

તરત વૈતાલે નાગકુમારને હાજર કર્યો વિક્રમે નાગકુમારના પિતાને કહ્યું: "આપ આપના પુત્રને પરણાવો...હું લગ્ન નિમિત્તે આવ્યો જ નથી."

કન્યાના પિતાએ કહ્યું: "મહારાજ, અમારી જાતિના રિવાજ મુજબ જેનું લગ્નમંડપમાં સ્વાગત થાય તે જ આ કન્યાને પરણી શકે...મારી બીજી પુત્રી હું નાગકુમારને પરણાવીશ."

એમ જ થયું.

વિક્રમે નાગકુમારી, સુરસુંદરી અને ત્રણેય સખીઓનું એક જ લગ્નમંડપમાં પાણિગ્રહણ કર્યું.

સુરસુંદરીની નાની બહેન રત્નસુંદરી સાથે મૂળ નાગકુમારનાં લગ્ન થયાં.

નાગકુમારીના પિતાએ મહારાજ વિક્રમાદિત્યને રત્નો વગેરે અર્પણ કર્યાં અને પોતાની પાસે રહેલો મણિદંડ પણ આપ્યો.

નાગકુમારનો પિતા પણ આ પળે પોતાનો ઉલ્લાસ રોકી શક્યો નહિ અને મહારાજ વિક્રમાદિત્યને પોતાની કમળ સમાન કમળસુંદરી નામની કન્યાનો હાથ સુપરત કર્યો.

આમ એક જ રાતમાં પાંચ રૂપવતી પત્નીઓ વીર વિક્રમે પ્રાપ્ત કરી ..અને પંચદંડમાં ખૂટતા ત્રણ દંડ પણ મેળવી લીધા.

નાગ જાતિના આગેવાનોએ વીર વિક્રમને રોકવાનો ઘણો જ પ્રયત્ન કર્યો. પરંતુ સહુના માન ખાતર તે એક દિવસ રોકાઈ ગયો. બીજે દિવસે સવારે પોતાના મિત્ર સાથે પાંચ પત્નીઓ અને ત્રણ દંડ લઈને રત્નાપુરમાં આવી પહોંચ્યો.

અને આવા સમાચાર ગુપ્ત તો રહી શકતા નથી. નગરીમાં આશ્ચર્યનું મોજુ ફરી વળ્યું...ત્રણેય બહેનપણીઓનાં માબાપ ખૂબ જ હર્ષિત બની ગયાં . પોતાની કન્યાને માલવનાથ સ્વામી રૂપે મળે એ કંઈ ઓછા ગર્વની વાત નહોતી.

કુળદેવી પાસે પહોંચ્યા પહેલાં પત્નીઓ સાથે વાતચીત થઈ શકે નહિ...એથી વીર વિક્રમે પોતાની પાંચે નવવધૂઓને મતિસારના ભવનમાં રાખી

અને બે દિવસ પછી વિજયસિંહની કન્યા મલયાવતી સાથે વીર વિક્રમનાં લગ્ન થયા.

મહારાજ વિક્રમાદિત્યે રત્નાપુર નગરીમાં પુષ્કળ દાન આપ્યું અને તેઓ છ પત્ની, ત્રણ દંડ અને દાસદાસીઓના જૂથ સાથે અવંતિ તરફ વિદાય થયા.

વૈતાલ પણ માનવરૂપ ધારણ કરીને સાથે જ રહ્યો હતો...વીર વિક્રમ પણ સમજી ગયો હતો કે મનોરજન કરવા જતાં મિત્રે પાંચ પત્નીઓ વળગાડી દીધી છે.

અવંતિમા આવ્યા પછી વૈતાલે વિદાય લીધી.

કમલા રાણીએ છ નવવધૂઓનુ સ્વાગત કર્યું અને મહારાજ જ્યારે મળ્યા ત્યારે મહારાજના કુશળ પૂછીને કહ્યું. "સ્વામી, પરિગ્રહ માનવી માટે સોનાની બેડી બની જાય છે. અંત.પુર તો વિશાળ છે...પરંતુ આપના મસ્તક પર બોજો વધતો જાય છે."

"પ્રિયે, હું શું કરું ? એવા પ્રસગમા મુકાઈ જઉ છુ કે મારે માટે બીજો કોઇ માર્ગ નથી રહેતો રૂપ કે યૌવન પાછળ દીવાનો બનીને હુ આ રીતે કરું છું, એવો સંશય ન રાખીશ. આટઆટલી રૂપવતી પત્નીઓ હોવા છતાં મારા નયનમાં કેવળ તુ અને કલા જ વસેલાં છો ..પણ ઘણી વાર કીર્તિ અને પ્રતિષ્ઠા હિતશત્રુ બની જાય છે."

કમલારાણીએ કહ્યુ : "આપની મુશ્કેલી હુ સમજુ છું... પણ આપે હવે કંઈક મક્કમ રહેવુ જોઈએ હજી આપ નવજવાન છો...પ્રિયદર્શન છો ..આપને જોઇને કોઈ પણ સ્ત્રી આપને પામવા આકર્ષાય તે સ્વાભાવિક છે, પરતુ અંતે તો આ બધાં બધન આકરાં થઈ પડે છે।'

"હવે હું સાવધ રહીશ...અને મારું પંચદંડ પ્રાપ્ત કરવાનું કાર્ય પણ પતી ગયુ છે...આજે રાતે બધી પત્નીઓને રગભવનમાં બોલાવજે...હુ સર્વસમક્ષ પચદડની વાત કહીશ." વીર વિક્રમે કહ્યું.

એમ જ થયું

રાતે રંગભવનમાં પોતાની કુલ પિસ્તાલીસ પત્નીઓ વચ્ચે બેસીને વીર વિક્રમે પચદડ પ્રાપ્ત કર્યાની વિગતથી વાત કરી...અને સર્વ રાણીઓને હર્ષ પમાડ્યો.

બીજે દિવસે વીર વિક્રમે નાગદમનીને બોલાવી અને ભૂમિ સ્ફોટક દંડ, વિષાપહાર દંડ તથા મણિદંડ તેની સામે મૂકીને કહ્યું : "દેવી, હવે કંઈ છત્રમાં બાકી રહ્યું છે?"

"ના મહારાજ, દેવતાઓ અને અસુરો માટે પણ જે કાર્ય અશક્ય હતુ તે આપે ઉત્તમ રીતે પાર પાડ્યુ છે. હવે આ અંગે આપે ક્યાંય શ્રમ લેવાનો નથી. એકાદ મહિનામાં પંચદંડનું છત્ર તૈયાર કરી દઈશ...અને જ્યાં આપ મારી કન્યા સાથે શેતરંજ રમ્યા હતા તે ભૂમિ ઘણી ઉત્તમ છે. એ ભૂમિએ આપને વિજયશાળી બનાવ્યા છે તો તે સ્થળે જ એક સભામંડપ બનાવરાવો...બત્રીસ પૂતળીનુ સિંહાસન પણ ત્યાં જ ગોઠવો...એ સિંહાસન પર હું પંચદંડનું છત્ર ગોઠવી દઈશ અને આ અમૂલ્ય વસ્તુઓનું રક્ષણ કરવાની પણ હુ યાંત્રિક વ્યવસ્થા કરી આપીશ."

વીર વિક્રમે કહ્યું : "દેવી પંચદંડ પ્રાપ્ત કર્યાનો યશ આપ મને આપો છો તે બરાબર નથી. આપની જ્ઞાનદૃષ્ટિના યોગે જ હું માત્ર નિમિત્ત બની શક્યો છુ. ખરો યશ તો આપને અને મારા મિત્ર વૈતાલને જ ફાળે જાય છે."

નાગદમની વર વિક્રમના આવા વિનયપૂર્ણ વચનોથી ખૂબ જ પ્રસન્ન સ્વરે બોલી ઊઠી : "કૃપાનાથ, મેં તો મારી વિદ્યાના બળે જ આપને આજ્ઞા કર્યા કરી છે ..શ્રમ તો આપે જ લીધો છે, આપ મહાન છો એટલે આ રીતે યશની પરવા નથી કરતી. મહારાજ, પંચદંડ છત્ર પ્રાપ્ત થયા પછી અને એ છત્ર નીચે આપ બિરાજમાન થશો ત્યારે દેવતાઓ પણ આપના યશગાન ગાવામા ગૌરવ અનુભવશે."

નાગદમની આશીર્વાદ આપીને વિદાય થઈ.

મહારાજ વિક્રમાદિત્યે સભામંડપ તૈયાર કરવાની આજ્ઞા મહામંત્રીને આપી દીધી.

અને લગભગ એક હજારથી પણ વધારે કારીગરો માત્ર ચાર દિવસના ગાળામાં કામે લાગી ગયા.

વીર વિક્રમ પાસે સુવર્ણપુરુષ હોવાથી અને પુષ્કળ આવક હોવાથી ધનનો કોઈ પાર નહોતો. તે જેમ જેમ ધન ખર્ચતો હતો, તેમ તેમ ધનની વૃદ્ધિ થતી હતી.

પોતાની પિસ્તાલીસ પ્રિયાઓ સાથે વીર વિક્રમ માત્ર રંગરાગ નહોતો કરતો પરંતુ દાન અને ઉપકારનાં કાર્યોમાં પણ પોતાની પત્નીઓને પ્રેરણા આપ્યા કરતો.

કોઇ પણ દીન, દુઃખી કે વિપત્તિ ગ્રસ્ત માનવી વીર વિક્રમ પાસેથી નિરાશ થઈને જતો નહોતો.

એક મહિના પછી નાગદમનીએ છત્ર તૈયાર કરીને મહારાજ વિક્રમાદિત્યને પરત કર્યું અને જણાવ્યું : "કૃપાનાથ, આપે ભગવાન શંકરની પૂજા નિત્ય કરવી પડશે."

વીર વિક્રમે નાગદમનીની આ સૂચના સત્કારી...અને ભવનમાં જ ભગવાન શંકરની પૂજા થઈ શકે એવી વ્યવસ્થા કરી.

ચોથે મહિને સભામંડપ તૈયાર થઈ ગયો...ભવ્ય સુંદર અને કલાત્મક.

આ સભાખંડમા બત્રીસ પૂતળીવાળું કલાના શ્રેષ્ઠ વરદાન સમું સિંહાસન ગોઠવ્યું.. નાગદમનીએ દૈવી શક્તિવાળા પંચદંડના છત્રને તે સિંહાસન પર ગોઠવ્યુ અને વિધિપૂર્વક આ બંને વસ્તુઓના રક્ષણ અર્થે માન્ત્રિક વ્યવસ્થા કરી.

મહારાજ વિક્રમાદિત્ય રાજપુરોહિતે આપેલા શુભદિવસે પંચદંડ-છત્રવાળા સિંહાસન પર મહાદેવી કમલા રાણી સાથે બિરાજમાન થયા.

સભાખંડમા બે હજાર માણસો બેસી શકે તેવી રચના કરવામાં આવી હતી...સહુએ મહારાજ વિક્રમાદિત્યનો જયનાદ બોલાવ્યો.

અને મહારાજ વિક્રમાદિત્યે આ શુભ દિવસની યાદમાં પાંચ કોટિ સુવર્ણનું મહાદાન કર્યું.

પંચદંડનું છત્ર ધારણ કરીને રાજા વિક્રમાદિત્ય જ્યારે બત્રીસ પૂતળીવાળા રત્નજડિત સિંહાસન પર બિરાજમાન થતો ત્યારે તે માનવલોકના ઈન્દ્ર જેવો શોભતો હતો એટલું જ નહિ પણ કોઈ પણ દુઃખી માનવી આવે તો તેનું દુઃખ દૂર કરવાનો પ્રયત્ન કરતો.

રાજા વિક્રમાદિત્ય દરેક વાતે સુખી હતો. ઉત્તમ ગુણવાળી અને રૂપ–યૌવનમાં અપૂર્વ એવી પત્નીઓ હતી. વફાદાર સેનાપતિઓ હતા. નિષ્ઠાપૂર્વક સેવા કરનારાં હજારો દાસદાસીઓ હતાં. બુદ્ધિના નિધાન સમ મંત્રીઓ હતા અને પ્રજા પણ રાજા ખાતર મરી પડે તેવી પ્રેમાળ અને સુખી હતી.

સુવર્ણ પુરુષની પ્રાપ્તિ પછી રોજ અઢળક સુવર્ણ મળતું હતું...રાજ્ય ઘણુ વિરાટ હોવાથી અને રાજ્યમાં રત્નો, રજત, સુવર્ણ આદિની ખાણો તથા નાનાંમોટા વનો હોવાથી આવક પુષ્કળ થતી હતી.

લક્ષ્મી જ્યારે ચરણ ચૂમતી હોય છે ત્યારે તે દિનપ્રતિદિન ઊભરાતી રહે છે

અને રાજા વિક્રમાદિત્યના પ્રાણમાં લક્ષ્મીના સંચયનો કોઈ લોભ જાગ્યો નહોતો. તે માનતો હતો કે, લક્ષ્મી ચંચળ છે... નૂપુરના ઝંકાર સાથે મલપતી આવે છે, અને વૈશાખની વાદળી માફક એકાએક અદ્રશ્ય થઈ જતી હોય છે. આવી ચંચળ લક્ષ્મીને કોઈ સ્થિર બનાવી શક્યું નથી. કોઈ છાતીએ બાંધી શક્યું નથી. એથી લક્ષ્મીનો જેટલો બને તેટલો પ્રજાહિતનાં કાર્યોમાં ઉપયોગ કરવો એ જ એને સ્થિર રાખવાનો એક માર્ગ છે.

રાજા વિક્રમના હૈયામાં આવી ભાવના દૃઢ બનેલી હોવાથી તે છૂટે હાથે લક્ષ્મી વેરતો હતો. કોઇ યાચક, કોઈ દુઃખી એના દ્વારેથી પાછો જતો નહોતો.

રાજા વિર વિક્રમનુ આરોગ્ય પણ ઉત્તમ પ્રકારનુ હતું... જ્યારે પૂણ્ય બળનો યુગ ચાલતો હોય છે ત્યારે દરેક વાતનું સુખ ઉભરાતું રહે છે.

આમ છતા લોકોને એક વાતનું દુઃખ દેખાતું હતુ. આટઆટલી પ્રિયાઓ હોવા છતાં વિરાટ રાજભવનમાં એક પણ રાણીને પુત્ર પ્રાપ્ત નહોતો થયો...કમલાને એક કન્યા થઇ હતી...અને બીજી બે રાણીઓએ પણ કન્યાઓને જન્મ આપ્યો હતો.

વિર વિક્રમ આ જાણતો હતો છતાં આ વાતનુ દુઃખ એના મનને સ્પર્શતુ નહોતુ. ખરી રીતે વિચારીએ તો વિક્રમને ઉત્તરાધિકારીનો કોઇ વિચાર જ આવતો નહોતો. પોતે હજી નવજવાન હતો ઉત્તમ નવયૌવના પત્નીઓ હતી. પછી ચિંતાનું કારણ શુ હતું ?

પરંતુ ઘણી વાર માનવી જીવનના અગત્યના પ્રસંગને વીસરી જતો હોય છે અને વિસ્મૃતિનાં વાદળ જ્યા સુધી વેરાય નહિ ત્યાં સુધી એ વાત હૈયામા જાગતી નથી.

યૌવનના પ્રારંભ કાળમાં જ એક રાજકન્યાનો પુરુષદ્વેષ દૂર કરવા ખાતર વીર વિક્રમે છદ્મવેશ ધારણ કરીને કેટલો શ્રમ લીધો હતો ? અગ્નિવૈતાલ જેવો સાથી સાથે જ રહ્યો હતો...અને રાજા શાલિવાહનની અતિ રૂપવતી કન્યા સુકુમારીના પ્રાણમાં મિલનનું ગીત બિછાવીને વીર વિક્રમે તેને પોતાની પ્રાણાધિક પ્રિયા બનાવી હતી.. કેટલાક સમય સુધી તે સુકુમારીના સ્નેહપાશમાં એવો બંધાઈ ગયો હતો કે, રાજ્ય, અવંતિ અને કમલાને પણ ભૂલી ગયો હતો... પણ સુકુમારી સગર્ભા થઈ...વિક્રમને કમલા યાદ આવી...રાજ્ય યાદ આવ્યુ અને તે સંગીતના સુકાબલાનું બહાનું આગળ કરીને અવંતિ ચાલ્યો ગયો.

પછી તો એની આસપાસ એક પછી એક કાર્યો આવતાં ગયાં... અવનવી પ્રિયાઓ આવતી ગઈ...અને વિસ્મૃતિનું એક વાદળ ગાઢ બની ગયું.

વિક્રમ સુકુમારીને ભૂલી ગયો...સુકુમારીએ એક સુંદર પુત્ર રત્નને જન્મ આપ્યો હતો ..પણ તે બિચારી આ સંદેશ કોને પાઠવે? વિક્રમે પોતાનો સાચો પરિચય આપ્યો નહોતો અને જે પેટિકામાં પરિચય મૂક્યો હતો તે પેટિકા એમને એમ પડી રહી હતી. સુકુમારી પણ એ વાત ભૂલી ગઈ હતી ..તેનાં પોતાના તેજસ્વી પુત્રને તૈયાર કરવામાં જ પોતાની સમગ્ર શક્તિ ખરચી રહી હતી...પોતાનો કલાકાર પ્રિયતમ આવશે એવી એક ક્ષીણ આશા તેના હૈયામાં પડી હતી...

આ રીતે વીર વિક્રમ રાજકાર્યમાં અને જનકલ્યાણમાં એટલો તદાકાર બની ગયો હતો કે, સુકુમારી તેના મનમાંથી પણ દૂર દૂર જાણે ચાલી ગઈ હતી...

વીર વિક્રમે પોતાના વિશાળ રાજ્યમાં પ્રજાને પૂરેપૂરી સગવડતા અને સરલતા આપવા માંડી હતી...

નાનાં મોટાં કરભારણો જે કંઈ હતાં તે તો જનતા માટે એક સ્વપ્ન સમાન જ બની ગયાં હતાં...

અને રાજા વીર વિક્રમાદિત્યની એક આદર્શ રાજવી તરીકેની ખ્યાતિ ચારે દિશાએ પ્રસરી ચૂકી હતી.

વિક્રમની રાજસભામાં દેશદેશાંતરના કવિઓ, ભાટો, ચારણો, પંડિતો, કલાકારો, વૈજ્ઞાનિકો, તત્ત્વજ્ઞો વગેરે આવ્યા જ કરતા અને વીર વિક્રમની રાજવ્યવસ્થા જોઈને ધન્ય બની જતા.

કવિઓ અને ચારણો તો વીર વિક્રમનાં કાર્યોને ભાષાની તેમ જ ઉપમાઓની માધુરી વડે એવા બિરદાવતા કે સાંભળનારાઓ અવાક્ બની જતા.

અને એક દિવસે સુરાષ્ટ્રના એક કવિએ વિક્રમની રાજસભામાં

ઊભા થઈને મહારાજ વિક્રમાદિત્યની મર્યાદા પુરુષોત્તમ શ્રી રામ સાથે તુલના કરી અને વિક્રમની રાજવ્યવસ્થાને રામરાજ્યની વ્યવસ્થા સાથે સરખાવી ત્યારે રાજસભાના પ્રત્યેક સભ્યોએ હર્ષનાદ કરીને વિરાટ સભાખંડને ગજવી મૂક્યો.

પ્રશંસા દેખાવમાં અતિ સુંદર છે અને સાંભળનારાઓ પોતાની પ્રશંસાનાં પુષ્પો ઝીલતી વખતે પોતાને ખરેખર ધન્ય માનતા હોય છે...પરંતુ દેખાવમાં અતિ સુંદર દેખાતી પ્રશંસા જો માનવી પચાવી ન શકે તો વિષરૂપ બની જાય છે.

એથી જ સાધુ પુરુષો અને સત્વશીલ મહાત્માઓ પ્રશંસાથી દુર જ રહેતા હોય છે.

વિક્રમે જે દિવસે કવિના મુખેથી રામ સમી ખ્યાતિ સાંભળી તે દિવસે તેના હૈયામાં અતિ હર્ષ અને આનંદ જાગૃત થયો. તેણે કવિને સુવર્ણ વડે શણગારી દીધો..

પણ પોતે આવા કલિકાલમાં રામના અવતાર સમો છે એ પ્રશંસા તે જીરવી શક્યો નહિ...તેને એમજ થવા માંડ્યુ તે ખરેખર પોતે રામ છે...પોતાની રાજવ્યવસ્થા શ્રીરામના રામરાજ્ય જેવી છે.

હૈયામાં વિષ ઘોળાય છે ત્યારે તેનો પ્રભાવ અવશ્ય પડે છે. વીર વિક્રમે કેટલાક દિવસ સુધી વિચાર કરીને પોતાને રાજારામ તરીકે સહુ સંબોધે અને ઓળખે એવો નિર્ણય કર્યો, એટલું જ નહિ પણ પોતાના મંત્રીઓને એકત્ર કરી પોતાનો આ વિચાર રજૂ કર્યો.

રાજાના આ વિચારમા મહામંત્રી ભટ્ટમાત્ર મૌન રહ્યો. પણ અન્ય મંત્રીઓએ ઉત્સાહપૂર્વક રાજાના વિચારને વધાવી લીધો અને એક મંત્રીએ તો ઘણા જ ઉત્સાહ સહિત કહ્યુ: "અવંતિનાથ રાજારામ વિક્રમનો જય થાઓ!"

મહામંત્રી ભટ્ટમાત્રે જોયુ...રાજ્યના બધા મંત્રીઓ કેવળ રાજાની પ્રીતિ ટકાવી રાખવા ખાતર જ રાજાના વિચારને વધાવી રહ્યા છે. આ વખતે જો હુ એકલો વિરોધ કરીશ તો તે વરવો લાગશે.

આમ વિચારી તે મૌન રહ્યો. પરંતુ વીર વિક્રમને આ વાતનું અભિમાન સ્પર્શી જશે તો ભારે અનર્થ થશે. અને એ અનર્થમાંથી પોતાના ઉત્તમ રાજાને બચાવવા અર્થે મહાદેવી કમલાવતીને આ હકીકત જણાવવાનો તેણે મનથી નિર્ણય કર્યો.

પોતાના મહામંત્રીને મૌન અને વિચારમગ્ન જોઈને વીર વિક્રમે તેના સામે જોઈને પ્રશ્ન કર્યો : " મહામંત્રી, આપ ગંભીર કેમ બની ગયા છો ? શું તમારો મિત્ર રામ તરીકે ઓળખાય એ અપ્રિય લાગે છે ? "

મહામંત્રીએ આછાં હાસ્ય સહિત કહ્યું : " પોતાનો રાજા મહાન કહેવાય અને બને એમાં મંત્રીઓને અપ્રિય જેવું શુ હોય ? "

" તો આપ ગંભીર કેમ બની ગયા હતા ? "

"હર્ષનો આવેશ ઘણી વાર માનવીને ગંભીર બનાવી દે છે."

" હર્ષનો આવેશ શુ ગંભીરતા ઊભી કરે ? "

" હા કૃપાનાથ...અતિરેક ઘણીવાર એવું રૂપ ધારણ કરે છે."

" આજ આપે નવું સત્ય કહ્યું...તો પછી રાજારામ રૂપે મને અને રામરાજ્ય તરીકે આપણા રાજ્યને વિધિપૂર્વક જાહેર તો કરવા પડશે ને ? "

" હા કૃપાનાથ...એ વિચારે જ મને ગંભીર બનાવ્યો હતો. પરંતુ આ અંગે હું કોઈ ઉપયોગ અને દિવસ શોધીને આપને જણાવીશ." મહામંત્રીએ કહ્યું.

મંત્રીઓની સભા આનંદભર્યા વાતાવરણમાં પૂરી થઈ.

અને મહામંત્રી ભટ્ટમાત્રે એ જ રાતે મહાદેવી કમલારાણીને મળીને આ હકીકત જણાવી.

આખી વાત સાંભળ્યા પછી રાણીએ કહ્યું : " મહામંત્રી, આપે મહારાજ સમક્ષ સ્પષ્ટ વાત શા માટે ન કરી ? આવા તરંગોને તો ઊગતા જ નષ્ટ કરવા જોઈએ."

" મહાદેવી, બધા જ મંત્રીઓ એક તરફ હતા અને જો હું ખુલ્લો

વિરોધ કરત તો મારો વિરોધ કશી અસર કરી શકત નહિં...એથી જ મેં આપને આ વાત કરવાનો નિર્ણય કર્યો હતો "

કમલાવતી વિચારમાં પડી ગઈ. થોડી વાર પછી બોલી: "મારા સ્વામીમાં નવસો નવ્વાણુ ગુણ છે ..પરંતુ એક અવગુણ એવો છે કે તેઓ બીજાની વાતમાં તરત સપડાઇ જાય છે. હું જરૂર એમના મનનો ભ્રમ દૂર કરીશ...પરંતુ આ અંગે મારે શ્રીરામ અને તેમના રાજ્યની માહિતી પ્રાપ્ત કરવી પડશે."

"મહાદેવી, તો તે પછી આપે મહારાજને લઈને અયોધ્યા જવું પડશે ..ત્યાં એક વયોવૃદ્ધ પંડિત દેવભૂપણુ રહે છે...તે શ્રીરામનો પરમ ભક્ત છે અને શ્રીરામ તેમ જ શ્રીરામ રાજ્યની પરંપરાએ ઊતરેલી ઘણી માહિતી જાણે છે."

"સારુ, આપ આ પ્રશ્નમાં નિશ્ચિંત રહેજો...હુ તેમને આવતી કાલે જ સમજાવવાનો પ્રયત્ન કરીશ અને જરૂર જણાશે તો એમને લઈને અયોધ્યા પણ જઇશ. મહારાજ વર્તમાન યુગના શ્રીરામ છે એવી વાત ન ફેલાય તેની કાળજી રાખજો"

ભદ્રમાત્ર મહાદેવીને નમન કરીને વિદાય થયો. તે જાણતો હતો કે, વિક્રમને કમલાવતી સિવાય કોઈ સમજાવવા સમર્થ નથી.

આજની રાત વિક્રમ અન્ય રાણીના આવાસમાં ગાળવાનો હોવાથી રાણી કમલાવતી ચિંતિત હૃદયે પોતાના શયનખંડ તરફ ગઇ તેના મનમાં થતું હતુ ..ડાહ્યો ચતુર અને ઉદાર માનવી પણ માનરૂપી જાળમાં સપડાઈ જતો હોય છે...મહારાજ તો હૃદયના ભોળા છે ચારણ કવિની વાત સાભળીને તેઓના હૃદયમા રામ બનવાના કોડ જાગ્યા હશે અને એ વાત ઠમી ગઈ હશે. પણ ક્યાં રામ અને ક્યાં આજનો માનવી? શ્રીરામે જે કાર્ય કર્યાં છે તે કોણ કરી શકશે?

આવા વિચારો વચ્ચે કમલા તન્મય બની ગઇ હતી અને આવતી કાલે મહારાજને કેવી રીતે સમજાવવા તે મનથી વિચારીરહી હતી.

બીજે દિવસે રાજસભામાંથી નિવૃત્ત થઈ વીર વિક્રમ ભવનમાં આવ્યો. કમલા અને કલાવતીએ પોતાના પ્રાણેશ્વરને ઘણા જ ભાવપૂર્વક ભોજન કરાવ્યું.

અને વીર વિક્રમ પોતાના આરામગૃહમાં ગયો ત્યારે થોડી વારમાં જ કમલા સ્વામી પાસે આવી ગઈ કમલાને જોતાં જ વિક્રમે કહ્યું : "એટલી વારમાં તેં જમી લીધું ?"

"આજ આપને ભોજન કરાવતાં કરાવતાં હું તૃપ્ત થઈ ગઈ હતી." કહી કમલા શય્યના એક ખૂણા પર બેસી ગઇ અને સ્વામીના ચરણ પર હાથ પસારવા માંડી.

વીર વિક્રમ પ્રસન્ન નજરે પ્રિયા સામે જોઈ રહ્યો...થોડી પળોનાં મૌન પછી મૃદુસ્વરે બોલ્યો : "પ્રિયે, આજ તારું ચિત્ત ખૂબ જ પ્રસન્ન દેખાય છે.. !"

"એ તો આપની પ્રસન્નતાનું જ પ્રતિબિંબ છે.. જે નારીનો પ્રિયતમ પ્રસન્ન હોય તે નારી કદી અપ્રસન્નતા અનુભવતી નથી."

"કમલા ખરી રીતે મારી પ્રસન્નતાનું મૂળ તું જ છે. જે પુરુષની પ્રિયા પ્રેમમયી અને પ્રસન્ન ચિત્ત હોય, તે પુરુષ ભાગ્યવંત ગણાય છે. ગઈ કાલની વાત તું જાણે છે ?"

"ગઇ કાલની વાત ? હું સમજી નહિ..."

"દોષ મારો જ છે . હુ ગઈ રાતે તને મળ્યો જ નહોતો. થોડા દિવસો પહેલાં રાજસભામાં આવેલા એક કવિએ પોતાના કાવ્યમાં આપણા રાજ્યની રામરાજ્ય સાથે સરખામણી કરીહતી... અને મને શ્રીરામ તરીકે બિરદાવ્યો હતો."

વચ્ચે જ કમલા હસી પડી અને હસતાં હસતાં બોલી : "સ્વામી, કવિઓ ઘણી વાર અતિરેક કરતા હોય છે તેઓ જ્યારે પ્રશંસા કરે છે, ત્યારે કલ્પનાની અને અવાસ્તવિકતાની પાંખે જ ઉડતા હોય છે. એ જ કવિ જો દુભાય અથવા તેની ઇચ્છા પૂરી

ન થાય તો જે મોઢે પાન ચાવ્યું હોય તે મોઢે કોલસા પણ ચાવતો હોય છે..."

"પ્રથમ તું મારી વાત તો સાંભળ ..કવિએ કેવળ શાબ્દિક તુલના નહોતી કરી...ગુણની દૃષ્ટિએ તુલના કરી હતી. મને પણ કવિની વાતમાં સત્યનાં દર્શન થયાં હતાં...અને ખૂબ મનોમથન કર્યા પછી ગઈ કાલે મેં બધા મંત્રીઓને એકત્ર કરી તેમની સમક્ષ આ પ્રશ્ન મૂક્યો હતો."

"મંત્રીઓ સમક્ષ કયો પ્રશ્ન મૂક્યો હતો?

"મને વર્તમાન યુગના શ્રીરામ વિક્રમ તરીકે જાહેર કરવો અને આપણા રાજ્યને રામરાજ્ય તરીકે જાહેર કરવું."

"ઓહ્! શું મંત્રીઓએ આ અંગે વિરોધ કર્યો?"

"સત્યનો વિરોધ કોઈ ન કરી શકે. બધા મંત્રીઓએ ઘણા જ ઉત્સાહપૂર્વક આ સત્યને વધાવી લીધું અને ભટ્ટમાત્રે યોગ્ય તિથિએ આ જાહેરાત કરવાનું દર્શાવ્યું."

"તિથિ નિશ્ચિત થઈ ગઈ?"

"ના...પરંતુ એક–બે દિવસમાં જ યોગ, નક્ષત્ર વગેરેનો વિચાર કરીને તિથિ નક્કી કરશે...આ અંગે તું શું કહે છે?"

"હું શું કહું? મારે મન તો આપ મારા સર્વસ્વ છો... ભગવાન છો...પરંતુ .." કહેતાં કહેતા રાણી વિચારમાં પડી ગઈ.

"કેમ પ્રિયે, કહેતાં કહેતાં વિચાર મગ્ન કેમ બની ગઈ?" વિક્રમ શય્યામાં બેઠો થઈ ગયો.

કમલાએ ગંભીર છતા મધુર સ્વરે કહ્યું: "આપને દુઃખ થાય એવું મારાથી ન બોલી જવાય એટલા ખાતર હું વિચારમાં પડી ગઈ..."

વિક્રમે કમળાનો હાથ પકડી લેતાં કહ્યું: "કમળા, તું તો મારી પટરાણી છે.. કલ્યાણમયી છે...તારા શબ્દો કે વિચારોથી મને

દુઃખ થાય એવું તું કલ્પી શકે છે એ જ આશ્ચર્ય છે...તારે જે કહેવું હોય તે કહે ..શું હું તારી નજરે રામ સમાન નથી ?"

"મારી નજરે તો આપ રામ કરતાં યે વિશેષ છો...પરંતુ લોકો સમક્ષ આપ રામ નથી કે, આપનું રાજ્ય રામરાજ્ય નથી, આપ તો જાણો છો કે, ભગવાન રામચંદ્રજીને એક જ પત્ની હતાં...એમનો આદર્શ પણ એવો જ હતો. એક પત્ની, એક બાણ અને એક વચન...આવો જીવન–આદર્શ આપની પાસે ક્યાં છે ? આપના વિરાટ અંતઃપુરમાં કેટલી પત્નીઓ છે ?...

"આથી શું થયું ? સીતા રૂપે તો મારે મન તું એક જ છે..."

"તમારા મનની વાત જુદી છે અને આદર્શની વાત જુદી છે. ભગવાન શ્રી રામચંદ્રના અંતઃપુરમાં મનની માનેલી એક સીતા અને મન બહારની અનેક પત્નીઓ હતી જ નહિ...સંખ્યાબંધ નવયૌવના પત્નીઓ વચ્ચે વસનારા આપ એકપત્નીવ્રતના આદર્શને કઈ રીતે ઘટાવી શકો ? આપ એક સમર્થ, બળવાન, ઉદાર અને પ્રજાપ્રિય રાજા છો એટલે આપના મંત્રીઓ આપના પ્રભાવમાં અંજાઈ જાય અને આપની પ્રીતિ સંપાદન કરવા અસત્યને પણ સત્ય રૂપે સત્કારે એ કંઈ આશ્ચર્ય નથી...આશ્ચર્ય તો એ છે કે, આપના અંતઃકરણમાં આવા અસત્યે સત્ય રૂપે સ્થાન કેવી રીતે લીધું ?"

"કમલા, તારા વિચારો મને ખૂબ જ ગમે છે ..પરંતુ સતયુગ અને કલિકાલનું જે સ્વરૂપ છે તે દૃષ્ટિએ વિચાર કરતાં લોકો મને શ્રીરામ વિક્રમ તરીકે બિરદાવે અથવા પ્રતિષ્ઠિત કરે એ કંઈ અજુગતું નથી જો અત્યારે સતયુગ હોત તો મેં પણ એક જ પત્ની રાખી હોત. આ તો કલિનો પ્રભાવ છે...ગુણની દૃષ્ટિએ તું વિચાર કરીશ તો મારી ભાવના તને બરાબર સમજાશે."

કમલાએ આછાં હાસ્ય સહિત કહ્યું: "સ્વામી, સતયુગમાં પણ એકથી વધુ પત્નીઓ રાજાઓ કરતા હતા. મહારાજ દશરથને ત્રણ પત્નીઓ હતી ..બીજા રાજાઓને પણ શતાધિક પત્નીઓ હતી .. અને કલિકાલમાં પણ એક પત્નીવ્રતનો આદર્શ ઘણા પુરુષો જાળવતા હોય છે એટલે આપ જેને કલિકાલનો પ્રભાવ કહો છો તે બરાબર ન કહેવાય."

વિક્રમ વિચારમાં પડી ગયો.

કમલાએ કહ્યું : "સ્વામી, આપની પ્રશંસા, આપનું ગૌરવ કે આપની કીર્તિ મને ન ગમે એવું આપ ન માનશો. હું તો લોકો આપની નિંદા ન કરે એટલા ખાતર જ વિરોધ દર્શાવું છું. મોટા માણસોને મોઢે મોઢ કોઇ નથી કહેતુ ..હૈયામાં હિત હોય તે જ કહે છે. પરંતુ આજે આપને રામ કહેનારાઓ આવતી કાલે આપની પૂંઠ પાછળ આપની નિંદા નહિ કરે એની કોઇ ખાતરી નથી. એક વાર આવી પ્રતિષ્ઠા પ્રાપ્ત કર્યા પછી શિખર પરથી પછાડ પડે તે વધારેમાં વધારે કઠણ હોય છે. આવું કારૂણ્ય આપની મહાન કીર્તિને કલંકિત ન કરે એટલા ખાતર જ મારે આ કહેવું પડે છે."

"કમલા, મારુ રાજ્ય આજે રામરાજ્ય સમાન છે...મારા રાજ્યમાં કોઈ દુ:ખી નથી...પ્રજાની પ્રત્યેક ઈચ્છા પૂરી કરવામાં હું મારું કર્તવ્ય માનુ છું. અને મારું રાજ્ય રામરાજ્ય જાહેર થાય તો લોકો સમક્ષ હું શ્રી રામવિક્રમ તરીકે ઊભો રહું એમાં શું અયોગ્ય છે?"

"મહારાજ, માનવીની સુંવાળપ અતિ ભયંકર હોય છે, પરંતુ આપ સત્યાસત્યનો નિર્ણય કરવા ઈચ્છતા હો તો હું એક પ્રાર્થના કરવા માગું છું."

"પ્રિયે, તને તો મેં આજ્ઞા કરવાનો અધિકાર આપ્યો છે. અને માનની સુંવાળપ પ્રત્યે હું નથી આકર્ષાયો. મેં તો કેવળ સત્ય હકીકતને જ લક્ષમાં લીધી છે. તું મને સમજાવીશ તો હું એવો દુરાગ્રહી નથી કે લીધી વાતનો ત્યાગ નહિ કરું !"

"જો આપ સત્યાસત્યનો નિર્ણય કર્યા પછી આ કાર્ય કરવાનું મને વચન આપો તો હું એક પ્રસ્તાવ રજૂ કરું !"

"હું તને વચન આપું છું."

"તો આપણે શ્રી રામચંદ્રજીની પવિત્ર નગરી અયોધ્યામાં જવું. પડશે અને શ્રીરામ અને રામરાજ્યનો આદર્શ કેવો હતો તે જાણવા. માટે પંડિત દેવભૂષણ પાસે જવું પડશે."

"હુ તૈયાર છુ : પરતુ મારી વાતને સમર્થન મળે તો ?"

"તો લોકો સમક્ષ હુ પોતે જ આપને શ્રીરામ તરીકે જાહેર કરીશ" રાણીએ પ્રસન્ન સ્વરે કહ્યું.

અને બીજે જ દિવસે દાસદાસીઓના રસાલા સાથે વીર વિક્રમ રાણી કમલાવતીને લઈને અયોધ્યા તરફ વિદાય થયો.

## ૨૭ : : કઠોર પ્રાયશ્ચિત્ત !

મહારાજ વિક્રમાદિત્ય પોતાની પટરાણી કમલાવતી અને એક વૃદ્ધ મંત્રી સાથે બારમે દિવસે અયોધ્યાનગરીના પાદરમાં પહોંચી ગયા

મહારાજ વિક્રમાદિત્ય રસાલા સહિત પધાર્યા છે એ સમાચાર અયોધ્યાના રાજાને મળતાં જ તે પોતાના મંત્રીઓ અને પરિવારના સભ્યો સાથે નગરીને પાદર આવી પહોંચ્યો. એ વખતે વીર વિક્રમના માણસો પાદરના એક ઉપવનમાં પડાવ નાખી રહ્યા હતા.

અયોધ્યાના રાજાએ મહારાજ વિક્રમાદિત્યના ચરણમાં મસ્તક

નમાવીને ભાવભર્યા સ્વરે પ્રાર્થના કરી : "કૃપાનાથ, આપ મારે ત્યાં ક્યાંથી? આપના ચરણ સ્પર્શથી આજ અમારી નગરી ધન્ય બની ગઈ...આપ અમારા ઉપર કૃપા કરો અને અમારુ આતિથ્ય ગ્રહણ કરી અમને પુણ્ય સંચયનો લાભ આપો."

વીર વિક્રમ અયોધ્યાપતિને પ્રેમથી ભેટી પડ્યો અને બોલ્યો : "રાજન, હુ યાત્રા નિમિત્તે આવ્યો છુ...એટલે આ પવિત્ર ધરતી પર જ મને રહેવાની આજ્ઞા આપો...આપ આજે ભગવાન શ્રી રામચંદ્રજીની ગાદી પર બિરાજો છો એટલે મારી નજરે આપ પણ યાત્રા સ્વરૂપ છો."

પરંતુ અયોધ્યાપતિનો આગ્રહ પ્રેમભરપૂર હતો. જ્યાં પ્રેમભાવ ભર્યો હોય ત્યાં મહાન પુરુષોને પણ લાચાર બનવું પડે છે.

વીર વિક્રમે પોતાના રસાલાને પડાવ ન નાખવાની આજ્ઞા આપી અને સહુની સાથે અયોધ્યાપતિના અતિથિ ભવન તરફ ચાલવા માંડ્યુ.

અવંતિનાથ વીર વિક્રમની કીર્તિ તો ચારે દિશાએ પ્રસરી ચૂકી હતી. અને એમના આગમનના સમાચારથી સમગ્ર અયોધ્યા નગરી હર્ષિત બની ગઈ. નરનારનાં ટોળે ટોળાં ભારતવર્ષના આ મહાન રાજાનાં દર્શને આવવા માંડ્યા.

અતિથિ ભવનમાં પહોંચ્યા પછી તો વીર વિક્રમને નિહાળવા અર્થે નગરીનાં અને આસપાસનાં ગામડાઓના નરનાર ટોળે વળી આવવા જ માંડ્યાં.

લોકભાવનાને વંદના કરવામાં બે દિવસ પસાર થઈ ગયા.

અયોધ્યાપતિ પણ એક વિનમ્ર સેવક માફક મહારાજ વીર વિક્રમની પાસે જ ખડેપગે રહેતા હતા.

એમની ત્રણેય રાણીઓ પણ પટરાણી કમલાદેવી પાસે સખીઓ માફક રહેવા માંડી.

ત્રીજે દિવસે મહારાજ વિક્રમાદિત્ય પોતાની પ્રિયા સાથે ભગવાન શ્રીરામની સ્મૃતિ પોકારતા વિવિધ પ્રકારનાં સ્મરણસ્થળોનાં દર્શન કરવા નીકળી પડયા.

તેઓએ અયોધ્યાના પ્રત્યેક મંદિરોમાં છૂટે હાથે સુવર્ણ વહેંચ્યું અને યાચકોને પણ છૂટે હાથે દાન આપવુ શરૂ કર્યું.

પાંચમે દિવસે કમલાવતીએ વીર વિક્રમને કહ્યું : "મહારાજ, અહીં આવ્યાને આજે પાંચમો દિવસ છે...આપણે જે કાર્ય નિમિત્તે આવ્યાં છીએ તે તો હજી એમ ને એમ રહ્યું છે!"

"મને યાદ છે પ્રિયે ..જો આપણે રાજા પદ્મબાહુનાં અતિથિ ન બન્યાં હોત અને પાદરમાં જ રહ્યાં હોત તો આજે પાછાં પણ વળી ગયાં હોત! અયોધ્યા વાસીઓનો પ્રેમભાવ તો તું નજરે જ નિહાળી રહી છે ..દેવદર્શનનું કાર્ય પતી ગયું છે, પણ તારાં જિનાલયો રહી ગયાં છે ..આજે એ પતાવી નાખીએ...અને આવતી કાલે પંડિતજીને ત્યાં આપણે બે જ જઈએ. અજય પંડિતજીનુ મકાન જોઈ આવ્યો છે." રાજા વીર વિક્રમે કહ્યું.

એમ જ થયું.

રાણી કમલાવતી પોતાની દાસીઓ સાથે અયોધ્યામા આવેલા જિનપ્રસાદનાં દર્શને નિકળી ગઈ.

છેલ્લા કેટલાક સમયથી વીર વિક્રમ ભગવાન શંકરનો આરાધક બન્યો હતો અને અહીંની લોકભાવનાથી થાકી ગયો હતો એટલે તે જિનપ્રાસાદનાં દર્શને ન નીકળ્યો.

અને છઠ્ઠે દિવસે વહેલી સવારે મહા પ્રતિહાર અને કમળાને લઇને રાજા વીર વિક્રમ એક રથમાં બેસી પંડિત દેવભૂષણના ઘર તરફ રવાના થયો.

લોકોનો અવર જવર શરૂ થાય તે પહેલાં જ વીર વિક્રમનો રથ પંડિતના ઘર સામે ઊભો રહી ગયો.

અજયે કહ્યું : "કૃપાનાથ, સામેના સાદા મકાનમાં પંડિતજી રહે છે."

રાજારાણી બંને રથમાંથી નીચે ઊતર્યાં ...અજય અગ્રસર થયો અને પંડિતજીના મકાનની ડેલીનું કમાડ ખખડાવ્યું.

થોડી જ પળોમાં એક આધેડ પુરુષે કમાડ ઉઘાડ્યું. આ આધેડ પુરુષ પંડિતજીનો પુત્ર હતો. તેણે બે દિવસ પહેલાં જ મહારાજ વિક્રમાદિત્યને જોયા હતા એટલે તે તરત ઓળખી ગયો અને બોલ્યો : "મહરાજ આપ ?"

વીર વિક્રમે હસીને કહ્યું : "કેમ કંઈ આશ્ચર્ય થાય છે ? પંડિતજી ઘરમાં છે ને ?"

"હા...પરંતુ આવા ક્ષુદ્ર ઘરમાં આપ જેવા મહાપુરુષને...!!"

વચ્ચે જ વીર વિક્રમે આધેડ પુરુષના ખભા પર હાથ મૂકતાં કહ્યું : "હું પંડિતજીની વિદ્વતાને વંદના કરવા આવ્યો છું. જે ઘરમાં જ્ઞાની વસતા હોય તે ઘર ક્ષુદ્ર ન ગણાય."

સંકોચ સહિત પંડિતજીના પુત્રે ત્રણેયનો સત્કાર કર્યો

વિક્રમ જોઈ શક્યો કે પંડિતજીનું ઘર ગરીબાઈના આદર્શ સમું છે...એક એકઢાળિયામાં ઢાળેલા ખાટલા પર પંડિત દેવભૂષણજી બેઠા હતા તેઓએ થોડી વાર પહેલાં જ સ્નાન કાર્ય પતાવ્યું હોય એમ કલ્પી શકાતું હતું.

પંડિતજીનો પુત્ર આવાં મહેમાનો માટે કેવાં આસન પાથરવાં જોઈએ તેની ચિંતા કરી રહ્યો હતો. કારણ કે ઘરમાં ઉત્તમ આસનો હતાં નહિ. તે મહારાજ વિક્રમાદિત્યને લઈને પોતાના પિતા પાસે ગયો. એ વખતે પંડિતજી નેત્રો બંધ કરીને માળા ફેરવી રહ્યા હતા.

પંડિતજીના પુત્રે મહારાજ વિક્રમાદિત્ય સામે જોઈને કહ્યું : "મહારાજ ..હું આસનની કંઈક વ્યવસ્થા કરું ..."

"નહિ ભાઈ, આ તો ઉત્તમ સ્થળ છે .." કહી અવંતિપતિ પંડિતજીના ખાટલાની સામે ધરતી પર જ બેસી ગયા. રાણી કમલાવતી પણ બેસી ગઈ ..મહાપ્રતિહાર અજય એક તરફ ઊભો રહ્યો.

પંડિતજીના પુત્રે કહ્યું : "મારા પિતાજી હમણાં જ માળા પૂરી કરશે..."

રાણીએ કહ્યું : "અમને જરાયે ઉતાવળ નથી."

થોડીવાર પછી પંડિતજીએ માળા પૂરી કરી અને તેનો પુત્ર બોલી ઊઠ્યો : "પિતાજી, અવંતિનાથ મહારાજા વિક્રમાદિત્ય પોતાનાં પટરાણી સાથે આપને મળવા પધાર્યા છે."

પંડિતજીએ પ્રસન્ન ભાવે છતાં આશ્ચર્ય સાથે નેત્રો ખોલ્યાં. વીર વિક્રમે અને રાણીએ મસ્તક નમાવી નમસ્કાર કર્યા...અજયે પણ નમસ્કાર કર્યા. પંડિતજીએ આશીર્વાદ આપ્યા.

પરસ્પર કુશળ વાર્તા પૂછ્યા પછી વીર વિક્રમે કહ્યું : "પંડિતજી આપને મળવા ખાતર જ હું અવંતિથી અહીં આવ્યો છું."

"મારાં ધનભાગ્ય.. હું તો એક ગરીબ બ્રાહ્મણ છું...વળી અનિકેત છું .."

"આપના જ્ઞાનની વાત સાંભળીને મારા હૃદયમાં આપને મળવાની તીવ્ર ઇચ્છા થઈ...ખરેખર આપનાં દર્શનથી હું ધન્ય બન્યો..." વીર વિક્રમે કહ્યું.

"મહારાજ, ધન્ય તો અમે બની ગયા. આપ અયોધ્યાપુરીમાં પધાર્યા છો એ વાત મને શિવભટે કરી હતી...શિવભટ આપનાં દર્શને પણ આવ્યો હતો...મારી ઘણી ભાવના હતી પણ આ અવસ્થા ને આખનું સહેજ કાચું એટલે હું નહોતો આવી શક્યો... પણ ભગવાન રામે મારી ભાવના સફળ કરી...આજ મારું આ કંગાલ ઘર સુવર્ણના મહેલ સમું બની ગયું..." પંડિતજીએ ભાવભર્યા સ્વરે કહ્યું ..તેઓએ જોયું કે આ માનવંતાં અતિથિઓ સાવ નીચે બેસી ગયાં છે એટલે તેમણે તરત પોતાના પુત્રને કહ્યું : "શિવભટ, આવાં અતિથિઓ પુણ્યવંતને ઘેર જ આવે છે...તને સત્કાર કરતાં યે ન આવડ્યો ? મહારાજ અને મહાદેવીને કંઈક આસન તો આપવું હતું..."

શિવભદ્ર કંઇ ઉત્તર આપે તે પહેલા જ વીર વિક્રમે કહ્યું :

" પંડિતજી, આપ ચિંતા ન કરો ..મને અહીં ઘણો જ આનંદ છે. હું ને મારાં પત્ની આપને એક તકલીફ આપવા આવ્યાં છીએ."

પંડિતજી ખાટલા પરથી નીચે ઊતરતાં બોલ્યા : " તો હું પણ આપની સામે જ બેસું...શિવભદ્ર, આ ખાટલો જરા ઉપાડી લે..."

વીર વિક્રમ તરત ઊભો થઈ ગયો અને વયોવૃદ્ધ પંડિતજીનો હાથ પકડીને બોલ્યો : " પંડિતજી, આપ ખાટલા પર જ બિરાજો... સંસારનાં બધાં આશ્ચર્ય કરતાં જ્ઞાન મહાન છે."

પંડિત દેવભૂષણ આનાકાની સહિત સંકોચપૂર્વક પુનઃ ખાટલા પર બેસી ગયા અને બોલ્યા : " શી આજ્ઞા છે, મહારાજ ? "

" આજ્ઞા નહિ પણ પ્રાર્થના છે. મેં સાંભળ્યુ છે કે ભગવાન શ્રી રામચંદ્રજીના જીવન અંગે અને તેઓશ્રીએ સ્થાપેલા રામરાજ્ય અંગે આપ ઘણું જાણો છો. હું એ સાંભળવા માટે આપની પાસે આવ્યો છું."

" મહારાજ, ભગવાન રામચંદ્રજીનું જીવન તો સમગ્ર વિશ્વ જાણે છે. અને રામરાજ્યની મહત્તા પણ ઇતિહાસ પ્રસિદ્ધ છે. છતાં પરંપરાથી હું જે કંઈ જાણું છું તે જરૂર આપને કહીશ પરંતુ .."

પંડિતજીને વિચારમાં પડેલા જોઇને વીર વિક્રમે કહ્યું : " કેમ દાદા ? "

" આપને સાચી માહિતી જાણવી હોય તો થોડો શ્રમ લેવો પડશે."

" હું તૈયાર છું."

" તો આપણે નગરીની પૂર્વે એકાદ કોસ દૂર જવું પડશે. ત્યાં પ્રાચીન અયોધ્યાના કેટલાક અવશેષો ખંડેર રૂપે પડ્યા છે, ત્યાં જઈને હું આપને જે કંઈ જાણું છું તે માહિતી આપીશ. એથી આપને પણ ઘણો આનંદ થશે."

"તો આપણે ત્યાં જઈએ. બહાર રથ ઊભો છે." વીર વિક્રમે કહ્યું.

પંડિતજીએ શિવભદ્ર સામે જોઈને કહ્યું : "શિવુ, કોસકોદારી ઘરમાં છે ને ?"

"હા, બાપુજી."

"તો તું સાથે લઈ લે." કહી પંડિતજી ઊભા થયા.

થોડી જ વારમાં પંડિતજી, શિવભદ્ર અને વીર વિક્રમ, રાણી કમળા અને મહાપ્રતિહાર અજય રથમાં બેસીને નગરીની પૂર્વે જવા વિદાય થયાં.

સૂર્યોદય થઈ ગયો હતો. લોકોની અવરજવર પણ સારી રીતે થઈ ચૂકી હતી. પરંતુ રથ પડદાવાળો એટલે લોકો માત્ર રથને જ જોઈ શકતા હતા.

શિવભદ્ર અને અજય રથચાલકની બાજુમાં ગોઠવાઈ ગયા હતા. શિવભદ્ર રથચાલકને માર્ગસૂચન આપી રહ્યો હતો.

પંડિતજીએ રથમાં બેઠા પછી તરત ભગવાન શ્રી રામચંદ્રજીના ભવ્ય અને આદર્શ જીવનની વાત કહેવી શરૂ કરી હતી.

લગભગ ત્રણેક ઘટિકા પછી શિવભદ્રે એક વૃક્ષ નીચે રથને ઊભો રખાવ્યો.

સહુ નીચે ઊતરી ગયાં. વૃક્ષ નીચે ધરતી પર બેસતાં પંડિતજીએ કહ્યું : "મહારાજ, આ બધા ટેકરાઓ. ખંડેરો જે દેખાય છે તે પ્રાચીન અયોધ્યાનાં અવશેષો છે. આ જ તો આ બધા કેવળ માટીના ઢગલા છે. પણ એક કાળે ભગવાન રામના સમયે આ નગરી અતિ વિરાટ હતી. બાર કોસમાં પથરાયેલી. આ તરફ નજર કરો, સરયૂ નદી ઘણી દૂર વહે છે, પણ તે કાળે સરયૂ નદી અયોધ્યાને સ્પર્શીને વહેતી હતી.

વીર વિક્રમે અને રાણી કમળાએ આસપાસ નજર કરી...ત્યાર પછી સહુ નીચે બેસી ગયા અને પંડિતજીએ શ્રી રામચંદ્રજીના જીવનની

વાત પુનઃ શરૂ કરી.. શ્રીરામનો સ્વભાવ, શ્રીરામનું ધૈર્ય, શ્રીરામનો આદર્શ, શ્રીરામનો પ્રજા પ્રત્યે પ્રેમ વગેરે વાતો કરતા કરતા પંડિતજીએ કહ્યું: "મહારાજ ભગવાન શ્રી રામચંદ્રજીએ પોતાના હૃદયની સંપત્તિ સમાં દેવી સીતાજીનો ત્યાગ કર્યો હતો, એ તો આપે સાંભળ્યું હશે!"

"હા પંડિતજી. એ વખતે દેવી સીતાજી સગર્ભા હતાં. અને કોઇ ધોબીએ મૂકેલા અપવાદના કારણે શ્રીરામે પોતાના હૃદયનો ત્યાગ કર્યો હતો." કમલા રાણીએ ઉત્તર આપ્યો.

"મહાદેવી, આવી અસંભવિત વાત કેમ પ્રચાર પામી હશે તે હું નથી જાણતો. પરંતુ અયોધ્યા નગરીમાં કોઈ ધોબીએ આવો અપવાદ મૂક્યો જ નહોતો."

તરત વિક્રમે સવાલ કર્યો: 'તો શું સતીરાણીનો શ્રીરામે ત્યાગ નહોતો કર્યો?"

"કર્યો હતો, પણ એનું કારણ બીજું જ હતું. હું આપને કહું છું. અયોધ્યામાં એક પણ વ્યક્તિ એવી નહોતી કે જેના હૈયામાં શ્રીરામ અને દેવી સીતા પ્રત્યે પ્રેમ અને શ્રદ્ધા ન હોય! ધોબી હોય, ચમાર હોય કે બ્રાહ્મણ હોય.. સહુના હૈયામાં શ્રી રામસીતાનું સ્થાન પોતાના પ્રાણ કરતાયે મહાન હતું."

"તો પછી શ્રીરામના હાથે આવો ક્રૂર અન્યાય કેમ થયો હશે વીર વિક્રમે પ્રશ્ન કર્યો"

"મહારાજ, શ્રીરામે અન્યાય નહોતો કર્યો. પણ પોતાના હાથે થયેલા એક દોષનું પ્રાયશ્ચિત્ત કર્યું હતું આપને એ પ્રસંગ કહું છું." કહી પંડિત દેવભૂપણે આંખો બંધ કરી મનમાં ભગવાન શ્રી રામનું સ્મરણ કરી ભાવ વંદન કર્યાં...ત્યાર પછી તેઓ બોલ્યા: "મહારાજ, લંકા પર વિજય મેળવીને શ્રી રામચંદ્રજીએ મહાન પરાક્રમ દાખવ્યું હતું...વિજય પ્રાપ્ત થયા પછી લંકાનું રાજ્ય વિભીષણને

આપ્યું અને મહારાણી મંદોદરી પણ વિભીષણને સોંપ્યા પછી તેઓ પુષ્પક વિમાનમાં બેસીને અયોધ્યા આવ્યા. તેમની સાથે ત્રિજ્યા નામની રાવણની એક દાસી પણ હતી. ત્રિજ્યા ઘણી જ વિનમ્ર, બુદ્ધિમતી અને ધર્મપ્રિય હતી. એના આ ગુણો પર આકર્ષાઈને શ્રી સીતાજીએ તેને પોતાની સાથે રાખી હતી...કારણ કે ત્રિજટાએ સીતાજીની અશોક વાટિકામાં ખૂબ જ પરિચર્યા કરી હતી. અયોધ્યામાં આવ્યા પછી લોકોએ પોતાના લાડીલા યુવરાજને પ્રેમથી વધાવ્યા... પ્રયત્યેક ભવનમાં ઉત્સવ શરૂ થઈ ગયા...માતા કૌશલ્યા, માતા સુભદ્રા અને માતા કૈકેયીએ શ્રી રામનો હર્ષાશ્રુ વડે સત્કાર કર્યો. ભરત, શત્રુઘ્ન તો પોતાના બંને ભાઈઓને જોઇને પ્રસન્નતાથી નાચવા માંડ્યા... છેવટે એક શુભ દિવસે ભગવાન શ્રી રામચંદ્રજીનો રાજ્યાભિષેક થયો. આ સમયે શ્રીરામે પોતાનાં તમામ મંત્રીઓ, દાસદાસીઓ, પરિવારનાં સભ્યો સર્વેને કંઇ ને કંઈ ઉપહાર આપ્યો. જેની જે ઈચ્છા હોય તે પૂરી કરી...એટલુ જ નહિ પણ અયોધ્યા નગરીમાં પ્રત્યેક ભવનને પુરસ્કૃત કર્યું...ભગવાનનો કૃપાપ્રસાદ સહુને પ્રાપ્ત થયો...પણ એક માત્ર ત્રિજટા વિસરાઈ ગઈ...તે એવી સજ્જન હતી કે આ અંગે કશું બોલી નહિ...જ્યારે વાતવાતમાં સીતાજીએ ત્રિજટાને પ્રશ્ન કર્યો કે, " મારા રામે તારી કઈ ઇચ્છા તૃપ્ત કરી ? " ત્યારે ત્રિજટાએ કહ્યું, " મહાદેવી, હું વંચિત રહી ગઇ છું. મારા પુણ્યની એટલી ખામી હશે."

ભગવતીએ તરત કહ્યું : " શું તુ વંચિત રહી ગઈ છે ? તું મારી પ્રિય દાસી નથી, પણ સખી છે. હુ મહારાજને કહીશ."

ત્રિજટાએ ઘણી અનાકાની કરી.. પરંતુ સીતાજીએ પોતાના પ્રાણવલ્લભ શ્રીરામને ત્રિજટા કેમ ભુલાઈ ગઈ એ પ્રશ્ન કર્યો.

શ્રીરામે તરત કહ્યું, " પ્રિયે, ત્રિજટાનુ મને સ્મરણ જ ન રહ્યું. આવતી કાલે સવારે પહેલું કાર્ય મારું આ હશે."

એ રાત વીતી ગઈ. સવારે સ્નાનાદિથી નિવૃત્ત થઈને ભગવાન રામ પોતાના બેઠકખંડમાં આવ્યા ત્યારે તેમણે ત્રિજટાને બોલાવી લાવવા એક પરિચારિકાને આજ્ઞા કરી.

થોડી જ વારમાં ત્રિજટા આવી અને ભગવાન શ્રીરામને નમસ્કાર કરીને ઊભી રહી, ભગવાને કહ્યું, "ત્રિજટે ! હું તને જ વિસરી ગયો ! તુ તો મારી પ્રિયતમાની પ્રિય સખી છે. સારું થયું કે મહાદેવીએ ભૂલનુ સંશોધન કરવાની મને તક આપી...કહે...તારી જે ઇચ્છા હોય તે સંકોચ વગર માગી લે."

ત્રિજટાએ નમન કરીને વિનમ્ર સ્વરે કહ્યું, "ભગવંત, આપની આટલી કૃપા છે એ મારે મન ઘણું છે."

"નહિ ત્રિજટા, મારું કર્તવ્ય બજાવવામાં તારે સહાયક થવું જોઈએ. તારી ઇચ્છામાં આવે તે માગી લે."

"કૃપાનાથ .." કહેતાં કહેતાં ત્રિજટા વિચારમગ્ન બની ગઈ... જાણે કોઇ ઊંડા વિચાર ગવહરમાં ઊતરી ગઇ.

ભગવાને પ્રસન્ન સ્વરે કહ્યું, "સંકોચ રાખ્યા વગર તારી ઇચ્છા વ્યક્ત કરજે."

"કૃપાનાથ, મારી ઇચ્છા વ્યક્ત ન કરું એ જ ઉત્તમ છે." ત્રિજટાએ વિનમ્ર ભાવે કહ્યું.

"નહિ ત્રિજટે, શું હુ તને વિસરી ગયો એ અંગે કંઈ દુઃખ થયું છે ?"

"ના પ્રભુ. એવું નથી."

"તો"

"મારી ઇચ્છા ઘણી વિચિત્ર છે."

"મેં તને સંકોચ ન રાખવાનું તો કહ્યું જ છે."

"કૃપાનાથ...આપનો અને મહાદેવીનો મારા પર જે ભાવ છે તે જ મારા માટે વરદાનરૂપ છે."

"હવે તારે તારી ઈચ્છા દર્શાવવી જ પડશે."

"કદાચ."

"નહિ ત્રિજટે, તુ કોઈ પ્રકારનો સંકોચ ન રાખ." શ્રીરામે કહ્યું.

"ભગવંત, આપના હાથે સતીત્વની મર્યાદા અને નારીના સમર્પણનું અજાણતાં અપમાન થઈ ગયું છે..." ત્રિજટાએ ગંભીર સ્વરે કહ્યું.

"ત્રિજટે! અસંભવ ..અસંભવ ..હું કદી અજાગૃત રહ્યો નથી ...નારીના સમર્પણનું મારા હાથે અપમાન થાય એ .."

"કૃપાનાથ! વચ્ચે જ ત્રિજટા બોલી ઊઠી. "આપ તો જાણો છો કે સતી મંદોદરી રાજા રાવણનાં અતિપ્રિય અને પ્રેમાળ પત્ની હતાં. આપે એમના હૃદયનો ભાવ જાણ્યા વગર અથવા તો દેવી મંદોદરીને પૂછ્યા વગર મહારાજ વિભિષણનાં હાથમાં સોંપી દીધાં. ભગવંત, સતીત્વની મર્યાદા અને નારીના સમર્પણની શોભાનું આપના હાથે કેવું અપમાન થઈ ગયું હતું! મારી માગણી માત્ર એ જ છે કે ભવિષ્યમાં આપના હાથે આ રીતે કોઇ નારીના સમર્પણનુ અપમાન ન થાય... આ સિવાય મારે કોઇ વસ્તુ નથી જોતી."

વચ્ચે જ શ્રી રામચંદ્રજી બોલી ઊઠયા: "ઓહ! ત્રિજટા... ત્રિજટા! આજ તેં મારા પર મહાન ઉપકાર કર્યો છે ..તારા ઉપકારનો બદલો હું કઇ રીતે વાળી શકીશ? મારા હાથે થયેલા એક ભયંકર અપરાધનું તેં મને ભાન કરાવ્યું છે .." આ પ્રમાણે કહીને શ્રી રામચંદ્રજી આસન પરથી ઊભા થયા. ત્રિજટાએ કહ્યું, "ભગવંત, મારી ઇચ્છા પૂરી થઈ ગઈ." શ્રીરામે ત્રિજટા સામે પ્રસન્ન નજરે જોઈને કહ્યું. "તારો ઊત્તમ આશય હુ સમજી ગયો. પરંતુ મારા હાથે થયેલા એક-મહા પાપનું પ્રાયશ્ચિત્ત મારે વિચારવું જ પડશે." આમ કહીને ભગવાન શ્રીરામ ખંડ બહાર નીકળી ગયા.

એક રથમાં બેસીને તેઓ સીધા મહાત્મા વસિષ્ઠ પાસે પહોંચ્યા અને પોતાના હાથે થયેલા દોષની વાત કરીને પ્રાયશ્ચિત્ત માગ્યું. ભગવાન વસિષ્ઠે વિચાર કરીને કહ્યું, રાજન, આ અપરાધનું પ્રાયશ્ચિત કરવા માટે આપ આપની પ્રિય વસ્તુનો ત્યાગ કરો.' પંડિતજીએ થોડીવાર વિસામો લીધો.

વીર વિક્રમ અને રાણી કમળા અવાક્ બની ગયાં હતાં. પંડિતજીએ કહ્યું: "મહારાજ, ભગવાન રામ સામે પ્રિય વસ્તુ સીતાજી હતાં અને તેથી જ તેઓએ તેમનો સગર્ભાવસ્થા હોવા છતાં ત્યાગ કર્યો."

"કેવું કઠોર પ્રાયશ્ચિત્ત !" વીર વિક્રમથી બોલાઇ જવાયું.

"મહારાજ, પ્રાયશ્ચિત્ત કદી સુંવાળું હોતું નથી: કઠોર જ હોય છે. હવે હુ આપ સમક્ષ રામરાજ્ય કેવું હતું તેની માહિતી આપીશ."

## ૨૮ : : ધર્મસંકટ !

મર્યાદાપુરુષોત્તમ શ્રી રામચંદ્રજીના જીવનની વાત સાંભળીને મહારાજા વિક્રમાદિત્ય અને રાણી કમલાવતી ભાવવિભોર બની ગયાં હતાં.

દેવભૂષણે પોતાના પુત્ર સામે જોઈને કહ્યું: "શિવુ જરા આ તરફ નજર કર્યું ને ! શ્વેત આકડાવાળો ખંઢેર દેખાય છે ?"

શિવુએ એ તરફ નજર કરીને કહ્યું: "હા પિતાજી, બહુ દૂર નથી."

"તો ત્યાં થોડું ખોદકામ થયેલું છે. હજુ વધારે ખોદકામ કરી જો. સંભવ છે કે કોઈ અવશેષ મળી આવે." પંડિતજીએ કહ્યું.

શિવુ ઊભો થયો એટલે વિક્રમે અજય તરફ નજર કરી. અજય તરત બોલ્યો : "શિવુભાઈ, હું પણ આપની સાથે મદદમાં આવું છું."

પંડિતજીએ કહ્યું : 'આપ તો મારા અતિથિ છો..."

વચ્ચે જ કમલારાણીએ કહ્યું : "પૂજ્યશ્રી, આપ ચિંતા ન કરશો, બંને સાથે રહીને ઝડપથી કાર્ય કરી શકાશે."

એમ જ થયું.

શિવુ અને અજય કોશ કોદાળી સાથે શ્વેત આકડાવાળા ખંડેર તરફ અગ્રસર થયા.

પંડિત દેવભૂષણે કહ્યું ; "મહારાજ, ભગવાન રામચંદ્રજી તો મહાન હતા. પરંતુ ભગવાને સ્થાપેલું રામરાજ્ય એથી એ મહાન હતુ. રામરાજ્યની રચનામાં જ શ્રીરામના જીવનની છબી અંકિત થઈ હતી તેઓશ્રી જેમ ગુણના સાગર હતા તેમ પોતાની પ્રજા પણ ગુણના સમુદ્ર સમી બને એમ તેઓ ઇચ્છતા હતા. રામરાજ્યની રચના પાછળ તેઓએ એક કાળજી એ પ્રકારની રાખી હતી કે એવો કોઈ નિયમ ન હોવો જોઈએ કે જેથી જનતા બંધનમાં પડે અને અનીતિનું આચરણ કરવામા રસ લેતી બને. આથી તેઓએ ચારે ય વર્ણ સમભાવે એકબીજાનાં પૂરક બનીને રહે એવી રચના કરી. રાજસંચાલન પૂરતો જ અતિ સ્વલ્પ કર નાખવામાં આવ્યો હતો. આ કર પણ સ્વૈચ્છિક હતો. રાજના કર્મચારીઓ કર ઉઘરાવવા જતા નહોતા. લોકો સ્વેચ્છાએ આપી જતા. કોઈ ન આપી જાય તો એ અંગે કશાં પગલાં લેવામાં આવતાં નહોતાં. પરંતુ નીતિ, સત્ય, વિશુદ્ધિ વગેરે એટલાં ઊંચાં હતાં કે સમગ્ર રામરાજ્યમાં કોઈના હાથે અસત્ય આચરણ થતું નહોતું. જે

રાજ્યનો રાજા સત્ય ધર્મ અને સદાચારનો આરાધી હોય તે રાજ્યની જનતા પણ એને જ અનુસરે છે, અને જ્યાં સત્ય, ધર્મ અને સદાચારની પ્રતિષ્ઠા થાય છે ત્યાં પ્રકૃતિ પણ સહાયક બને છે. આથી રામરાજ્યમા અઢળક અન્ન ઉત્પન્ન થતુ હતુ. ગાયો સમૃદ્ધ અને પુષ્ટ હતી. દૂધ, ઘીની નદીઓ વહેતી 'હતી. સમગ્ર રામરાજ્યમા દુધ, દહીં અને છાસ કોઈને વેચાતાં લેવાં પડતાં નહોતા. કોઈને પ્રસંગવશાત્ જરૂર પડે તો વગર મૂલ્યે મળી જતાં, કારણ કે દૂધ, દહી ને છાસ વેચવાં એ દેવતાઓના વિશ્રામસમી ગાયનું અપમાન ગણાતુ "

થોડી વાર વિશ્રામ લઈને પંડિત દેવભૂપણે કહ્યુ. " કૃપાનાથ, રાજારામનાં દ્વાર જનતા માટે મુક્ત રહેતાં. ગમે તે સમયે ને ગમે ત્યારે લોકો શ્રીરામને મળી શકતા શ્રીરામ પણ લોકોના સુખદુઃખ જાણવા સતત એમના સંપર્કમાં રહેતા. લોકોને કોઈ પ્રકારનુ દુઃખ હતુ નહિ જ્યાં દુઃખ ન હોય ત્યાં ફરિયાદનો પ્રશ્ન પણ રહેતો નથી. સંતોપ, સપ અને સદાચાર જ્યાં જીવન સાથે વણાયેલાં હોય ત્યાં કલહ, કલરવ કે સ્વાર્થની જાળ ગૂથાતી જ નથી આમ છતાં કોઈ વાર કોઈ ફરિયાદ કે પ્રશ્ન ન ઊભો થયો હોય ત્યારે રાજારામના દરબારમાં તેનો તત્કાળ ન્યાય મળી જતો. ન્યાય આપનારા ન્યાયાચાર્યો, વિદ્વાનો, પંડિતો મધ્યસ્થભાવયુક્ત હતા લોકોને વિશુદ્ધ અને ત્વરિત ન્યાય મળવો જોઈ એ એ રાજનુ મુખ્ય કર્તવ્ય ગણાતુ. પ્રાચીન ન્યાયાચાર્યો માનતા હતા કે ન્યાયમા જેટલો વિલબ તેટલો અન્યાય પુષ્ટ બને છે, કારણ કે ન્યાયમાં વિલબ થવો એ જ મોટો અન્યાય અને અત્યાચાર ગણાય છે એમ થાય એથી બને પક્ષકારોને માનસિક ચિંતા ભોગવવી પડે છે અને ન્યાયનો પવિત્ર હેતુ માર્યો જાય છે. રામરાજ્યના ન્યાયનો આ આદર્શ આજ પણ અનેક રાજ્યોમાં ટકી રહ્યો છે."

વીર વિક્રમે કહ્યુ. " મહાત્મન, મારા રાજ્યમાં પણ ન્યાય આ રીતે જ અપાય છે."

"એ જ ઉત્તમ છે. મહારાજ. રામરાજ્યમાં જનતાના આરોગ્ય અંગે એટલી કાળજી રખાતી હતી કે સમગ્ર રાજ્યમાં કોઈ બીમાર પડતું નહોતુ. પ્રજ્ઞાપરાધના કારણે કોઈને સામાન્ય વ્યધિ થાય તો તેનું નિવારણ તત્કાળ કરવામાં આવતુ. રાજ્યમાં ઉત્તમ કોટીના વૈદ્યો હતા, પરંતુ તેઓનું કાર્ય ઔષધો આપવાનુ નહોતું; જનતાની ચોકી કરવાનું હતું. કોઈ પણ માનવી રોગગ્રસ્ત ન, બને એ પ્રકારનાં ખાનપાન ને રહેણીકરણીના નિયમો ઘરઘરના વ્યવહારરૂપ બની ગયા હતા રાજન, રામરાજ્યમાં બાળમરણ હતાં જ નહિ. મૃત્યુ તો અનિવાર્ય છે; પરંતુ મરનારાઓ કા તો યુદ્ધમાં મરતા અથવા પૂર્ણ અવસ્થા ભોગવીને પ્રાકૃતિકરૂપે મરતા.

"ઘણું જ ઉત્તમ !" રાણીથી બોલાઈ જવાયું.

પંડિત દેવભૂપણે રાણી સામે જોઇને કહ્યું. "મહાદેવી, રાજાનું સાચુ કર્તવ્ય એ જ હોય છે..પ્રજાજીવન ઉત્તમ હોય...નૈતિક દૃષ્ટિએ ઉચ્ચ હોય. સંતોષ રૂપી સમૃદ્ધિથી સભર હોય. રામરાજ્યમાં રહેતો કોઈ પણ પ્રજાજન ઘર વગરનો નહોતો, ગોધન વગરનો નહોતો...સાધન વગરનો નહોતો. ગરીબ પોતાની જાતને કદી અમીર માનતો નહિ. જે અલંકારો અમીરો ધારણ કરતા એવા જ અલંકારો શૂદ્રો પણ ધારણ કરતા. એટલું જ નહિ...ચમાર પરિવાર પણ ધારણ કરી શકતા હતા. રામરાજ્યનો એક આદર્શ એ હતો કે જે માનવી જ્યાં જન્મે ત્યાં તેને ઘર બાધવાનો પ્રાકૃતિક અધિકાર હોય છે. જેમ વનપ્રદેશમાં ઊગતાં વૃક્ષો પોતાનુ પોષણ અને વિશ્રામસ્થાન જમીનમાથી પ્રાપ્ત કરે છે તેમ જમીનનુ વેચાણ થતુ જ નહિ જેમ હવા પાણી લોકો વિના-મૂલ્યે મેળવી શકે છે તેમ જમીન પણ એક પ્રાકૃતિક વસ્તુ હોવાથી વિનામૂલ્યે મેળવી શકતા. માત્ર શિલ્પશાસ્ત્રીઓની દેખરેખ એટલા પૂરતી રહેતી કે ભવનનુ નિર્માણ વ્યવસ્થિત અને બીજાને હરકતકર્તા ન થઈ પડે. આ રામરાજ્યની વ્યવસ્થા આજ પણ સારાયે ભારત વર્ષમાં વિદ્યમાન છે."

પંડિત દેવભૂષણે ઘડી વાર વિસામો લીધો...ત્યાર પછી કહ્યું : "મહારાજ, રાજ્યમાં ચોરી, લૂંટ, વ્યભિચાર, બળાત્કાર કે એવાં અનિષ્ટો માત્ર ભાષામાં જ હતાં...કોઈના ભવનમાં કે જીવનમાં આવાં અનિષ્ટો હતા જ નહિ. રાક્ષસ નીતિ વધુ પડતી ભૌતિકવાદી હોવાથી એનો સંસર્ગ પ્રજાજીવનને સદાચારના શિખર પરથી નીચે પછાડે ..પરંતુ જ્યાં સુધી રાવણો અને રાક્ષસો હોય ત્યાં સુધી રામરાજ્ય સ્થાપી શકાય નહિ ..ભગવાન રામચંદ્રજીએ રામરાજ્યની રચના પહેલાં જ અનિષ્ટોનાં ઉત્પાદક સ્થાનો સ્વચ્છ બનાવ્યાં હતાં...શ્રી રામનાં હૃદયમાં રાક્ષસ નિતી પ્રત્યે વૈરભાવ તો હતો જ નહિ રાવણ ભૌતિક ભૂતાવળ પર સમૃદ્ધ બન્યો હતો અને માનવતાની મર્યાદા સાચવતો નહોતો...બીજા રાક્ષસો પણ એવા જ ભયંકર અને અનાચારી હતા. ભગવાને એ લોકોને સમજાવ્યાં. જે ન સમજ્યા તેઓનો નાશ કર્યો. આમ સદાચારનો પાયો નાખતાં પહેલા ભૂમિશુદ્ધિ કરવામાં આવી હતી."

પંડિત દેવભૂષણ શાંત ભાવે રામરાજ્યની વાતો કરતા હતા અને રાજરાણી અતિ પ્રસન્ન હૃદયે સાંભળતાં હતાં આમ ને આમ મધ્યાહ્ન થવા આવ્યો ..એ જ વખતે શિવુ દોડતો આવ્યો અને પિતાજીને નમન કરીને બોલ્યો : "પિતાજી, આપ રાજેશ્વરને લઈને ત્યાં આવો...કંઈક અવશેષ નીકળે એવો સંભવ છે."

પંડિતજી, વીર વિક્રમ અને રાણી કમલાવતી શિવુની પાછળ પાછળ તે ટેકરા પાસે પહોંચ્યાં.

લગભગ એકાદ ઘટિકાના ખોદકામ પછી માટીનાં નકસીદાર બે પાત્રો મળ્યાં અને ચામડાની કોથળી મળી

અજયે કોથળી ખોલી ..તો અંદરથી રત્નોની મઢેલી મોજડીની જોડ નીકળી પડી.

રાજા વીર વિક્રમ લાગણી અને ભાવનાના અતિરેકથી અજય

કમલાએ મૃદુ મંજુલ સ્વરે કહ્યું: "સ્વામી, હું તો કેવળ આપના ચરણની દાસી છું."

"નહિ...તું મારા હૃદયની સામ્રાજ્ઞી છે..." કહી વીર વિક્રમે કમલાને આવેશભર્યાં મન વડે બંને ભુજાઓનાં બંધનમાં ઝકડી લીધી અને ઉપરા ઉપરી ચાર છ ચુંબન આપીને થોડી પળો માટે તો જાણે ગૂંગળાવી મૂકી ત્યાર પછી વીર વિક્રમે કહ્યું : "કમલા આજ મને સમજાયું કે હું જે છું તે જ ઉત્તમ છુ. મહાપુરુષોનું અનુકરણ કરવું એ ઉત્તમ છે ..પણ એના સમાન બનવાનો દંભ કરવો એ મહાન દોષ છે. મારા જેવા સો વિક્રમો પ્રયત્ન કરે તો પણ રામરાજ્ય ઊભું કરી શકે નહિ. રામ સિવાય રામરાજ્ય કોઈથી રચી શકાય નહિ...શ્રીરામ અને રામરાજ્યની વિગત સાંભળ્યા પછી મારો તમામ ગર્વ ઓગળી ગયો છે...મનથી મે નિશ્ચય કર્યો છે કે જનતાને કોઈ પ્રકારનું દુઃખ ન પડે એ કાળજી રાખવી. મારાં સુખોના ભોગે પણ જનતા સુખી થઈ શકતી હોય તો હર્ષભર્યા હૈયે તેમ કરવુ"

રાણી કમલાવતી પ્રસન્ન સ્વરે બોલી: "સ્વામી, આપ મહાન છો .."

"મોર પીછાં વડે જ સુંદર લાગે છે .."

તરત રાણી કમલાએ પરિહાસભર્યાં સ્વરે કહ્યું. "એથી જ આપે સમગ્ર અંતપુરને પીછા વડે શણગારી દીધુ છે. મને તો ભય હતો કે..."

"કઈ વાતનો ?"

"આ પ્રવાસમાં પણ આપને એકાદ સુંદરી ..'

વચ્ચે જ વીર વિક્રમ બોલી ઊઠયો." કમલા, હુ ખરું કહું છું... કોણ જાણે કેવો પ્રસંગ ઊભો થાય છે કે મારાથી ઈન્કાર થઈ શકતો નથી. અયોધ્યાપતિના આટલા આગ્રહની મે ઉપેક્ષા શા માટે કરી એ તું જાણે છે ?"

રાણી કમલાવતી પ્રશ્નભરી નજરે પતિ સામે જોઇ રહી. વિક્રમે કહ્યું : " અયોધ્યાનો રાજા પોતાના મંત્રી સાથે વાત કરી રહ્યો હતો...આ વાતનો કેટલોક અંશ અજય જાણી શકતો હતો. અયોધ્યાપતિ પોતાની બહેન મને આપવાનુ વિચારી રહ્યો હતો...અજય પાસેથી આ વાત સાંભળીને મેં તરત પ્રવાસની તૈયારી કરી."

"હ...હવે કંઈક વાત સમજાણી."

"કેમ ..હુ સમજ્યો નહિ "

"અયોધ્યાપતિની રાણી મારી સખીરૂપ બની ગઈ હતી અને આપના અંતઃપુર અંગે પ્રશ્નો કરીને વિગત જાણવા ઇચ્છી રહી હતી." કમલાએ કહ્યું.

પતિપત્નિ આ રીતે વાતો કરતાં હતાં...રાત્રિનો બીજો પ્રહર પૂરો થવાની તૈયારી હતી . ત્યાં તંબુના દ્વાર આગળ ઉભેલા રક્ષકે રાજરાજેશ્વર મહાજ વિક્રમાદિત્યનો જયનાદ પોકાર્યો.

વીર વિક્રમ અને રાણી કમલા આશ્ચર્યભરી નજરે દ્વાર તરફ જોઈ રહ્યાં.

મહાપ્રતિહાર અજયનો અવાજ સંભળાયો : "કૃપાનાથ જાગે છે ?"

"અંદર આવો અજય ..શું બન્યુ છે ?" વિક્રમે કહ્યું.

કમલા શય્યા પરથી ઊઠીને એક આસન પર બેસી ગઈ અજય દ્વારનો પડદો અળગો કરીને અંદર આવ્યો અને વીર વિક્રમ તથા મહાદેવી કમલાને નમન કરીને બોલ્યો : " કૃપાનાથ, અયોધ્યાપતિ, એમના મંત્રી અને બીજા માણસો આપનાં દર્શનાર્થે પધાર્યા છે."

"અત્યારે મધરાતે ?"

"હા કૃપાનાથ ..મે સહુને આપની બેઠકવાળા તંબુમાં બેસાડ્યા છે...કંઇક મહત્ત્વનું કાર્ય હોય એમ સમજાય છે."

"પરંતુ આજે સવારે તો તેઓ અમને વિદાય આપવા આવ્યા હતા... એવુ મહત્વનું કાર્ય શું આવી પડ્યું હશે ? અજય, તુ એમ

કર ..અયોધ્યાપતિને લઇને અહીં જ આવ." વીર વિક્રમે કહ્યું.

તરત કમલારાણી બોલી ઊઠી : "તો આપ ત્યાં જ પધારો ને .."

"પ્રિયે, વળી મારે વસ્ત્રો બદલાવવાં પડશે ..અને તારાથી ગુપ્ત કશું છે જ નહિ . તું પણ અહીં જ બેસજે."

અજય નમન કરીને ચાલ્યો ગયો. કમલારાણીએ સ્વામી સામે જોઈને કહ્યું : "કોઇ પણ પ્રકારની વિપત્તિ વગર અયોધ્યાપતિ આ રીતે દોડતા ન આવે !"

"વિપત્તિ કઈ વાતની હોય... ? આજે સવારે આપણે વિદાય લીધી ત્યારે એવો કશો આભાસ નહોતો દેખાયો..."

કમલાએ હસીને કહ્યું : "કદાચ એમની કુમારી બહેન માટે..."

વચ્ચે જ વીર વિક્રમે કહ્યું . "તો તો મારા પર વિપત્તિ આવી ગણાશે "

"આપ તો વિપત્તિ સામે છાતી કાઢીને ચાલનારા છો...વિપત્તિ આવે છે ને આપની દાસી બની જાય છે..." મધુર હાસ્ય સહિત કમલાએ કહ્યું.

વિક્રમ પોતાની પ્રિયતમા સામે જોઈ રહ્યો અને આછાં હાસ્ય સહિત બોલ્યો : "વિપત્તિ દાસી નથી બનતી પ્રિયે . સહચરી બની જાય છે... જો એવુ કંઈ હશે તો ઉત્તર તારે જ આપવો પડશે"

રાણી કંઇ કહેવા જાય તે પહેલાં જ તખુના દ્વાર પાસે મહારાજનો જયનાદ થયો.

વિક્રમ પલંગ પરથી ઊઠીને એક આસન પર બેસી ગયો અને અજય અયોધ્યાપતિને લઈને અંદર દાખલ થયો.

વીર વિક્રમે આસન પરથી ઉભા થઈને આદરભર્યા સ્વરે કહ્યું : "પધારો રાજન, આપના આકસ્મિક આગમનથી હું આશ્ચર્યમાં પડી ગયો છું. ફરમાવો શી આજ્ઞા છે ?"

અયોધ્યાપતિએ વીર વિક્રમને અને મહાદેવી કમલાવતીને

નમસ્કાર કર્યો. ત્યાર પછી વિક્રમ સામે બે હાથ જોડીને વિનયભર્યા સ્વરે કહ્યું. ' કૃપાનાથ, એક ધર્મસંકટમાં સપડાઈ ગયો છું... મુશ્કેલી એવી આવી પડી છે કે, મારે આપને મધરાતે આવીને પરેશાન કરવા પડયા છે."

"રાજન, આપને તો મે મિત્ર માન્યા છે..કઈ વાતની મુશ્કેલી છે?"

"મહારાજ, મુશ્કેલી એવી છે કે આપના સિવાય એ કોઈ દૂર કરી શકે એમ નથી. આજ સવારે અમે બધા આપને વિદાય આપીને ભવન પર આવ્યા ત્યારે તો મને કશી ખબર ન પડી સ્નાનાદિ કાર્ય પતાવીને હું કચેરીએ ગયો ..જયારે ભોજન લેવા પાછો આવ્યો ત્યારે મારાં પત્નીએ મને કહ્યું "બહેન તો અન્નજળને ત્યાગ કરીને બેઠાં છે." મેં જ્યારે સમગ્ર વાત સાંભળી ત્યારે ખબર પડી કે મારી પ્રિય બહેન લત્તામજરી આપને મનથી વરી ચૂકી છે અને આપ તેમને ગ્રહણ ન કરો ત્યા સુધી અન્નજળનો ત્યાગ કરીને બેઠી છે. આ અગે મેં મારી બહેનને ખૂબ સમજાવી...પરંતુ તે પોતાના નિશ્ચયમાંથી જરાયે ચલિત ન થઈ ..એટલે હું મારા મત્રી વગેરેને લઈને આપને મળવા નીકળી પડયો. મહારાજ, મારી બહેન સત્તર વર્ષની પરમ સુદરી છે, સ્વભાવે શાંત છે અને બુદ્ધિમતી છે...જો આપ તેનો સ્વીકાર નહિ કરો તો તે પોતાના પ્રાણુને બચાવી શકશે નહિ"

વીર વિક્રમ ભારે ગભીર બની ગયો. આ તો પોતે ધર્મસકટ અને મુશ્કેલીમાં મુકાઈ ગયો હતો. પોતાના વિરાટ અતઃપુરમાં પચાસ જેટલી નવયૌવના પત્નીઓ છે. સ્ત્રીઓ શા માટે હાથે કરીને આમ શોક્યોના મડળમા આવવા ઇચ્છતી હશે?

વીર વિક્રમે શાંત ભાવે બેઠેલી મહાદેવી કમલા સામે જોયું. કમલાએ કહ્યું: ' મહારાજ, આ તો આપ પોતે ધર્મસકટમાં મુકાઈ ગયા."

"મને સંકટ મુક્ત કરવો એ તારું જ કર્તવ્ય છે."

કમલારાણીએ અયોધ્યાપતિ તરફ જોઈને કહ્યું: "રાજન, આપ આરામ કરો...આપની બહેન દેવી લત્તામંજરીનો હાથ અવંતિપતિ અવશ્ય ગ્રહણ કરશે."

અયોધ્યાપતિ ભારે હર્ષિત બની ગયો.

બીજે દિવસે સહુ અયોધ્યા તરફ પાછાં વળ્યાં અને એક સપ્તાહ પર્યંત રોકાઈ મહારાજ વિક્રમાદિત્ય નવવધૂ દેવી લત્તામંજરીને લઈ પોતાના રસાલા સાથે અવંતિ તરફ વિદાય થયો.

## ૨૯ : : કૌતૂહલ !

નગરીમાં પહોંચ્યા પછી બીજે જ દિવસે વીર વિક્રમ રાજસભાના કાર્યમાં ગૂંથાઈ ગયો ..

મહામંત્રી ભટ્ટમાત્ર મહાદેવી કમલાવતીને મળ્યો અને અયોધ્યાની હકીકત જાણી લીધી.

આમ હકીકત જાણવા છતાં ત્રણેક દિવસ પછી ભટ્ટમાત્રે વીર વિક્રમને વિનયપૂર્ણ સ્વરે કહ્યું: "મહારાજ, આપ અયોધ્યાના પ્રવાસે ગયા...વચ્ચે જ એક ઉત્તમ દિવસ આવ્યો હતો...એ ચાલ્યો ગયો . હવે પંદરેક દિવસ પછી એક શુભ દિવસ આવે છે."

વીર વિક્રમે આછાં હાસ્ય સહિત કહ્યું: "મિત્ર, રામરાજ્યની પ્રતિષ્ઠા અંગે કહે છે ને?"

"હા, કૃપાનાથ!"

"પરંતુ એ શુભ દિવસ મારા માટે અયોધ્યામાં જ લાભદાયક બની ગયો."

"હું સમજ્યો નહિ.." બધુ જાણતો હોવા છતાં ભટ્ટમાત્રે ગંભીર વદને કહ્યું.

"મિત્ર, મારા જેવા સો વિક્રમ ભેગા થાય તોપણ રામરાજ્ય સ્થાપી શકાય નહિ. અને અનંત જન્મોનુ તપ ભેગુ થાય ત્યારે જ રામ બની શકાય મારામાં એવા તપનો અભાવ છે."

ભટ્ટમાત્રે મહારાજ વિક્રમાદિત્યના બંને હાથ પકડી લેતાં કહ્યું: "કૃપાનાથ, આપ મહાન છો...સત્ય સમજાય પછી આપ એને હૈયામાં ધારણ કરતા અચકાતા નથી. હું પણ આ રીતે આપ રામ તરીકે આપની જાતને ઓળખાવો તે બરાબર નથી એમ માનતો હતો..."

"તો પછી તે દિવસે તે સ્પષ્ટ વાત શા માટે નહોતી કરી?"

"મહારાજ, બધા મંત્રીઓની સંમતિ આગળ મારી એકની આપને રૂચત નહિ...અને સ્પષ્ટ વાત સમય વગર શોભતી પણ નથી" ભટ્ટમાત્રે કહ્યુ

"મિત્ર, રાજાના હાથે કોઈ વાર અન્યાય થતો હોય ત્યારે મંત્રીઓનુ કર્તવ્ય રાજાને કોઈ પણ ઉપાયે અન્યાય કરતો અટકાવવામાં જ રહેલું છે. એ તો સારુ થયુ કે, મહાદેવીએ સમયસર મને રોક્યો. નહિ તો હુ ઈતિહાસકારોની આંખમાં કણા માફક ખૂંચી જાત" વિક્રમે કહ્યુ

ભટ્ટમાત્રે કહ્યુ: "કૃપાનાથ, મહાદેવી કમલાવતી ખરેખર બુદ્ધિ અને તેજનાં ભંડાર સમા છે"

"એટલો હું પુણ્યવંત છું ..પરંતુ મને એક વિચાર આવ્યો છે.

"આજ્ઞા કરો."

"બે–ચાર દિવસમાં બધા મંત્રીઓને એકત્ર કરીને મારે તેઓને બે શબ્દો કહેવા છે. રાજાની વાતની હા એ હા કરવી એ નાનો સૂનો અપરાધ નથી?"

"મહારાજ, આ વાતને હવે આગળ વધારવાનો હવે મંત્રીઓના હૃદયમાં કોઇ દુર્ભાવના તો હતી જ નહિ...આપની પ્રસન્નતા ખાતર અને આપના સંતોષ ખાતર તેઓએ સંમતિ આપી હતી...એ સિવાય આપના પ્રભાવ સમક્ષ મંત્રીઓ ઘણી વાર લાચાર બની જતા હોય છે." મહામંત્રીએ કહ્યું.

વીર વિક્રમને મહામંત્રીની આ વાતમાં તથ્ય જણાયું...અને કહ્યું : "બરાબર છે...પરંતુ હવે મારે જાગૃત રહેવું પડશે. રાજસભામાં ચારણો કે કવિઓ વધુ પડતાં વખાણ કરે એ તરફ જરા .."

વચ્ચે જ ભટ્ટમાત્રે હસીને કહ્યું : "કૃપાનાથ, કવિઓ કે ચારણોને રોકવા તે ઉચિત નથી ..કારણ કે તેઓ કેવળ આપની પ્રસન્નતા પ્રાપ્ત કરવા ખાતર જ કલ્પનાની પાંખે ઊડતા હોય છે. અને ન હોય એવા ગુણનો આરોપ કરતાં કે હાસ્યાસ્પદ ગણાય એવું વિશેષણ વાપરતાં જરાયે કૃપણતા દાખવતા નથી અને એમને વારવા જતાં કદાચ અવળુ ધારી લ્યે એ કરતાં કવિઓ ગમે તે બોલે ..આપે સાવધ રહેવું...સાંભળીને તરત મનમાંથી કાઢી નાખવું."

વિક્રમ હસ્યો.

બેત્રણ મહિના વીતી ગયા. વીર વિક્રમે જનતાનાં દુઃખ દૂર કરવાનું વ્રત લીધું હતું...તે રોજ રાત્રિના બીજા પ્રહરે નગરચર્યા નિહાળવા અદ્રશ્યરૂપે નીકળી પડતો...અને જે કોઈ પરિવાર દુઃખી જણાય તેના મકાન પર નિશાની કરીને બીજે જ દિવસે તેનું દુઃખ દૂર કરતો.

પોતાના મનમાં સાહસ કરવાની એક ચિનગારી પડી હતી. તે માથું ન ઊંચકે એટલા ખાતર તે ખૂબ જ સાવધ રહેતો. કારણ કે તેણે પોતાના સ્વાર્થ ખાતર ક્યાય ન જવાનું કમલારાણીને વચન આપ્યું હતું.

દિવસો અને મહિનાઓ વીતવા માંડ્યા. છેલ્લા કેટલાક મહિનાઓથી વીર વિક્રમ હંમેશ સંધ્યા સમયે મહાકાલ મહાદેવના

ભવ્ય મંદિરે દર્શનાર્થે જતો. એની સાથે કેટલીક રાણીઓ પણ જતી...અને આથી લોકોમાં રાજા પ્રત્યે વિશેષ ભાવ જાગતો રહેતો.

પોતાનો રાજા ધર્મપ્રિય, ઉદાર, પ્રજાનાં દુઃખ દૂર કરનારો અને સદાચારી હોય તો પ્રજા પોતે ગૌરવના શિખરે ઊભી હોય એમ માનતી હોય છે.

એક મધરાતે વીર વિક્રમ નગરચર્ચા જોઈને અદ્રશ્યપણે રાજભવનમાં દાખલ થયો. આ જ રાતે અન્ય બે રાણીઓનાં આવાસમાં જવાનો ક્રમ હતો, છતાં આજની નગરચર્યામાં એક ઘટના નિહાળીને તે સીધો મહાદેવી કમલારાણીના શયનખંડ પાસે પહોંચ્યો.

કમલારાણી ભરનિંદમાં હતી. બહાર ઊભેલી બે સશસ્ત્ર રક્ષિકાઓ પણ અર્ધનિદ્રામાં પડી હતી. રાજાએ અદ્રશ્યકરણ ગુટિકા મોઢામાંથી કાઢી લીધી અને એક ખોંખારો કર્યો મહારાજનો ખોંખારો સાંભળતાં જ બંને રક્ષિકાઓ સફાળી બેઠી થઈ ગઈ. વિક્રમે કહ્યું : "મહાદેવી પોઢી ગયાં લાગે છે!"

"હા કૃપાનાથ, આજ્ઞા હોય તો .."

"નહિ, તમે બંને આરામ કરો ..હું જ દેવિને જગાડું છું." કહી વિક્રમે શયનખંડના દ્વારની સાંકળ ખખડાવી. વળતી જ પળે અંદરથી મધુર અવાજ આવ્યો : "કોણ?"

"હું વિક્રમ."

આમ અણધાર્યા સ્વામી કેમ આવ્યા હશે? એ પ્રશ્ન સાથે જ કમલાએ શય્યાત્યાગ કર્યો અને વસ્ત્રો ઠીકઠીક કરી શયનખંડનું દ્વાર ખોલતા કહ્યું. "આપ?"

"હા પ્રિયે તારી નિદ્રાનો મેં ભંગ કર્યો છે... પરંતુ એક આશ્ચર્ય સાથે આવ્યો છું એટલે ધૈર્ય ધારી શક્યો નથી .." કહી વિક્રમ અંદર ગયો.

બહાર ઊભેલી રક્ષિકાઓએ દ્વાર અટકાવી દીધું.

કમલાએ એક દીપમાલિકા પરની જાળી ઉઠાવી લીધી ખંડમાં આછો છતાં મધુર પ્રકાશ વ્યાપ્ત બની ગયો.

ત્યાર પછી કમલારાણીએ પ્રસન્ન ભાવે વિક્રમ સામે જોઈને કહ્યું : " એવુ કયુ આશ્ચર્ય છે ? "

વિક્રમ પોતાનો મુગટ વગેરે એક ત્રિપદિ પર મૂકતાં બોલ્યો : " પ્રિયે, આજ મેં ભારે વિચિત્ર વાત સાંભળી છે."

" પહેલાં આપ નિરાંતે બેસો . હું જળપાત્ર મંગાવુ." કહી કમલાએ દ્વાર પાસે જઈ રક્ષિકાને જળપાત્ર લઈ આવવાની આજ્ઞા કરી.

કમળા રાત્રિકાળે અન્નજળ કશુ નહોતી લેતી એટલે એના શયનખંડમાં જળનો કુંભ નહોતો રહેતો.

થોડી જ વારમાં જળનો કુંભ અને એક સુવર્ણ પાત્ર લઈને રક્ષિકા આવી પહોંચી.

સ્વામીને જળપાન કરાવ્યા પછી કમળાએ કહ્યુ, " હવે વાત કરો .."

" આજ હુ મોની વાડામાં ગયો હતો . એક મકાનમાં બે નવયૌવના સખીઓ વાતો કરી રહી હતી, હુ એમની ચર્ચા સાંભળવા એક તરફ ઊભો રહી ગયો ..એ બેમાં એકનુ નામ સૌભાગ્ય સુંદરી હતું...બીજીનુ નામ હુ જાણી શક્યો નથી...પરંતુ બીજી નવયૌવનાના એકાદ માસ પછી લગ્ન થવાનાં હતાં એટલે તે પોતાની સખી પાસે આવી હતી. વાતવાતમાં સૌભાગ્ય સુંદરીએ પોતાની સખીને કહ્યું : " પરણ્યા પછી તો તુ તરત સાસરે જવાની..એટલે આપણે મળી શકીશુ નહિ...પણ લગ્ન પછીના જીવનની તે શી કલ્પના કરી છે ?"

બીજી સખીએ કહ્યું : " એમાં કલ્પના શી કરવાની હોય ! મારા પતિની આજ્ઞાનું પાલન કરીશ, એનાં સુખમાં સુખ માનીશ ..મારાં સાસુ–સસરાને માતા–પિતા તુલ્ય માનીને એમની સેવા કરીશ અને મમતા પ્રાપ્ત કરીશ.

" પગલી નહિ તો... " સૌભાગ્ય સુંદરીએ વ્યંગભર્યો હાસ્ય સહિત કહ્યું: " આ રીતે તો દરેક સ્ત્રીઓ વર્તતી હોય છે....એમાં કોઈ નવીનતા નથી. આ તો પરણ્યાની ગુલામી કહેવાય...આમા શુ ? "

તરત બીજી સખીએ કહ્યું · " સૌભાગ્ય, કર્તવ્ય એ શુ ગુલામી છે ? તો પછી લગ્ન પછી તુ શું કરીશ? "

" મારા લગ્નનુ તો હજી કાંઈ ઠેકાણુ નથી...પણ એકાદ વરસમાં મારે પરણવું તો પડશે જ ..એ વખતે હુ તારા જેવા ગુલામીભર્યો વિચારો નહિ કરું..."

" ત્યારે ? "

" મારી પાસે રૂપયૌવનનો થાળ ભર્યો છે...હું મારા પતિને મારો દાસ બનાવીશ ..અને એની આંખમાં કામણ આંજીને અન્ય છેલ છબીલા પુરુષો સાથે જીવનનો ઉલ્લાસ માણીશ .. " સૌભાગ્ય સુંદરીએ આ પ્રમાણે કહ્યું એટલે તેની સખી ગંભીર સ્વરે બોલી, "સૌભાગ્ય, તું મારો પરિહાસ તો નથી કરતી ને? "

" ના...હુ સત્ય કહું છુ. એક જ પુરુષની પાંખમાં રહેવુ એ શુ જીવનનો ઉલ્લાસ છે ? ના, ના....ના ..એમાં કોઈ નવીનતા નથી યૌવન તો અમુક કાળે આથમી જતું હોય છે...પછી શા માટે એની ઉપેક્ષા કરવી ? " સૌભાગ્ય સુંદરીના આ શબ્દો સાંભળીને હું તરત ચાલ્યો આવ્યો." રાજા વિક્રમે કહ્યુ.

કમલાએ મધુર સ્વરે કહ્યું: " સ્વામી, આમા આશ્ચર્ય કઈ વાતનુ છે ? મોટા ભાગની સ્ત્રીઓ સદાચારી અને સતીત્વની મર્યાદા પાળનારી હોય છે...કોઈ કોઈ સ્ત્રીઓ સૌભાગ્યસુંદરી જેવા વિચારો પણ સેવતી હોય છે."

" કમળા, મને આ શબ્દો સાંભળીને સૌભાગ્ય સુંદરીની પરીક્ષા કરવાનો વિચાર આવ્યો એટલે હું સીધો તારી પાસે આવ્યો..."

" આપ પરીક્ષા કેવી રીતે લેશો ? હજી તો એ કુમારી છે ..અને

પરણ્યા પછી તે અહીં રહે કે અન્ય નગરીમાં જાય એ તો કંઈ કહી શકાય નહિ."

"પણ મારી વાત તો સાભળ...જો તું સલાહ આપે તો હું સૌભાગ્યસુંદરીને મારી પત્ની બનાવું અને એકદંડિયા મહેલમાં રાખીને જોઉં કે એ પોતાના પતિને ગુલામ કેવી રીતે બનાવે છે અને અન્ય પુરુષો સાથે યૌવનની મસ્તી કેવી રીતે માણે છે?'

કમળા ખડખડાટ હસી પડી. .એના મધુર હાસ્યથી શયનખંડ પણ મુખરિત બની ગયો... વીર વિક્રમ તરત ગંભીર સ્વરે બોલ્યો:
"શું તને હસવું આવે છે?"

"હા સ્વામી .આ વાત જ હાસ્યાસ્પદ છે. એક સ્ત્રીની પરીક્ષા લેવા ખાતર આપે પરિગ્રહ શા માટે વધારવો જોઇએ? સંસાર અને સદાચારથી દૂર ઊભેલી સ્ત્રીઓ જો ચતુર હોય તો પોતાનું ધાર્યું અવશ્ય કરી શકે છે.. આપ સૌભાગ્યસુંદરીની કલ્પના જાણવા ખાતર તેની સાથે લગ્ન કરો, તેને એકદંડિયા મહેલમાં પૂરી દો અને આમ છતાં જો તે નારી પરપુરુષગામિની બને તો આપની પ્રતિષ્ઠાને કેટલો ધક્કો લાગે? વાધરી માટે ભેંસ મારવા જવું એ શું આપને ઉચિત લાગે છે?"

"કમલા, આપણા રાજ્યમાં અપરિણિત સ્ત્રીઓનાં મનમાં આવા વિચારો શા માટે ઊભા થતા હશે?"

"આપ રામ નથી અને આપનું રાજ્ય રામરાજ્ય નથી ..હજાર સ્ત્રીઓ ઉત્તમ હોય ત્યા એકાદ સ્ત્રી આવી પણ નીકળી પડે છે એમાં પૂર્વભવના સંસ્કારો પણ ભાગ ભજવતા હોય છે...આપ શાંતિથી પોઢી જાઓ . રાત ઘણી ગઈ છે ..અને સવારે પાછા આપ."

વચ્ચે વીર વિક્રમે કમલાને હૈયાસરસી લેતાં કહ્યું : "કમળા, હું તારી વાત તો માની લઉં છું. .પરંતુ રૂપ-યૌવનના ગર્વથી છકેલી સૌભાગ્યસુંદરીના ગર્વનું ખંડન કરી શકતો નથી."

વિક્રમની છાતી પર મસ્તક છુપાવીને કમલાએ કહ્યું : " પ્રાણેશ, સહુ પોતપોતાની કરણીનાં ફળ ભોગવે છે. આપણે શા માટે ચિંતા કરવી જોઈએ ? "

" ચિંતા જેવુ કશુ નથી પ્રિયે, પરતુ મેં સ્ત્રીને શ્રેષ્ઠ કલ્પી છે. ખરી રીતે તો તે એક માતૃમૂર્તિ જ છે. એના હૈયામાં આવા વિચારો ઊભા થાય તે ભારે દુઃખદ છે સૌભાગ્યસુંદરી હજી કુમારિકા છે ..હજી તેનુ સગપણ પણ થયું નથી છતાં મનમાં આવી કલ્પના કેમ ઊભી થતી હશે ? " વિક્રમ પોતાની પ્રિયાને લઈને શય્યા પર બેઠો.

કમલાએ વેધક નજરે પતિ સામે જોઈને કહ્યું : " એક પ્રશ્ન કરું ? "

" એક શા માટે ? '

" સૌભાગ્યસુદરી દેખાવમાં કેવી છે ? "

" સુદર, રૂપવતી અને નવયૌવના છે."

" આપ એના પ્રત્યે આકર્ષાયા હો તો..."

" નહિ કમલા...મનમાં એવો કોઈ ભાવ જાગ્યો નથી ..આ તો એના શબ્દો સાભળીને..."

વચ્ચે જ કમલારાણીએ કહ્યું : " તો આપ આ વાતને ભૂલી જાઓ. સસારમા સ્ત્રીચરિત્રનો પાર કોઈ પામી શક્યું નથી. નારી એક મહાન તાકાત છે જો એ શક્તિ યોગ્ય માર્ગે વળે તો સસારમાં સ્વર્ગ ઊભુ કરે...અને અવળે માર્ગે વળે તો સસારને સ્મશાન સમુ બનાવી દે. શાસ્ત્રકારોએ એટલા માટે જ નારી જાતિ પર વિવિધ પ્રકારના બંધનો મૂક્યાં છે . જેથી તે પોતાના કર્તવ્ય માર્ગેથી ચલિત થઇ શકે નહિ. આમ છતા ઘણી સ્ત્રીઓ આવાં બધનોને પણ ઘોળીને પી જતી હોય છે, આપે જ મને ઉમાદે નામની એક પંડિત પત્નીની વાત કરી હતી ઉમાદેના ચારિત્ર્ય પાછળ કેટલો દભ હતો ! પરમ સતીનો ડોળ કરીને તે કેવી ભયકર હતી ! આ કિસ્સો શુ એવો

નથી કે પતિને ગુલામ બનાવીને તે પોતાના મનગમતા પુરુષ સાથે રમતી હોય?"

"બરાબર છે ..પણ ઉમાદે પાસે એક દૈવી દંડ હતો ..જ્યારે આવી શક્તિ દરેક સ્ત્રીઓ પાસે નથી હોતી."

"સ્વામી, સ્ત્રી પોતે જ એક શક્તિ છે...આપની પ્રિયા દેવદમની પાસે શું અલ્પ શક્તિ હતી? છતાં તે પવિત્ર રહી છે ..કારણ કે તેણે પોતાની શક્તિ યોગ્ય માર્ગે વાળી છે..."

વિક્રમ પત્ની સામે જોઈ રહ્યો. કમલાએ કહ્યું : "મહારાજ, હવે આપ સૂઈ જાઓ...ઉજાગરા આરોગ્યને નુકસાન પહોંચાડ્યા વગર રહેતા નથી."

વિક્રમે આડે પડખે થઈ પ્રિયાને પડખામાં દબાવી કહ્યું : "કમલ, તારી સાથે જેટલા ઉજાગરા થાય છે તે બધા મારે માટે ઔષધરૂપ બની જાય છે"

"સારું...ઘણી વાર ઔષધનો પણ વિકાર થાય છે .."

ઉત્તરમાં વિક્રમે કમલાને ચુંબન વડે ભીંજવી દીધી.

મોડી રાતે સૂઇ રહેવા છતાં વીર વિક્રમ સૂર્યોદય પહેલાં જ શય્યામાંથી નીચે ઊતર્યો ..એ વખતે કમલારાણી પ્રાતઃકાર્ય અર્થે ખંડ બહાર નીકળી ગઈ હતી.

સ્નાનાદિથી નિવૃત્ત થઈને વીર વિ મ રાજસભામા ગયો. ત્યાં તેણે મહામંત્રીને બોલાવીને કહ્યું · "મિત્ર, સ્ત્રીચરિત્ર શું અકળ છે?"

"હા મહારાજ...સ્ત્રીચરિત્રનો પાર કોઈ પામી શક્યું નથી .. ભગવાન પણ સ્ત્રીચરિત્ર આગળ અવાક્ બની જતા હોય છે."

"મિત્ર, સ્ત્રીચરિત્રનો અનુભવ કરવો હોય તો શું કરવું?"

"કૃપાનાથ, એ અનુભવ લેવા જેવી વસ્તુ નથી. ભારે તીવ્ર વિષ સમાન છે."

"છતાં..."

ભદ્રમાત્રે નમન કરીને કહ્યું . " કૃપાનાથ, મને તો એવો કોઈ અનુભવ નથી...પરંતુ આપણી નગરીમાં કલિકા નામની એક કંદોયણ રહે છે...એ ખૂબ જ ચતુર, બુદ્ધિમતી અને વિવિધ પ્રકારના તંત્ર પ્રયોગોની જાણનારી છે. એને આ વિશાળ નગરીના અનેક પરિવારોની માહિતી છે ..જો આપ કલિકા કંદોયણને સ્ત્રીચરિત્ર અંગે પ્રશ્ન કરશો તો તે અવશ્ય આપને ઉપયોગી માહિતી આપશે "

મનમાં જાગેલા કૌતૂહલનું શમન કરવા વીર વિક્રમે કલિકાને મળવાનો મનથી નિશ્ચય કર્યો ..અને આજ રાતે જ તેના ભવન પર જવાની યોજના વિચારી.

## ૩૦ : કલિકા !

પોતાની પ્રિયતમાઓને આનંદ અને પ્રમોદ આપવા ખાતર છેલ્લા કેટલાક મહિનાઓથી વીર વિક્રમે દર પંદર દિવસે મનોરંજનની યોજના વિચારી હતી અને વસંત તથા ગ્રીષ્મ ઋતુમાં તે નગરી બહાર આવેલા રાજોદ્યાનમા જતો હતો. રાજોદ્યાનમાં વૃક્ષો, લત્તાઓ, મંડપો, પુષ્પની કુંજો વગેરે નંદનવનની રચના સમુ હતું ..પરંતુ એ સર્વ કરતાં ઉદ્યાનમા આવેલુ નાનુ છતા સુંદર સરોવર વધારે સોહામણું હતું.

વસંત અને ગ્રીષ્મમાં વીર વિક્રમ પોતાની સઘળી રાણીઓ સાથે જળવિહારનો આનંદ લૂંટતો અને લૂંટાવતો.

આજ મધ્યાહ્ન પછી જળવિહાર અર્થે જવાનું હતું અને એ અંગેની પૂર્વ તૈયારી પણ થઈ ચૂકી હતી...પરંતુ આજ તેના મનમાં સ્ત્રીચરિત્ર જાણવાની તાલાવેલી જાગી હતી અને એ ખાતર આજે રાતે તે કલિકાને ત્યાં જવા ઈચ્છતો હતો.

ભોજનથી નિવૃત્ત થઈને વિક્રમ આરામગૃહમાં ગયો...ત્યાં કમલા અને કલાવતી પણ આવી પહોંચ્યા.

કલાવતીએ કહ્યું: "મહારાજ, આજ તો આપ નિદ્રા નહિ લઇ શકો."

"કેમ ?"

"આજે જળવિહાર કરવા..."

વચ્ચે જ વિક્રમ બોલી ઉઠયો : ', ઓહ્ ! મને યાદ જ નહોતું રહ્યું ?" કહીને જ વિક્રમ શય્યા પરથી બેઠો થઇ ગયો.

કમલા અને કલાવતી પણ ત્યાં પડેલાં અન્ય આસનો પર બેસી ગઈ. કમલાએ કહ્યું : "મહારાજ, ગઈ કાલે જ આપે મને આજ્ઞા આપી હતી."

"બરાબર છે કમલ, પરંતુ મારા મસ્તિષ્કમાં સ્ત્રીચરિત્રનું ભૂત એવુ ભરાઇ ગયુ છે કે મને જળવિહારનું સ્મરણ જ ન થયુ."

કમલા અને કલા બંને હસી પડયાં. કમલાએ હસતાં હસતાં કહ્યું : "શું ગઈ રાતે એ ભૂત મનમાંથી નીકળ્યું જ નહોતું ?"

"ના કમલ, સૌભાગ્યસુંદરી તો મનમાંથી નીકળી ગઈ..પણ સ્ત્રીચરિત્ર જોવાની જિજ્ઞાસા વધારે બળવત્તર બની ગઈ...આ અંગે મેં મહામંત્રીને વાત કરી હતી...તેઓએ પણ અનુભવ વગર મને ઉપદેશ આપ્યો કે સ્ત્રીચરિત્ર વિષ જેવું ભયંકર હોય છે ..મહામંત્રીનો ઉપદેશ સાભળીને મારી તમન્ના વધારે તીવ્ર બની ગઈ. છેવટે મહામંત્રીએ જ મને એક ઉપાય સૂચવ્યો."

બંને રાણીઓ સ્વામી સામે પ્રશ્નભરી નજરે જોઈ રહી.

વિક્રમે કહ્યું : "આપણી નગરીમાં કલિકા નામની કંદોયણ રહે છે. તે બુદ્ધિમતી, ચતુર અને તાંત્રિક છે...એને મળવાથી સ્ત્રીચરિત્રની માહિતી મળશે...એથી આજ રાતે હું કંદોઈવાડામાં જવાનો છુ."

"આપ તો રાતે જવાના છો ને ?"

"હા કમલ, એક વાર જિજ્ઞાસા શાંત કરી લઉ."

"ભલે...પરંતુ અત્યારે તો આપ જળવિહાર અર્થે ઊભા થાઓ."

"આવતી કાલે રાખીએ તો ?"

"આપની સઘળી પ્રિયાઓ તૈયાર થઈ ગઈ છે. આપ જો આજે નહિ પધારો તો સહુના મનમાં નિરાશા ફરી વળશે.'

"ચાલો...હુ તૈયાર છુ." કહી વીર વિક્રમ ઊભો થયો.

લગભગ એક ઘટિકા પછી ચાલીસ રથ રાજભવનની બહાર નીકળ્યા એકાવન રાણીઓ અને એટલી જ પરિચારિકાઓનાં જૂથ સાથે વીર વિક્રમ નગરી બહારના રાજઉદ્યાન તરફ રવાના થયો.

જળવિહાર !

નવયૌવના પત્નીઓ સાથે મદભરી મસ્તી !

જાણે શ્રીકૃષ્ણ ગોપીઓ સાથે જળક્રીડા ન કરી રહ્યા હોય !

અયોધ્યાની રાજકુમારી લત્તામંજરી સૌથી છેલ્લી રાણી હતી .તે વધારે શરમાળ પણ હતી ..આટલી બધી શોક્યો વચ્ચે સ્વામી સાથે મુક્ત મને મસ્તી કેવી રીતે માણી શકાય? આવા સ કોચ વચ્ચે તે વધારે સુ દર લાગતી હતી આમ છતાં પટમહિષી કમલા જેવુ રૂપ જાણે કોઈ પાસે નહોતું...!

વિક્રમ પોતાની પ્રત્યેક પ્રિયાઓને પ્રેમથી રમાડી રહ્યો હતો... આમ છતાં એનુ ચિત્ત કલિકા કદોયણને મળવા માટે ચિ તા સેવી રહ્યું હતુ.

સૂર્યાસ્ત થાય તે પહેલાં જ જળક્રીડા સમાપ્ત થઈ અને ઉદ્યાનમાં બેસીને સહુએ ભોજન લીધુ.

ચાલીસે ય રથ જ્યારે રાજભવનમાં પાછા આવ્યા ત્યારે રાત્રિનો પ્રથમ પ્રહર પૂરો થવા આવ્યો હતો. આથી વીર વિક્રમ પોતાના ખાસ ખ ડમા ચાલ્યો ગયો. એની પાછળ અજય. પણ આવ્યો અને દ્વાર પાસે ઊભો રહ્યો વીર વિક્રમે અજય તરફ જોઈને કહ્યું: "અ દર આવ અજય ..કલિકાનુ મકાન જોઈ શક્યો?"

અજયે અ દર આવીને કહ્યું, "હા, કૃપાનાથ. આપ તો ક દોઇવાડામા કદી ગયા નથી એટલે શોધતાં વાર લાગશે ..હુ આપની સાથે આવીને બતાવી જઇશ."

"સારું...તું રથ તૈયાર કરાવ..."

"જી." કહીને મહાપ્રતિહાર ચાલ્યો ગયો.

વિક્રમે તરત વેશપરિવર્તન શરૂ કર્યું. રાજમુદ્રિકા સિવાયના બધા અલંકારો તેણે ઉતારી નાખ્યા...ત્યાર પછી એક સામાન્ય ક્ષત્રિયનો પોષાક તેણે ધારણ કર્યો

વેશપરિવર્તન કર્યા પછી દીપમાલિકાના પ્રકાશમાં તેણે દર્પણ તરફ નજર કરી. તેના મનમા થયુ, મારો આ વેશ કોઈથી ઓળખી શકાય એવો નથી.

સામાન્ય ક્ષત્રિય જુવાન જેવો વેશ ધારણ કરીને વિક્રમ બહાર નીકળ્યો.

નીચે પ્રાંગણમાં મહાપ્રતિહાર અજય રથ તૈયાર રાખીને ઉભો હતો.

થોડી જ પળો પછી વીર વિક્રમ અને અજય રથમાં બેસીને વિદાય થયા.

કંદોઈવાડો આવ્યો એટલે અજયે રથ ઊભો રખાવ્યો અને મહારાજ સામે જોઈને કહ્યું: "કૃપાનાથ, હવે આપણે ચાલતા જઈએ...સામે દેખાય તે કંદોઇવાડો છે...કલિકા કંદોઈવાડાની એક શેરીમા રહે છે."

બંને રથમાંથી નીચે ઊતર્યા. અજયે રથચાલકને જવાની આજ્ઞા કરી.

કંદોઈવાડો નાનો નહોતો. લગભગ સાતસો પરિવારો વસતા હતા.

લગભગ એક ઘટિકા પછી અજયે એક ઝરૂખાવાળા મકાન સામે આવીને કહ્યુ : "કૃપાનાથ, દેવી કલિકાનું આ ભવન છે"

"સારુ.. હવે તુ જઈ શકે છે"

"આપ આજ્ઞા કરો તો અહી નીચે ઊભો રહુ."

વિક્રમે હસીને કહ્યું: "નહિ અજય, ભયનુ કોઈ કારણ નથી. મારું કાર્ય પૂરુ થશે એટલે હુ રાજભવન તરફ નીકળી જઈશ."

અજય મસ્તક નમાવીને વિદાય થયો.

વીર વિક્રમે કુલિકાના ભવનના બંધ દ્વારની સાંકળ ખખડાવી.

થોડી જ વારમાં એક વૃદ્ધાએ દ્વાર ખોલ્યું અને અજાણ્યા જુવાનને જોતાં જ કહ્યું "કોનુ કામ છે ભાઈ?"

"હુ દેવી કુલિકાને મળવા આવ્યો છું ..તેઓ ઘરમાં છે?"

"હા ..આપ અંદર પધારો...અને થોડી વાર ચોકમાં ઊભા રહો...હુ એમને પૂછીને અંદર લઈ જઈશ .આપનુ નામ શુ ?"

"હુ એક પરદેશી રાજપૂત છુ . દેવીની પ્રશંસા સાભળીને જ અહી આવ્યો છું. મારું નામ છે વિક્રમસિંહ" વિક્રમે કહ્યું.

વિક્રમ અંદર આવ્યો એટલે વૃદ્ધાએ દ્વાર બંધ કરી દીધું અને કહ્યું·"આપ અહી ઊભા રહો હુ હમણા જ આવુ છુ."

વિક્રમ ભગવાનના ચોકમાં ઊભો રહ્યો. એ ત્રણ દિપમાલિકા-ઓનો પ્રકાશ પથરાઇ રહેલ હોવાથી વિક્રમ જોઈ શકયો કે મકાન ભવ્ય અને સુંદર છે . ચોક પણ રળિયામણો છે ...આ લત્તો ગીચ હોવાથી મકાન ઉદ્યાન વગરનુ લાગે છે.

થોડી વારમા જ વૃદ્ધા પાછી આવી અને ચારે ય તરફ જોઇ રહેલા વિક્રમ સામે જોઇને બોલી. "ભાઈ, મારી પાછળ પાછળ આવો."

"હા મા .." કહી વિક્રમ વૃદ્ધાની પાછળ પાછળ ભવનમાં દાખલ થયો

મકાન ભવ્ય હતુ .. પરંતુ અન્ય કોઈ દાસદાસીઓ હોય એમ દેખાતુ નહોતુ ..વિક્રમના મનમા થયુ... આવડા મોટા ભવનમાં શું માનવીનો અભાવ હશે?

વૃદ્ધા સોપાન શ્રેણી પાસે આવીને ઊભી રહી અને બોલી: "ભાઈ દેવી, છેક ત્રીજી ભૂમિ પર છે."

"કંઈ હરકત નહિ" વિક્રમે કહ્યું :

"વૃદ્ધા સોપાન શ્રેણિ ચડવા માંડી બીજી ભૂમિ પર પહોંચ્યા પછી વિક્રમે કહ્યું : "માજી, આવડા મોટા ભવનમાં શુ દેવી એકલાં જ રહે છે?"

"હા ભાઈ...આપનાં દાસદાસીઓ ઘણાં છે. પરંતુ સૂર્યાસ્ત પછી બધાં પોતપોતાના ઘેર ચાલ્યા જાય છે. હું એકલી અહીં છું. એક ચોકીયાત હોય છે...એ ક્યાંય બહાર ગયો લાગે છે."

વૃદ્ધાએ ખુલાસો કર્યો.

ત્રીજી ભૂમિ પર પહોંચ્યા પછી એક ખંડ પાસે વૃદ્ધા ઊભી રહી અને અટકાવેલા દ્વારને જરા ખખડાવતાં કહ્યું : "દેવી."

"અંદર આવવા દે." ખંડમાંથી કંઈક ઘેઘરો અવાજ આવ્યો.

વૃદ્ધાએ અટકાવેલું દ્વાર ખોલ્યું અને પાછળ ઊભેલા વિક્રમ સામે જોઈને કહ્યું : "અંદર જાઓ, ભાઈ."

વિક્રમ ખંડમાં દાખલ થયો.

વૃદ્ધા પુનઃ કમાડ અટકાવીને ચાલી ગઈ.

ખંડમા બે દિપમાલિકાઓ ઝળહળી રહી હતી. એના પ્રકાશમાં વિક્રમે જોયું. ખંડ વિશાળ છે, સ્વચ્છ છે, ચિત્રવિચિત્ર વસ્તુઓ ચારે તરફ પડેલી છે. કેટલીક વસ્તુઓ તો કદી જોઈ ન હોય એવી પણ છે, અને એક ખૂણામાં ઢાળેલી નાની ઢોલડી પર આધેડ વયની કલિકા આડે પડખે પડી છે.

વિક્રમને જોતાં જ કલિકા ઢોલડી પરથી બેઠી થઈ ગઈ અને બોલી : "પધારો અવંતિનાથ...આપે વેશપરિવર્તન ઘણું ઉત્તમ કર્યું છે ..પરંતુ આપનાં વિશાળ અને તેજસ્વી નયનો કોઈથી છૂપાં રહી શકે એમ નથી." આમ કહીને કલિકા ઢોલડી પરથી ઊભી થઈ ગઈ અને એક આસન તરફ હાથ પસારતાં બોલી : "પધારો કૃપાનાથ, આ આસન પર બિરાજો"

"દેવી, હું એક પરદેશી..."

વચ્ચે જ કલિકાએ મધુર હાસ્ય સહિત કહ્યું : "કૃપાનાથ, મારી નજરે જે વ્યક્તિ એકવાર ચડે છે તેને હું કદી ભૂલી શકતી નથી. આપ કોઈ પ્રકારનો સંકોચ રાખ્યા વગર બિરાજો. હું આજ ખરેખર ધન્ય બની ગઈ છું. મારા આંગણે બાણું લાખ માળવાના ધણી ક્યાંથી?"

વિક્રમ આસન પર બેસતાં બોલ્યો. " દેવી, મેં તો આપને કદી જોયાં નથી."

" આપ તો પરદુ:ખભંજન છો...મહાન છો. આપને કોણ ન ઓળખે ? મેં આપને શોભાયાત્રામાં, મહાકાલનાં મંદિરે અને રાજસભામા જોયા છે. ફરમાવો આ દાસીને આજ કેમ યાદ કરી ?"

વિક્રમ કલિકા સામે જોઈ રહ્યો. તે આધેડ હતી...પરંતુ યુવાનીમાં અપૂર્વ સુંદરી હશે એમ તેને લાગ્યુ. તેના ચહેરા પર બુદ્ધિ, ચતુરાઈ અને જ્ઞાનની ગંભીરતા સ્પષ્ટ દેખાતી હતી. વિક્રમે કહ્યું : "દેવી, હુ એક મહત્ત્વના કાર્ય અર્થે આવ્યો છું. મારા હૃદયમાં એક જિજ્ઞાસા એવી જાગી છે કે મને રાત–દિવસ ચેન પડતું નથી. મારે સ્ત્રીચરિત્ર શું છે તે નજરે નિહાળવુ છે ..અને આ માટે મે સાંભળ્યુ છે કે આપ સિવાય સ્ત્રીચરિત્રનો સત્ય પરિચય મને કોઈ નહિ આપી શકે."

ગંભીર બનીને કલિકા ઢોલડી પર બેસી ગઈ ..બે પળ વિચાર મગ્ન બનીને બોલી : " મહારાજ, સ્ત્રી ચરિત્રથી દૂર રહેવુ એ જ વધારે ઉત્તમ છે આપ આપના હૈયામાં જાગેલી જિજ્ઞાસાને દબાવી દો ..સ્ત્રીચરિત્ર જોયા પછી આપને ભારે દુઃખ થશે ..અથવા તો પસ્તાવાનો સમય આવશે "

" દેવી, મારુ હૃદય જેટલું લાગણીપ્રધાન છે તેટલું જ કઠણ પણ છે. મારા સ્વભાવમાં લીધી વાત પૂરી કરવાનો એક દોષ બાલ્યકાળથી વસેલો છે ..! આપ મારા પર વિશ્વાસ રાખીને મારી વિનંતિ માન્ય રાખો .."

" કૃપાનાથ, હું તો આપની પ્રજા છુ. આપની આજ્ઞા મસ્તકે ધારણ કરવી એ મારો ધર્મ છે...પરંતુ સ્ત્રીચરિત્ર ભારે કુટિલ હોય છે. એનો પાર કોઈ પામી શકતુ નથી. આમ છતા આપની જિજ્ઞાસા સંતોષવા હુ જરૂર પ્રયત્ન કરીશ ..કહો ..સ્ત્રીચરિત્ર બહારનું જોવું છે કે આપના જ અંતપુરનુ ?"

રાજા વિક્રમ આસન પરથી એકદમ આશ્ચર્યની ચમક સાથે

ઊભો થઈ ગયો અને બોલ્યો: "શું મારા અંતઃપુરમાં સ્ત્રીચરિત્ર છે?"

"મહારાજ, આપનું અંતઃપુર એ કંઈ આ સંસારથી નિરાળી વસ્તુ નથી. જ્યાં સ્ત્રીઓ વસતી હોય ત્યાં સ્ત્રીચરિત્ર પણ હોય છે. જે સ્ત્રીઓ પવિત્ર, ધર્મપ્રાણ અને પતિવ્રતા હોય છે ત્યા સ્ત્રીચરિત્ર નથી હોતુ."

વિક્રમ પુનઃ આસન પર બેસી ગયો અને બોલ્યો: "દેવી, મારી સઘળી પત્નીઓ પવિત્ર, નિર્મળ, ધર્મપ્રાણ અને પતિવ્રત ધર્મને પ્રાણથી અધિક માનનારી છે. મારા અંત.પુરમાં સ્ત્રીચરિત્રને અવકાશ પણ નથી"

"તો આપની શ્રદ્ધા ખંડિત કરવા હું નથી ઇચ્છતી...આપને અન્ય પરિવારમાં રહેલા સ્ત્રીચરિત્રનાં દર્શન કરાવીશ."

"ના દેવી. મારે મારા અંતઃપુરમાં રહેલા સ્ત્રીચરિત્રનાં જ દર્શન કરવાં છે.'

"કૃપાનાથ, એ હુ આપને આજે જ બતાવી શકીશ..પરંતુ આપે મને એક વચન આપવું પડશે"

"કહો..."

"જે કંઈ જુઓ તે મનમાં જ રાખવાનું...ક્રોધવશ બનીને કોઇની હત્યા નહિ કરવાની..."

દેવી, હું રાજા છુ..કદાચ ક્રોધને ન પચાવી શકું તો?"

"તો પછી સ્ત્રીચરિત્ર જોવાનો આગ્રહ ન રાખો...કારણ કે આ કાર્યમા હુ પણ એક પક્ષે સહાય કરનારી છું..."

"ઓહ! ભલે હું કોઈની હત્યા નહિ કરુ."

"આપ ખરેખર ભાગ્યવંત છો. આપનો આ યોગ ક્યારે પ્રાપ્ત થાત તે કલ્પી શકાય નહિ..પરંતું આજે મધ્યાહ્ન સમયે જ મને સંદેશો મળ્યો છે..એટલે મધ્ય રાત્રિએ જ હુ આપની જિજ્ઞાસા તૃપ્ત કરી શકીશ. હવે આપ મારી સાથે અગાસી પર પધારો..." કહી

કલિકા ઊભી થઈ અને દ્વાર ખોલીને બહાર નીકળી...બહાર નીકળતી વખતે તેણે એક ઝોળી હાથમાં લીધી હતી.

વિક્રમ પણ તેની પાછળ પાછળ અગાસી પર ગયો. રાત બરાબર જામી હતી. કલિકાએ આકાશ સામે જોઈને કહ્યું : "મહારાજ, સમય થઈ ગયો છે ..આપ આ પેટિકામા ચૂપચાપ બેસી જાઓ.. આ પેટિકામા નાનાં નાનાં છિદ્રો છે. એ દ્વારા આપ સઘળુ જોઈ શકશો .પરંતુ આપ જરાયે અવાજ ન કરશો.. તેમ સંચર પણ ન કરશો ..જો આ પેટિકામાં કોઇ છે એવી ખબર પડી જશે તો ભારે વિપત્તિ આવી પડશે."

અગાસીની વચ્ચે પડેલી એક પેટિકા તરફ જોઇને વિક્રમે કહ્યું : "દેવી, હુ ખૂબ જ સાવધ રહીશ.'

કલિકાએ પેટીનુ ઢાંકણુ ઊંચુ કર્યું. રાજા વીર વિક્રમ અંદર બેસી ગયો. કલિકાએ કહ્યું : "મહારાજ, ચૂપચાપ બેસી રહેજો .. આ પેટી આપને લઈ ને આકાશ માર્ગે ઊડશે...અને આપના અંતઃપુરમાં આપને લઇ જશે. આપ જે બને તે જોયા જ કરજો હુ હવે નીચે જઉ છુ. થોડી વારમાં જ પાછી આવીશ' કહી કલિકાએ પેટિકાનુ ઢાંકણ બંધ કર્યું.

વીર વિક્રમ પેટિકામા સંકોચાઈ ને અનેક વિચારો કરતો બેસી રહ્યો .. કલિકા પોતાના ખંડમાં જવા ચાલી ગઈ

## ૩૧ : : સ્રીચરિત્ર

એકાદ ઘટિકા વીતી હશે. વિક્રમ અગાશીમાં પડેલી પેટિકામાં અનેક વિચારો વચ્ચે સપડાઈ ને પડ્યો હતો એના મનમાં એક જ સવાલ ભારે ઉથલપાથલ મચાવી રહ્યો હતો...મારા અંતપુરમાં સ્રી-ચરિત્ર કેવી રીતે હોય? રાજભવનમા મજબૂત ચોકી પહેરો હોય

છે.. દરેક રાણીઓના આવાસ જુદા હોવા છતાં દરેક આવાસની પૂરતી રક્ષા થતી હોય છે...ચોકિયાતો જાગૃત રહેતા હોય છે ..બહારનો કોઈ પુરુષ અંદર પ્રવેશી શકતો નથી ..આવી વ્યવસ્થા રાખી છે...અને દરેક રાણીઓ મારા પ્રત્યે અપૂર્વ પ્રેમ રાખતી હોય છે. આજ સુધી કોઈ પણ રાણીના વદન પર મેં કુટિલતા નિહાળી નથી...એકાવન રાણીઓ હોવા છતાં કોઇ રાણીને કોઇ વાતનો અસંતોષ નથી. દરેકની ઈચ્છા પૂરી કરવાની હુ કાળજી રાખું છું...બધી પત્નીઓ સંપીને રહે છે.. કોઈ ને કોઇ પ્રત્યે ઈર્ષા નથી...આમ હોવા છતાં સ્ત્રીચરિત્ર આવે કેવી રીતે? આજે જ જળવિહાર કરતી વખતે દરેક પત્ની ઉલ્લાસમય જણાતી હતી સરોવરમાં ખીલેલી કુમુદિનીઓના સમૂહ સમી પ્રફુલ્લ જણાતી હતી. કોઈનાં વદન પર અતૃપ્તિ નહોતી, નિરાશા નહોતી કે ઘેલી ઝંખના પણ નહોતી ..પછી આ કંદોયણ મારા અંતઃપુરમાં સ્ત્રીચરિત્ર હોવાનું કેમ કહેતી હશે?

આવા વિચારમાં વિક્રમ ડૂબી ગયો હતો . ત્યાં કલિકાનો અવાજ તેના કાન પર અથડાયો. કલિકા બોલી રહી હતી ..“ પધારો મંત્રીશ્વર... આ પેટિકા પર બેસી જાઓ...આ માંત્રિક પીંછી હાથમા રાખો એને પેટી પર ફેરવીને ઈચ્છિત સ્થળે પહોંચી જાઓ...”

“ કલિકા...તારી કૃપા ન હોત તો...”

“આપ આવું ન બોલો...આપે મને પુષ્કળ ધન આપ્યું છે ..પણ આ વખતે આપે ઘણો વિલંબ કર્યો ..પંદરેક દિવસ તો થઈ ગયા હશે”

“ હા કલિકા . મહારાજના અંતઃપુરમાં જવું એ સહજ તો છે નહિ...પ્રિયાના ત્રણ ચાર સંદેશા આવ્યા એટલે મારે આજ તને સંદેશો મોકલવો પડ્યો.” કહી મંત્રી પેટિકા પર બેસી ગયો.

પેટિકાની અંદર બેઠેલો વીર વિક્રમ પોતાના મંત્રીનો અવાજ પારખી ગયો...તેના મનમાં પ્રશ્ન જાગ્યો ..“ ઓહ, જેને હું પવિત્ર અને ધર્મિષ્ઠ માનુ છુ તે જ્ઞાનચંદ્ર શું આવો હશે?”

કલિકાએ કહ્યું . “ મંત્રીશ્વર, આપનો સંદેશો મળ્યો કે તરત

મેં તૈયારી કરી રાખી હતી...જુઓ.. આ મંત્રસિદ્ધ પેટિકા આપને સુખરૂપ આપની પ્રિયા પાસે પહોંચાડશે ..પરંતુ ત્યાં ગયા પછી આ પેટિકા ખોલવાનો પ્રયત્ન કરશો નહિ.. કારણ કે પેટિકા મંત્રસિદ્ધ છે અને ખોલશો તો એમાંથી આગ ઊભી થશે અને ઉઘાડનારને બાળીને ખાખ કરી નાખશે."

"હું સાવધ રહીશ આજ પવન પાવડી નથી?' જ્ઞાનચંદ્રે કહ્યું.

"ના...એને મંત્રસિદ્ધ કરવી પડે તેમ છે...અને એમ કરવા જતાં છેક કાળી ચૌદશ સુધી રાહ જોવી પડે .. એટલે આજ આ પેટિકાનો પ્રયોગ કરવો પડે છે," કલિકાએ કહ્યું.

જ્ઞાનચંદ્ર મંત્રીએ કલિકાએ આપેલી પીંછી પેટી માથે ફેરવી અને વળતી જ પળે મંત્રીને લઇને પેટિકા આકાશમાર્ગે રાજભવનના અંતઃપુર તરફ વિદાય થઈ.

વિક્રમ છિદ્રો વાટેથી જોઈ રહ્યો હતો ..પરંતુ ખાસ કશું દેખાતું નહોતું ..

અને થોડી જ વારમાં પેટિકા એક ઝરૂખા વાટે એક શયનખંડમાં દાખલ થઈ .

વિક્રમ હવે જોઇ શકયો કે પોતે કોઈ શયનગૃહમાં આવી પહોંચ્યો છે એક દીપમાલીકાનો પ્રકાશ ખંડમાં પથરાઈ રહ્યો હતો.

પેટિકા શયનખંડની એક દીવાલ પાસે સ્થિર થઈ ગઈ. વિક્રમે જોયું, સામે જ સુવર્ણનો વિશાળ પલંગ પડયો છે, પલંગ પર પોતાની જ પત્ની મદનમંજરી જાગતી બેઠી હતી. જ્ઞાનચંદ્ર પેટિકા પર પીંછી મૂકીને ઊભો થયો કે તરત મદનમંજરી બોલી : "આવ પ્રિયતમ .. તારો વિયોગ મારાથી સહી શકાતો નથી એ તો તું જાણે જ છે... ચાર ચાર સંદેશા પાઠવ્યા ત્યારે તે મને આજ આવવાનું જણાવ્યું પ્રિયતમ, તારું ચિત્ત તો પ્રસન્ન છે ને?"

"ચિત્ત તો તારામાં જ રમ્યા કરે છે ..પણ શું કરું ? રાજકાજ એવું હોય છે કે સમય મળતો નથી, વળી અહીં આવવું એટલે મોતને

હથેળીમાં લઈને જ આવવાનું હોય છે જો કોઇને ખબર પડી જાય તો મારુ મસ્તક ધડથી જુદુ થતા વાર ન લાગે"

"ભય રાખવાનુ પ્રેમીઓને શોભે નહિ. પણ ચાલ...પહેલા હું તને મારા હાથે સ્નાન કરાવુ ...પછી સાથે બેસીને ભોજન કરીએ..."

"શુ તું હજી સુધી જમીન નથી?"

"કેવી રીતે જમુ ? હુ અધીર હૈયે તારી રાહ જોઈ રહી હતી" કહી મદનમજરીએ મત્રી જ્ઞાનચદ્રનો હાથ પકડયો અને શયન-ગૃહમાં જ આવેલા એક સ્નાનગૃહમાં ખેચી ગઇ.

વીર વિક્રમ તો અવાક બનીને ભારે આશ્ચર્ય વચ્ચે પેટિકાના છિદ્ર વાટેથી જેટલું જોઈ શકાય તેટલુ જોઈ રહ્યો હતો.

લગભગ એકાદ ઘટિકા પછી જ્ઞાનચદ્ર અને મદનમંજરી સ્નાન-ગૃહમાથી બહાર આવ્યા

વિક્રમે જોયું...બન્નેએ સ્નાન કર્યું લાગે છે.. મજરીએ કહ્યું : "તુ આરામથી બેસ. હુ જરા વસ્ત્રો બદલાવી લઉ...,'

"પ્રિયે, આ ભીના વસ્ત્રોમાં તારી કચનવરણી કાયા અતિ સોહામણી લાગે છે."

"છતા .." કહીને મજરી શયનગૃહમાંથી બીજા ખડમાં જઈ શકાય તેવા દ્વાર વાટેથી ચાલી ગઈ

શયનખડનુ મુખ્ય દ્વાર અદરથી બધ હતુ. જ્ઞાનચંદ્ર શય્યા પર બેઠો હતો. વિક્રમે જોયુ... જ્ઞાનચદ્ર લગભગ ચાલીસ વરસનો છે...એનો ચહેરો આકર્ષક નથી..મદનમજરી અને જ્ઞાનચદ્ર પડખે પડખે ઊભા રહે તો શોભે પણ નહિ આવા મોટી વયના સામાન્ય માનવી પર મારી નવયૌવન પત્ની કેવી રીતે મુગ્ધ બની હશે ?"

ત્યાં તો ઉત્તમ વસ્ત્રો ધારણ કરી હાથમાં ભોજનનો થાળ લઇને મદનમજરી આવી ગઈ.

બને નીચે બેસીને મસ્તીભર્યાં ઉલ્લાસ સાથે એકબીજાનાં મોઢામાં ખાદ્ય સામગ્રી મૂકવા માડયા.

બન્નેની વાતો સાંભળીને વીર વિક્રમના ચિત્તમાં ભારે ક્રોધ ઉભરાઈ રહ્યો હતો પરંતુ ધૈર્ય રાખ્યા વગર બીજો કોઈ ઉપાય નહોતો.

ભોજન કરીને બંનેએ મુખવાસ લીધો અને મદનમંજરી બોલી · "વહાલા, આમ તું પંદર પંદર દિવસે આવે તે બરાબર નથી. તું રોજ રાતે આવતો જા..."

"પ્રિયે, રોજ રાતે હું કેવી રીતે આવું? મહારાજ અહીં આવી ચડે તો મારી ને તારી કંઈ દશા થાય? વળી કલિકા મહિનામાં બે વાર જ સહાયક બની શકે એમ છે"

"તો પછી બીજો કોઈ ઉપાય નથી?"

"તું જ બતાવ ને...ચોકી પહેરો કેટલો સખત હોય છે?"

"એક ઉપાય સૂઝે છે.."

"કહે.."

"તું સ્ત્રીવેશ ધારણ કરે તો માલણ બનીને અહીં આવી શકે."

"પછી? રાજસભામાં મારી ગેરહાજરીનું પરિણામ શું આવે? મહારાજ ક્યારે આજ્ઞા કરે તે કહી શકાય નહિ"

"પણ તારા વિયોગમાં મારે ઝુરવું પડે છે.."

"હું અહીં હોઉં ને મહારાજ આવી ચડે તો?"

મદનમંજરી ખડખડાટ હસી પડી અને હસતાં હસતાં બોલી: "મહારાજ ક્યાંથી આવે? છેલ્લા બે મહિનાથી તેઓ આવ્યા જ નથી આજ જળક્રીડામાં મેં એમને જોયા હતા..અને આટઆટલી રાણીઓ વચ્ચે વસનારો રાજા નવરો પણ ક્યાં થાય છે? મારા આવાસમાં આવવાનો જ્યારે જ્યારે એમનો વારો આવે છે ત્યારે ત્યારે તેઓ કાં તો પ્રવાસે ગયા હોય છે અથવા કોઈના દુઃખ દૂર કરવામાં રોકાયા હોય છે.."

વિક્રમ હૈયામાં સળગી જતો હતો...અને..

બંને કામાંધ મસ્તીમાં આવી ગયાં...નિર્ભયતાપૂર્વક બંને રતિકેલીમાં દિવાનાં બની ગયાં...

વીર વિક્રમ માટે આ બધું અસહ્ય થઈ પડ્યું હતું છતાં તે ધૈર્ય ધારીને બેઠો હતો.

રાત્રિનો ત્રીજો પ્રહર પૂરો થયો...જ્ઞાનચંદ્રે કહ્યું: "પ્રિયે, હવે હું રજા લઈશ..."

"નહિ ..હજી રાત બાકી છે..."

"પછી સવારે તો હું જઈ ન શકું."

"તો દિવસના હું તને અહીં છુપાવી દઈશ .."

"નહિ મંજરી, આ રીતે સમજવા છતાં સાહસ ખેડવુ તે બરાબર નથી." કહી જ્ઞાનચંદ્ર શય્યા પરથી નીચે ઉતર્યો...રાણી પણ નીચે ઉતરી અને જ્ઞાનચંદ્રને વેલડી માફક વળગી પડતાં બોલી : "હવે તું ક્યારે આવીશ?"

"કલિકા સમજે એવી નથી ..એટલે પંદર દિવસ સુધી મારે ને તારે વિયોગની વ્યથા ભોગવવી પડશે...એમ છતાં જો અન્ય કોઈ ઉપાય સૂઝશે તો હુ જરૂર આવી જઈશ.'

બંનેએ પરસ્પરને હૈયા સરસાં ભીંસ્યા...બંનેએ એકબીજાને દીર્ઘ ચુંબનો આપ્યાં...અને જ્ઞાનચંદ્ર છૂટો પડીને પેટી પાસે ગયો. હાથમાં પીંછી લઈ પેટી પર બેસતાં બોલ્યો : "પ્રિયે, આજનો આનંદ...આજની મસ્તી...આજની રાત .."

વચ્ચે જ મંજરી બોલી ઊઠી . "પંદર દિવસ સુધી મને બાળ્યા કરશે આ કરતાં તો આપણે બંને ક્યાંક છટકી જઈએ તો વધારે સારુ."

જ્ઞાનચંદ્ર આછા હાસ્ય સહિત બોલ્યો "પ્રિયે, મહારાજ વિક્રમાદિત્યના હાથ લાંબા છે..હુ ને તું એકાએક ચાલ્યાં જઈએ એટલે આપોઆપ સંશય ઊભો થાય અને આપણે પકડાઈ જઈએ. વળી અહીં આપણો ગુપ્ત પ્રેમ નિર્ભયપણે મસ્તી માણી શકે છે. તારુ ને મારુ ગૌરવ પણ જળવાય છે..! વળી મારી પત્ની બાળકો માતા પિતા સહુને વ્યથા આપીને જવુ તે પણ હિતાવહ નથી."

મંજરીએ પેટી પાસે આવી છેલ્લી વાર ચુંબનદાન આપીને એક મુક્તામાળા જ્ઞાનચંદ્રના હાથમાં મૂકી.

જ્ઞાનચંદ્રને લઈને પેટિકા ગતિમાન બની...

મંજરી જ્યાં સુધી પેટિકા અદ્રશ્ય ન થઈ ત્યાં સુધી તેને ગગનમાર્ગે જોતી રહી.

થોડીજ વારમાં પેટિકા કલિકા કંદોયણની અગાસી પર પહોંચી ગઈ એ જ પળે કલિકા અગાસી પર આવી અને જ્ઞાનચંદ્રના હાથમાંથી પીછી લઈને બોલી: "કેમ મંત્રીશ્વર, આજ તો બહુ વિલંબ કર્યો ?"

"દેવી, પરકીયાનો પ્રેમ અનોખો હોય છે...પરંતુ તારી કૃપાની થોડીક કસર રહી જાય છે. તું જો સપ્તાહમાં બે વખત મને ત્યાં મોકલી શકે તો ઘણું સારુ...હું તને તું ઈચ્છીશ તે આપતો રહીશ."

"મંત્રીશ્વર, એ માટે મને ક્ષમા કરો ..હું આથી વધારે સગવડ આપી શકું એમ નથી...કારણ કે મારાથી એટલી સાધના થઈ શકે એમ નથી."

ત્યાર પછી જ્ઞાનચંદ્રે મદનમંજરી પાસેથી મેળવેલી મુક્તામાળા કલિકાના હાથમાં મૂકતાં કહ્યું: "આ માળા અતિ મૂલ્યવાન છે."

"હું ધન્ય બની." કહી કલિકાએ મુક્તામાળા પોતાની કમરે બિડાવી.

જ્ઞાનચંદ્ર વિદાય લઈને ચાલ્યો ગયો. કલિકા તેને છે કે નીચે સુધી વળાવીને પાછી અગાસી પર આવી અને પેટિકામાંથી વીર વિક્રમને બહાર કાઢતાં બોલી · "કેમ મહારાજ, સ્ત્રીચરિત્ર જોઈ લીધુ ?"

વીર વિક્રમ અત્યાર સુધી પોતાનો ક્રોધ દબાવીને પેટીમાં રહ્યો હતો. તે બોલ્યો : "દેવી, મને કલ્પના પણ ન હતી કે મારી એક પત્ની આવી ચારિત્રહીન હશે! હવે આપ મને એક વાતનો ઉત્તર આપો."

"મહારાજ, હું આપનું મન સમજી ગઈ છું...પરંતુ આપની અન્ય પચાસ રાણીઓ પ્રત્યે કોઈ પ્રકારનો સંશય ન લાવશો. આપની

અન્ય રાણીઓ પવિત્ર અને પતિવ્રતાઓ જ છે."

"પરંતુ દેવી, હું મારી દરેક રાણીઓને પ્રસન્ન રાખું છું, છતાં આમ કેમ બન્યું? મંત્રી જ્ઞાનચંદ્ર વયમાં મારા કરતાં મોટો છે અને દેખાવડો પણ નથી."

"મહારાજ, આ બાબતમાં ચિંતા કરશો નહિ. સ્ત્રીમાં કામવાસના વિશેષ હોય છે...અને લજ્જા પણ વિશેષ હોય છે. જ્યારે સ્ત્રી લજ્જાનો ત્યાગ કરે છે ત્યારે તેને બીજો કશો ખ્યાલ નથી રહેતો...અને કામવિકારમાં સપડાયેલાં નરનાર વય, રૂપ કે સમાનતાનો વિચાર પણ કરતાં નથી. કામાંધ નારી કુળગૌરવ, પતિ, માતા, પિતા, સર્વને તુચ્છ ગણીને પોતાની વાસના તૃપ્તિ પાછળ તદાકાર બની જતી હોય છે. મોટા અને પૂજ્ય ગણાતા દેવતાઓ પણ કામવાસના આગાળ લાચાર બની જાય છે. મદનથી વ્યાકુળ બનેલો ઈંદ્ર શું સતી અહલ્યાને નહોતો વળગ્યો? વયોવૃદ્ધ બ્રહ્માના હૈયામાં પણ વાસના નહોતી જાગી? સ્ત્રીઓ પણ પુરુષોની પાછળ જ જતી હોય છે."

"ઓહ! દેવી, આપે મને એક સત્યનું દર્શન કરાવ્યું. હવે મારા પર એક કૃપા કરો."

"મહારાજ, હું તો આપની દાસી છું. આપ આજ્ઞા કરો."

"જ્ઞાનચંદ્રે આપને જે માળા આપી તે મને બતાવશો?"

"હા." કહીને કંઠે ભરાવેલી મુક્તમાળા કાઢીને કલિકાએ વિક્રમના હાથમાં મૂકી.

વિક્રમે એ માળા જોઈને કહ્યું: "ઓહ! આ માળા મેં જ મંજરીને આપી હતી...દુષ્ટાએ પોતાના પતિએ આપેલા ઉપહારની પણ ઈજ્જત ન રાખી."

"કૃપાનાથ, ક્રોધ ન કરો...સંસારમાં આવું બનતું જ આવે છે. આપના વડીલ બંધુ મહારાજ ભર્તૃહરિ પોતાની પ્રિયા પર કેટલો પ્રેમ રાખતા હતા? આમ છતાં તેણે પતિપ્રેમની ઉપેક્ષા કરીને એક નીચ જાતિના બદસુરત પુરુષ સાથે સંબંધ બાંધ્યો...! મહારાજ સ્ત્રી

કેવી રીતે વશ રાખવી એ કોઈ નથી જાણતું. મહારાજ ભર્તુહરિએ મહાદેવી પ્રત્યે કેટલી મમતા રાખી હતી? તેઓએ બીજી પત્ની પણ ન કરી...મહાદેવી જે માગે તે હાજર કરી દેતા.. મહાદેવીની પ્રસન્નતા ખાતર પોતાની પ્રસન્નતાનુ બલિદાન આપવામાં તેઓ આનંદ માનતા હતા ..આવા ઉદાર, પ્રેમાળ, સુંદર અને વીર પુરુષની પત્નીનું મન ઊડીને ક્યાં પહોંચ્યું હતુ ?"

"દેવી, આપની વાત સાચી છે ..નારીને નારાયણ પણ પહોંચી શકતા નથી. હવે જો આપને હરકત ન હોય તો આ મુક્તામાળા મારી સાથે લેતો જાઉ ...બે-ત્રણ દિવસ પછી મહાપ્રતિહાર આપને આપી જશે."

"કૃપાનાથ, આ મુક્તામાળા આપની જ છે...ખુશીથી લઈ જાઓ ..પરંતુ એવું કોઇ પગલુ ઉતાવળું ન ભરતાં જેથી આપની કીર્તિને ઝાંખપ લાગે ..અને મને આપેલું વચન પણ આપ ભૂલી ન જશો."

વિક્રમે કલિકા સામે જોઈને કહ્યું : "દેવી હું આપનો આભાર માનું છુ. મેં આપેલું વચન મિથ્યા નહિ બને...હુ બંનેમાં કોઈનો વધ નહિ કરુ ...પરંતુ આવાં દુષ્ટોને નગરીમાં તો નહિ જ રાખી શકું."

"કૃપાનાથ, આ મારો વ્યવસાય છે. છતાં મે પણ આપનો અપરાધ તો કર્યો જ છે...જો મે જ્ઞાનચંદ્રને સહાય ન કરી હોત તો આવું બનત નહિ.'

"દેવી, આપ તો કેવળ નિમિત્ત છો ..પરંતુ આપનો આવો વૈભવ જોતાં મારી એટલી જ વિનંતિ છે કે, આવાં કાર્યોમાં આપ કોઈને સાથ ન આપશો. મેં સાંભળ્યું છે કે, આ વિરાટ ભવનમાં આપ એકલાં જ છો ..પરિવારમાં આપને કોઈ નથી. તો પછી સામાન્ય અને નાશકારક ધન મેળવવા ખાતર..."

વચ્ચે જ કલિકાએ મહારાજ વિક્રમાદિત્યના બંને ચરણ પકડી લેતાં કહ્યું : "કૃપાનાથ, આપના ચરણ પર હાથ મૂકીને પ્રતિજ્ઞા કરું છું

કે હવેથી હું આવા અનીતિમૂલક કાર્યમાં કોઈને સાથ નહિ આપું ખરેખર...હું એકલી જ છું...આવતી કાલે મારી આખ મીચાઈ જાય તો જતન કરીને જાળવી રાખેલી આ સંપત્તિ વેરણછેરણ બની જાય...! મહારાજ, ઉત્તમ એવો જૈન ધર્મ પામી હોવા છતાં મેં તેની ઉપેક્ષા જ કરી છે અને આ મિથ્યા માયાજાળમાં રમતી રહી છું...!"

વિક્રમે કલિકાને ઊભી કરતા કહ્યું : "દેવી, આપ જ્ઞાની છો... જ્ઞાનીને સમજતા વાર નથી લાગતી...હવે આપ આજ્ઞા આપો તો હું જઉં...આમ પૂર્વાકાશ તરફ નજર કરો...પ્રાતઃ કાળનો પ્રારંભ થઈ ગયો છે."

કલિકાએ ભાવભર્યા સ્વરે કહ્યું : "કૃપાનાથ, પારસમણિના સ્પર્શથી લોઢું કંચન બની જાય છે...આપને સ્ત્રીચરિત્ર બતાવવા જતાં આજ મારા સ્ત્રીચરિત્રનો કાયમ માટે અંત આવે છે...આજ હું આપના દર્શનથી પવિત્ર બની ગઈ..."

ત્યાર પછી વીર વિક્રમ વિદાય થયો.

તે જ્યારે રાજભવનમાં પહોચ્યો ત્યારે પૂર્વાકાશના પ્રાગણમાં ઉષારાણીનાં મલપતાં હાસ્ય રમી રહ્યાં હતાં.

## ૩૨ : : સજા !

ગઈ રાતનુ દશ્ય જોઈને વીર વિક્રમના હૃદયમાં ન ઠરી શકે એવી ચિનગારી ચંપાઈ ચૂકી હતી જો તેણે કલિકાને વચન ન આપ્યુ હોત તો વીર વિક્રમ પેટિકામાંથી બહાર નીકળીને મદનમંજરી અને જ્ઞાનચંદ્રને ત્યાં ને ત્યા ખતમ કરી નાખત.

પરંતુ તેણે અસાધારણ ધૈર્ય રાખ્યું હતું કોઈ પણ પુરુષ પોતાની પત્ની સાથે ખેલાતા રંગરાગનુ દશ્ય જોઈને સ્થિર રહી જ ન શકે. ક્રોધને પી જવો એ નાનાસૂની વાત નથી. વીર વિક્રમ સિવાય આવી માનસિક તાકાત કોણ ધારી શકે?

વિક્રમ સીધો પોતાના ખંડમાં આવ્યો તેનો અંગત ભૃત્ય રામદાસ ત્યા જ બેઠો હતો. તે એકદમ ઊભો થઈ ગયો અને વિનમ્ર સ્વરે બોલ્યો : "પ્રભુ, આજ તો બહુ વિલંબ થઈ ગયો...આ રીતે આપ ઉજાગરા કરતા રહેશો તો શરીર ક્યાં સુધી સહી શકશે?"

"રામુ, ઘણી વાર ન છૂટકે માનવીને જાગવુ પડે છે.. પણ મારી કાયા તો ઉજાગરાથી ટેવાઈ ગઈ છે. મારા આરોગ્યને કશુ નહિ થાય . તું મારા સ્નાનની વ્યવસ્થા કર...અને મહાદેવી હજી સ્નાનગૃહમાં જ હશે ..તુ એમની દાસીને કહી દે કે હુ આવી ગયો છુ."

"જી..." કહીને રામદાસ ચાલ્યો ગયો.

"લગભગ બે ઘટિકા પર્યંત તૈલ મર્દન, ઉબટન, સ્નાન આદિ પ્રાતઃકાર્ય પતાવ્યા પછી વીર વિક્રમ રાણી કમલાવતીના ખંડમાં ગયો.

કમલાવતી અને કલાવતી બંને રાહ જોતાં જ બેઠાં હતાં સ્વામીને ખંડમાં દાખલ થયેલા જોઈને બંને ઊભાં થઈ ગયાં . કમલાએ મૃદુ મધુર સ્વરે કહ્યું : "આપના ચહેરા પર મને ઉદાસીનતા કેમ દેખાય છે?"

વીર વિક્રમે એક વિરામાસન પર બેસતાં કહ્યું : "તારી દૃષ્ટિને હુ દાદ આપુ છુ કમલ ..ગઈ રાતે સ્ત્રીચરિત્ર જોયા પછી હુ ભારે પરિતાપ સહી રહ્યો છુ."

કલાવતીએ પ્રશ્ન કર્યો : "મનને વ્યથા થાય એવું કાર્ય શા માટે કરવું જોઈએ?"

વિક્રમ કંઈ ઉત્તર આપે તે પહેલાં જ બે પરિચારિકાઓ મિષ્ટાન્નનો થાળ અને દૂધનાં પાત્રો લઇને ખંડમાં દાખલ થઈ

કમલાએ કહ્યું : "મહારાજ, પ્રથમ દુગ્ધપાન કરી લ્યો..."

બંને પત્નીઓ સાથે થોડું શિરામણ કરી વીર વિક્રમે દુગ્ધપાન કર્યું

ત્યાર પછી હાથમુખ ધોઈ મુખવાસ ગ્રહણ કરી વીર વિક્રમે પરિચારિકાઓને વિદાય કરી . કમલાએ કહ્યું : "ગઈ રાતે શું બન્યું હતુ , મહારાજ?"

વીર વિક્રમે કહ્યું : "પ્રિયે, એ દૃશ્ય જોઈને મારું ચિત્ત ભારે વ્યાકુળ બની ગયું છે." આમ કહી તેણે કલિકાને ત્યાંથી પોતાના અંતઃપુરમાં આવ્યાની, અને રાણી મદનમંજરી તથા મંત્રી જ્ઞાનચંદ્રના વ્યભિચારની સઘળી વાત કરી.

આ વાત સાંભળીને બંને પત્નીઓ અવાક બની ગઈ...કલાએ સંશયાત્મક સ્વરે કહ્યું : " આ દૃશ્ય જોવામાં આપનો કોઈ દૃષ્ટિભ્રમ તો નથી થયો ને?"

"નહિ પ્રિયે, દાર્શનિક પુરાવા રૂપે આ મુક્તામાળા મારી પાસે જ રાખી છે, પરંતુ આ દૂષણ દાબવું કેવી રીતે? ન સહી શકાય એવી આ વાત છે. મૃત્યુદંડ સિવાય આ દૂષણનો અન્ય કોઈ ઉકેલ નથી. અને કલિકાએ મને વચનથી બાંધી લીધો છે. આ પ્રશ્નની કોઈ પણ રીતે ઉપેક્ષા થઈ શકે એમ નથી અને મારે કયો માર્ગ લેવો એ મને સૂઝતું પણ નથી."

ઘડીભર ત્રણેય વચ્ચે મૌન છવાયું. એ મૌનનો ભંગ કરતાં કમલાએ કહ્યું : " સ્વામી, આ દૂષણ તો ભારે અસહ્ય છે. પણ લાઠી ભાંગે નહિ અને સાપ મરે નહિ એ રીતે આ પ્રશ્નનો ઉકેલ આવવો જોઈએ. આ વાત લોકોના કાન સુધી પહોંચશે તો આપની આબરૂને ભારે ધક્કો લાગશે... આપનું અંતઃપુર વગોવાશે અને સતીત્વની મર્યાદા ઝાંખી પડશે."

"તો શું કરવું?"

"મારી દૃષ્ટિએ મંત્રી અને મદનમંજરીને પશ્ચાત્તાપની એકતો તક આપવી જોઈએ."

" કમલા, જે નારી પાતિવ્રત્યના શિખર પરથી ગબડી પડે છે તે નારીને પશ્ચાતાપ સૂઝતો જ નથી.. છતાં હું એક અખતરો વિચારી રહ્યો છું હું સમજું છું કે માનવી ભૂલથી જ ભરેલો છે. જો માનવી પોતાની ભૂલનું સંશોધન કરવા માગતો હોય તો તેને તક આપવી જોઈએ ..મારા વડીલ બંધુએ શું કર્યું હતું એ તો તમે બંનેએ સાંભળ્યું જ છે."

"હા મહારાજ... પત્નીનાં પાપનું પ્રાયશ્ચિત્ત પતિએ કર્યું હતું... રાજપાટ છોડીને તેઓ ત્યાગી બની ગયા હતા...મહાદેવી અનંગસેનાએ પણ આત્મહત્યા કરી હતી...પરંતુ આ પ્રશ્ન સાવ જુદો છે. આપને પત્નીઓ ઘણી છે...આપ સર્વ પ્રત્યે સમદૃષ્ટિ રાખો છો એ પણ સાચું છે...છતાં આપે પરિગ્રહ ઘણો વિરાટ બનાવી દીધો છે. આપના અદર્શનથી અકળાયેલી અથવા તો કામજ્વાળાથી ઘેરાયેલી મંજરી અજ્ઞાનના કારણે આવું કરી બેસે તે સહજવાત છે. હવે આપે ખૂબ જ સજાગ રહેવું પડશે. જે બની ગયું છે તેવું ફરી વાર ન બને એટલા ખાતર આપે અંતઃપુરમાં પણ મોટું પરિવર્તન કરવું પડશે."

"કેવી રીતે?"

"આપને એકાવન પત્નીઓ છે આપે દરેકના આવાસ અલગ રાખ્યા છે..પરંતુ મને લાગે છે કે, પાંચ કે દસ પત્નીઓ સાથે રહી શકે એ રીતના આવાસ રાખવા જોઈએ." કમલાએ કહ્યું.

એ પળ શાંત રહીને વીર વિક્રમે કહ્યું "તારી વાત સાચી છે..પરંતુ શોક્યો વચ્ચે કલહ ન થાય એટલા ખાતર.."

વચ્ચે જ કમલાએ કહ્યું: "કલહ કંઇ કલંક નથી...કલહનું નિવારણ તો વળતી જ પળે થઈ શકશે. આપ સાથે રહેવાથી ઘણું ઉત્તમ પરિણામ આવશે અને આપ પણ સહુનો સંપર્ક રાખી શકશો."

"બરાબર છે..તારી સૂચના વિચારણીય છે. એમાં કોઈ સંશય નથી. પ્રથમ તો મદનમંજરી અને જ્ઞાનચંદ્રના પ્રશ્નનો ઉકેલ જરૂરી બને છે."

"આપ કયા પ્રકારનો અખતરો કરવાનું વિચારી રહ્યા છો?" કમલાએ સવાલ કર્યો

"આજ રાતે નગરી બહારના ઉદ્યાનમાં આવેલા ભવનમાં આપણે જઇએ. ત્યાં મદનમંજરીને અને જ્ઞાનચંદ્રને બોલાવીને બંને સમક્ષ એમના કુકર્મની વાત કરવી...પછી બંનેને કોઇ ન જાણે તે રીતે માલવની હદ બહાર છોડી મૂકવાં.

કલાવતીએ પ્રશ્ન કર્યો: "અને પશ્ચાત્તાપ કરવા ઇચ્છે તો ?"

વિક્રમ વિચારમાં પડી ગયો.

કમલા રાણીએ કહ્યું: "તો–તો બંનેને એવી તક આપવી જોઈએ. પરંતુ આ પ્રશ્ન અંગે આજ ને આજ આવો અખતરો કરવાની શી જરૂર છે ? આપ બે દિવસ આરામ કરો ..પછી મન જરા સ્વસ્થ થાય એટલે આ અખતરો કરવો તે પહેલાં મોતીની માળા અંગે આપણે એક પ્રયોગ કરવો જોઇએ."

"કેવી રીતે ?"

"કૃપાનાથ, પ્રાયશ્ચિત્તની તક આપની પત્નીને જ આપવાની જરૂર છે. જ્ઞાનચંદ્ર તો ભયનો માર્યો પણ પશ્ચાત્તાપ કરશે પણ એવા લૂણ હરામીને મંત્રીપદે રાખવાની કોઇ જરૂર નથી. મુક્તામાળા મદનમંજરીને યુક્તિપૂર્વક દેખાડવી. એ માળા જોઈને જ એનું હૈયું પશ્ચાતાપ કરવા તૈયાર થાય તો સારું...અને જો બચાવ કરવા તૈયાર થાય તો પછી બે–ચાર દિવસ જવા દેવા અને મદનને તથા જ્ઞાનચંદ્રને બોલાવીને વાત કહેવી."

"બરાબર છે કમલ, તું આજ રાત્રિના પ્રથમ પ્રહર પછી મદનમંજરીને અહીં બોલાવજે."

"જી .." કહીને કમલારાણીએ સંમતિ સૂચક મસ્તક નમાવ્યું.

મહાપ્રતિહાર અજયે અટકાવેલ દ્વાર પર ટકોરો માર્યો.

વીર વિક્રમે કહ્યું: "અંદર આવો."

મહાપ્રતિહાર ખંડમાં દાખલ થયો અને મસ્તક નમાવીને બોલ્યો. "મહામંત્રી પધાર્યાં છે."

"હું આવું છુ..."

નમન કરીને અજય ચાલ્યો ગયો.

વીર વિક્રમે ઊભા થતાં કહ્યું : "કમલ, કલા...હું જઉં છું..."

"પધારો...પરંતુ આ વાત કોઇને કહેશો નહિ"

બંને પ્રિયાઓ સાથે આછું હાસ્ય વેરીને વિક્રમ વિદાય થયો.

રાત્રિના પ્રથમ પ્રહરની અંતિમ ઘટિકા ચાલતી હતી ત્યારે મદનમંજરી ઉત્તમ વસ્ત્રાલંકાર ધારણ કરીને સ્વામીના આવાસમાં આવી.

કમલાએ તેનું ભાવભર્યું સ્વાગત કર્યું અને તેને પોતાના ખંડમાં લઈ ગઈ.

એ ખંડમાં કલાવતી અને વીર વિક્રમ બેઠાં હતાં. મદનમંજરીએ સ્વામીને નમઃસ્કાર કરીને કહ્યું: "શી આજ્ઞા છે કૃપાનાથ ? આજ દાસીને યાદ કરવાની કૃપા કરી."

"બેસ પ્રિયે ..તારુ ચિત્ત તો પ્રસન્ન છે ને ?"

"હા મહારાજ, આપનાં દર્શનથી વિશેષ." કહીને મદનમંજરી કલાવતીની બાજુમાં બેસી ગઈ.

કલાવતીએ પ્રથમ સામાન્ય વાતો શરૂ કરી...લગભગ અર્ધઘટિકા પછી વીર વિક્રમે કહ્યું: "મંજરી, તારા ઝરૂખા નીચેથી માળીને એક વસ્તુ મળી હતી. સંભવ છે કે, એ તારી હોય ! તારી કોઈ વસ્તુ ખોવાઈ છે ?"

મદનમંજરી તરત પ્રસન્ન સ્વરે બોલી ઊઠી. "મારી કોઈ વસ્તુ ખોવાઈ નથી..માળીને શું મળ્યું છે ?"

વીર વિક્રમે તરત પોતાની કમરમા ચડાવેલી મુક્તામાળા કાઢીને મદનમંજરીને દેખાડતાં કહ્યું: "મારા જન્મ દિવસે મે દરેક પ્રિયાને એક સરખી મુક્તામાળા આપી હતી અને દરેક માળાની કડી પર દરેક રાણીઓનાં નામ અંકિત કરાવ્યાં હતાં...આ માળા પર તારું નામ અંકિત છે...જો...સ્વામીએ આપેલી ભેટ આ રીતે રઝળતી રહે તે તારા જેવી ચતુર સ્ત્રી માટે યોગ્ય ન ગણાય. આ તો માળી પ્રામાણિક હતો એટલે મને સોંપી ગયો ..નહિ તો ."

મદનમંજરી પ્રથમ તો આ માળા જોઇને ચમકી ગઈ...ગઇ રાતે જ આ માળા જ્ઞાનચંદ્રને આપી હતી. શું એના હાથમાંથી પડી

ગઈ હશે ? તે વચ્ચે જ આશ્ચર્યભર્યા સ્વરે બોલી ઊઠી : " હવે મને યાદ આવે છે...આપના સ્મરણથી અંકિત થયેલી માળા હું રોજ રાતે ધારણ કરું છું...આજ મેં શોધી પણ મને મળી નહિ. અહીં આવવામાં વિલંબ ન થાય એટલા ખાતર મેં તપાસ નહોતી કરી... મને પણ આશ્ચર્ય થાય છે કે, માળા કેવી રીતે પડી ગઇ હશે ?"

કમલાએ કહ્યું : " તારી પરિચારિકાએ કદાચ કચરો નાખતાં ફેંકી દીધી હોય..."

વિક્રમે મદનમંજરી તરફ માળા ફેંકતાં કહ્યું : " હવે બરાબર સંભાળજે. પતિના સ્મરણનું ગૌરવ આમ રઝળે એ બેરાબરન કહેવાય."

મદનમંજરીએ માળા ઝીલી લીધી હતી અને પોતાના મનનો ભાવ મોઢા પર ન આવે તેની સંભાળ રાખી રહી હતી. તેણે વિનમ્ર સ્વરે કહ્યું :

" કૃપાનાથ, મને ક્ષમા કરો...મારા હાથે કદી આમ ન બને ...જરૂર પરિચારિકાએ બેકાળજી રાખી લાગે છે...જે સ્મરણ મારા પ્રાણ કરતાંયે અધિક પ્રિય છે. તેનુ આમ કેમ થયું હશે ? મારે પરિચારિકાને બરાબર તતડાવવી પડશે."

વિક્રમ આછું હસ્યો અને અભિનયભર્યા સ્વરે બોલ્યો : " મંજરી, તારા હૈયામાં મારા પ્રત્યે નિર્મળ પ્રેમ ભર્યો છે તેથી જ આ માળા પુનઃપ્રાપ્ત થઇ...તું એ માટે દુઃખી ન થઇશ..આમ તો આ માળા હું કોઈ દાસી સાથે જ તારા આવાસે મોકલત.. પણ મને થયું...રૂબરૂ જ આપું અને મીઠો ઠપકો પણ આપી દઉં."

કલાવતીએ કહ્યું : " મહારાજ, આ તો માળા પુનઃપ્રાપ્ત થઈ ગઈ..પરંતુ શું સંસારની દરેક વસ્તુઓ કાયમ જળવાઈ રહે છે ? નષ્ટ પણ થાય અને ખોવાઇ પણ જાય.. !"

વિક્રમે મધુર હાસ્ય બિછાવતાં કહ્યું : મને લાગે છે કે તને આપેલી માળા ખોવાઈ ગઈ હોવી જોઈએ...

" સંભવ છે ..પણ મને જેટલો આપનામાં રસ છે એટલો

સ્મરણના જડ પ્રતીકમાં નથી કલાવતીએ આખા પ્રસંગને એવો વળાંક આપી દીધો કે, મદનમંજરી ખૂબ જ પ્રફુલ્લ બની ગઈ.

આમ બેએક ઘટિકા પર્યંત વિનોદભરી વાતો કરીને વિક્રમ ઊભો થયો અને બોલ્યો : " કમલ, શાસ્ત્રકારો કહે છે કે, પોતે જ જીવ ત ઈન્દ્રજાળ છે તે અસત્ય નથી. તમારી સાથે વાતોમાં ને વાતોમાં મારુ કાર્ય તો હુ વીસરી જ ગયો...!

કમલે કહ્યું : " આજ રાત્રિચર્યા અર્થે નહિ જાઓ તો કંઈ બગડી જવાનુ નથી...અમારા આનંદ સામે તો આપે કૃપાદૃષ્ટિ રાખવી જોઈએ ને ? "

" પ્રિયે, છેલ્લા બે દિવસથી હું નગરચર્યા જોવા નીકળી શકતો નથી...આજ તો ગયા વગર ચાલે તેમ નથી. રાજાએ કેવળ વિલાસમાં નહિ રહેવુ જોઈએ. પ્રજાનાં સુખદુઃખ જાણવા એ જ રાજાનો સાચો વિલાસ છે ..કહી વિક્રમ સહુ સામે મીઠું હાસ્ય વેરીને ખંડ બહાર નીકળી ગયો.

મદનમંજરી પણ પોતાના આવાસ તરફ વિદાય થઈ. તેના મનમાં એમ જ થયું કે, જ્ઞાનચંદ્ર આકાશ માર્ગે જવા ઝરૂખામાંથી બહાર નીકળ્યો હશે ત્યારે તેના હાથમાથી માળા નીચે પડી ગઈ હશે . કોઈને ખબર પડી જાય એ ભયે બિચારો કશું બોલી શક્યો જ નહિ હોય ! આ વખતે આવે ત્યારે મારે તેને બરાબર સાવધ રહેવાની સૂચના આપવી પડશે.

પાપનુ ભાન થાય ત્યારે જ પશ્ચાત્તાપ જાગે છે માળાને જોતાં જ મદનમંજરીના હૈયામાં પોતાના દોષનુ સ્મરણ થવુ જોઈતુ હતુ ... પરંતુ ..પાપ અથવા ભૂલ કે દોષનુ દર્શન અજ્ઞાનીઓને થતુ નથી. જ્યાં સુધી દોષનું દર્શન ન થાય ત્યાં સુધી દોષના સંશોધનની વૃત્તિ પણ જાગતી નથી અને પ્રાયશ્ચિત્તની ગંગા અંતરમાં પ્રગટવી એ સહજ વાત નથી.

બીજે દિવશે કમલા અને કલા સાથે ચર્ચા કરીને વીર વિક્રમે

પોતાના ખાસ ખંડમાં મંત્રી જ્ઞાનચંદ્રને બોલાવ્યો.

મંત્રી જ્ઞાનચંદ્ર લળી લળીને નમન કરતો કરતો ખંડમાં દાખલ થયો અને મહારાજ વીર વિક્રમાદિત્ય સામે બે હાથ જોડીને ઊભો રહ્યો.

મહાપ્રતિહાર અજય વીર વિક્રમની પાછળ ઊભો હતો. એ સિવાય ખંડમાં કોઈ નહોતું.

જ્ઞાનચંદ્રે વિનમ્ર સ્વરે કહ્યું : " કૃપાનાથ, શી આજ્ઞા છે ?"

" તારા હાથમાં નગરીની વ્યવસ્થાનું કાર્ય છે કાં ?"

" હા કૃપાનાથ...એ કાર્ય હું સારી રીતે અને પ્રમાણિકતાથી બજાવું છું." જ્ઞાનચંદ્રે કહ્યું.

" એ અંગે મારો કોઇ આક્ષેપ નથી ..પરંતુ ગઈ રાતે નગરચર્યા જોવા હું નીકળ્યો હતો ત્યારે મેં એક દર્દભરી હકીકત જોઈ... ઉત્તમ કુળની એક નારી પરપુરુષ સાથે વ્યભિચાર ખેલતી હતી આવું અને તે પ્રજાના નૈતિક અધઃપતનની આગાહી ગણાય વ્યભિચારને પોષવા માટે નગરીમાં ઘણાં વેશ્યાગૃહો હોવા છતાં ગૃહસ્થનાં ઘરમાં આવું બને તે ઉચિત ન ગણાય."

" કૃપાનાથ, આ પ્રશ્ન તો નગરરક્ષકનો છે...હુ તો કેવળ..."

વચ્ચે જ વિક્રમે કહ્યું : " હું સમજુ છું...પરંતુ ન્યાયની દૃષ્ટિએ આવાં દૂષણોને અટકાવવા અર્થે અને પ્રજાજીવનને સ્વચ્છ બનાવવા અર્થે આપણે શું કરવુ જોઇએ ?"

" કૃપાનાથ, શાસ્ત્રદૃષ્ટિએ વિચાર કરીએ તો આવા પુરુષો અને એવી સ્ત્રીઓ વધ્ય ગણાય."

બે પળ વિચાર કરીને વીર વિક્રમે કહ્યું : " તો પછી મારે આપને કઈ સજા કરવી જોઈએ ?"

પ્રશ્ન સાંભળતાં જ જ્ઞાનચંદ્ર અકળાઈ ગયો.

વીર વિક્રમે કહ્યું : " જે રાતે તું એક પેટીકા પર બેસીને આકાશ માર્ગે એક ભવનમાં ગયો હતો. તે રાતે હું એ પેટીકામાં જ બેઠો હતો.' એટલું જ નહિ પણ કલિકાને તેં જે માળા આપી

હતી તે માળા પણ મે પ્રાપ્ત કરી હતી. જ્ઞાનચંદ્ર, તારો અપરાધ અક્ષમ્ય છે...રાઇ-રાઈ જેવડા તારા ટુકડા કરી નાખું તો પણ મારા મનને સંતોષ વળે એમ નથી. બોલ, આ સંબંધે તારે કંઈ કહેવું છે?"

જ્ઞાનચંદ્રને કાપો તો લોહી ન નીકળે તેમ તે કંપી રહ્યો હતો ...તેની બુદ્ધિ સાવ બધિર બની ચૂકી હતી... તેણે જોડેલા બંને હાથ ધ્રૂજી રહ્યા હતા.

વિક્રમે મહાપ્રતિહાર તરફ જોઈને કહ્યું : "અજય, આવા નરાધમ રક્તથી હું અવંતિની પવિત્ર ધરતીને દૂષિત કરવા નથી માગતો. તું ચાર અશસ્ત્ર સૈનિકો સાથે આ દુષ્ટને માલવાની હદ બહાર મોકલવાની વ્યવસ્થા કરજે." ત્યાર પછી જ્ઞાનચંદ્ર, સામે જોઈને કહ્યું. "જ્ઞાચંદ્ર હું તને ક્ષમા તો નથી આપતો પરંતુ તને જીવતો રાખું છું...તારી થયેલી ભૂલના પ્રાયશ્ચિત્ત માટે હવે તું તારા ભવનમાં પણ જઈ શકશે નહિ... અજય તને અહીંથી સીધો કારાગાર તરફ લઈ જશે અને આજ મધરાતે તારા જેવા પાપીને વિદાય આપવામાં આવશે ..હું તને એક ચેતવણી આપું છું કે, ફરી વાર માલવ રાજ્યની હદમાં તું દાખલ થઈશ તો તારા રાઇ-રાઈ જેવા ટુકડા કરવામાં આવશે!

જ્ઞાનચંદ્ર કશું બોલી શક્યો નહિ ..પણ સજળ નયને પોતાના પ્રિય રાજા સામે જોઈને ધરતી પર નમી પડ્યો.

થોડી વાર પછી અજય જ્ઞાનચંદ્રને લઈને કારાગાર તરફ વિદાય થયો.

## ૩૩ : : અનંતની યાત્રા

એજ દિવસે મધરાતે સાંજના ચાર શસ્ત્ર સૈનિકો એક બંધ રથમાં મંત્રી જ્ઞાનચંદ્રને લઈ ને વિદાય થઈ ગયા.

અને બીજા ત્રણ દિવસ પછી મહારાજ વિક્રમાદિત્યે પોતાના નિવાસસ્થાન આગળ એક બંધરથ તૈયાર રખાવ્યો. રથની રક્ષા અર્થે દસ વફાદાર સૈનિકો અને એક નાયકને પણ તૈયાર રાખ્યા. સાથેસાથ પ્રવાસ અંગેની જે કંઈ જરૂરી સામગ્રી જોઈએ તે બીજા એક ખુલ્લા રથમાં મુકાવી. આમ સઘળી પૂર્વ તૈયારી કર્યા પછી રાત્રિના પ્રથમ પ્રહર પછી મદનમંજરીને પોતાના આસમાં બોલાવી.

કમલા અને કલાએ સારી એવી સાવચેતી રાખી હતી. ભવનનાં સઘળાં દાસદાસીઓને પ્રથમ પ્રહર પછી તરત સહુના આવાસે મોકલી દીધાં હતાં ..માત્ર બે વિશ્વાસુ પરિચારિકાઓ રામદાસ, અજય અને એક દાસ સિવાય કોઈને રાખ્યાં નહોતાં.

મહારાજનું તેડું એટલે મદનમંજરી બે પળ માટે આશ્ચર્યમાં પડી ગઈ.. શું આજ કંઈ ભૂલ થઈ ગઈ હશે? ના...તો શા માટે યાદ કરી હશે? સંદેશો આપવા આવનાર દાસીને તેણે પ્રશ્ન કર્યો "શું કામ છે તે તું કંઈ જાણે છે:"

"ના, દેવી, પરંતુ મહાદેવીના મોઢેથી સાંભળ્યું હતું કે, મહારાજા સાથે આજ ચોપાટ ખેલવાની છે, એટલે કદાચ આપને એ માટે જ બોલાવાયાં હશે."

અંતરમાં ઊગેલું આશ્ચર્ય તરત શમી ગયું...કારણ કે ચોપાટ રમવામાં તે કુશળ હતી. એકાદ ઘટિકામાં તે તૈયાર થઈ ગઈ અને કમલાવતીની વિશ્વાસુ પરિચારિકા સાથે જ મહારાજના આવાસમાં આવવા નીકળી પડી.

મહાદેવી કમલાવતીના ખાસ બેઠકખંડમાં બે દીપમાલિકાઓ તેજભર્યો પ્રકાશ વેરી રહી હતી. એક ખૂણામાં પડેલી ધૂપદાનીમાંથી મધુર સુગંધ વેરતી ધૂમ્રસેરો વાતાવરણને સુરભિત બનાવી રહી હતી.

રામદાસ, અજય અને એક દાસ નીચેની ભૂમિમાં જ બેઠા હતા... આ બધી તૈયારી શા માટે છે તેની કોઈ કલ્પના કોઈને આવી શકી નહોતી. સહુને એમ જ લાગતું કે આજ મહારાજ ક્યાંક પ્રવાસે જવાના હશે!

પરંતુ પ્રવાસે જવાના હોય તો મોટે ભાગે અજય સાથે જ હોય અથવા તેઓ કઈ તરફ જવાના છે તેની તેને ખબર હોય! કોઈથી કશું સમજી શકાતું નહોતું...

મહારાજ, કલાવતી અને કમલાવતી બેઠકખંડમાં જ બેઠાં હતાં. મદનમંજરી આવે ત્યારે તેની સાથે કેવી રીતે વાત કરવી એ અંગેની ચર્ચા ત્રણેય વચ્ચે થઈ ગઈ હતી..અને વીર વિક્રમ મદનમંજરીના આગમનની રાહ જોઈ રહ્યો હતો.

કમલાવતીની વિશ્વાસુ દાસી રાણી મદનમંજરીને લઈને ખંડમાં દાખલ થઇ કમલાએ ઊભા થઇને તેને આવકાર આપ્યો અને વીર વિક્રમની સામેના આસન પર બેસાડતાં કહ્યું: "કેમ બહેન, આમ આકસ્મિક નિમંત્રણથી તને નવાઈ તો લાગી હશે?"

"હા ..આશ્ચર્ય તો થયું જ હતું...મનમાં થયું, અજાણતા કોઈ દોષ તો નહિ થયો હોય ને? પણ આપની દાસીએ મને કહેલું કે ચોપાટ રમવાની કંઈ વાત થતી હતી." મદનમંજરીએ પ્રસન્ન ભાવે કહ્યું.

"રમતમાં તું ખૂબ જ ચાલાક છે મને યાદ આવે છે કે એક વાર હું પણ તારી પાસે હારી ગયો હતો...પણ આજની રમત શરૂ કરતા પહેલા મારે તારા હાથે થયેલા એક બીજા દોષ અંગે કંઈ કહેવું છે"

મદનમંજરી મહારાજ વિક્રમાદિત્યના તેજસ્વી વદન સામે આશ્ચર્ય ભરી નજરે જોઈ રહી અને એવા જ સ્વરે તેનાથી પ્રશ્ન થઈ ગયો ..."બીજો દોષ?"

"હા મંજરી, અજાણતાં થયેલો દોષ તો ક્ષમ્ય ગણાય છે પણ સમજીને કરેલો દોષ ભારે પ્રાયશ્ચિત્ત માગે છે.'

"હું કશું સમજી નહિ, કૃપાનાથ..."

"ચાર દિવસ પહેલાં મે તને એક માળા આપી હતી એ તો તને યાદ છે ને?"

"હા સ્વામી ..એ કેમ યાદ ન હોય? પરંતુ એ દોષ અજાણતા થઈ ગયેલો .." મદનના હૈયામાં કંઈક થવા માંડ્યું.

"એ તો હું જાણું છું. મને શ્રદ્ધા હતી કે એ માળા તારા હાથમાં આવ્યા પછી તું તારી ભૂલનું પ્રાયશ્ચિત્ત કરશે. પરંતુ તને એ સૂઝયુ જ નહિ."

મદનમંજરી અવાક્ બનીને સ્વામી સામે જોઈ રહી.

વિક્રમે કહ્યું : "તે દિવસે મુક્તામાળા તને હાથોહાથ આપવા પાછળ મારો એક હેતુ હતો...તારા દોષનો તને પશ્ચાત્તાપ થાય! બાકી એ માળા તારા ઝરૂખા નીચેથી નહોતી મળી..."

મદનમંજરીના હૈયાની ધડકન વધવા માંડી.

વીર વિક્રમે કહ્યું : "તે દિવસની આગલી રાતે તારા ઝરૂખા વાટે એક પેટિકા તારા શયનગૃહમાં દાખલ થઈ હતી...એ પેટિકા આકાશ માર્ગેથી આવી હતી અને એ પેટિકા પર મારો એક નિમકહરામ મંત્રી જ્ઞાનચંદ્ર બેઠો હતો..."

મદનમંજરીની આંખ સામે અંધકાર ઉભરાવા માંડયો. એ જોઈને વીર વિક્રમે કહ્યું : "મંજરી, તુ ધૈર્ય રાખ જે પાપ હર્ષ-પૂર્વક ભોગવ્યું છે તે સાભળવામાં તારે શા માટે ગભરાવું જોઈએ... સાંભળ...જ્ઞાનચંદ્ર સાથે તે વિક્રમની પ્રિયાને ન શોભે એ રીતે વ્યભિચાર ખેલ્યો...અને તે મારા સ્મરણથી શોભતી માળા તારા યારના હાથમાં મૂકી...એ વખતે હુ એ પેટિકામાં જ બેઠો હતો ."

મદનમજરીનો ગુલાબી ચહેરો ધોળી પૂણી જેવો થઇ ગયો ...તેનાં નેત્રો નીચાં ઢળી પડયાં...તેના હૈયામાં ન કલ્પી શકાય એવી મૂંઝવણ શરૂ થઈ

વીર વિક્રમ શાંત ભાવે બોલતો ગયો : "એ પેટિકા પુનઃ ગગનમાર્ગે રવાના થઈ અને કલિકાની અગાશીમાં આવી પહોંચી... જ્ઞાનચંદ્રે એ મુક્તામાળા કલિકાને આપી...કલિકા પાસેથી મને મળી. મને ક્રોધ એટલો આવ્યો હતો કે તારા શયનખંડમાં તમો

બંનેનાં મસ્તક ધડથી અલગ કરી નાખત...પણ મેં અસાધારણ ધૈર્ય રાખ્યું હતું. અને ત્યાર પછી પણ તારી આ બંને બહેનોના આગ્રહને માન આપીને મેં તને પશ્ચાત્તાપની એક તક આપી હતી...એ તક તું ચૂકી ગઈ છે...હવે તારે માટે એક જ રસ્તો રહ્યો છે...તું ઈચ્છે તો તને તારા પિતાના ઘેર મોકલી આપું ...અથવા માલવ દેશની બહાર ...તારા જેવી દુષ્ટાના રક્ત વડે હું મારી તલવારને કે, આ ધરતીને કલંકિત કરવા નથી ઈચ્છતો..."

મદનમંજરી ધ્રૂસકે ધ્રૂસકે રડવા માંડી અને આસન પરથી ઊભી થઈને ત્યાંને ત્યાં ઢળી પડી

કમલા રાણીએ ઊભાં થઈને મદનમંજરીને બેઠી કરવા માંડી. મદનમંજરી રુદનથી ઊભરાતા સ્વરે બોલી: "કૃપાનાથ...હું પાપિની છું ...મારા હાથે ભયંકર અપરાધ થયો છે ..કૃપા કરીને મારું મસ્તક ધડથી અલગ કરો ..આપ સમા મહાન પતિ મળ્યા છતાં હું ..." તે વધુ ન બોલી શકી.

થોડી પળો રુદન વચ્ચે પસાર થઈ. કલાવતીએ એક સુવર્ણપાત્રમાં જળ ભરીને મદનમંજરીને આપ્યું.

વીર વિક્રમે કહ્યું : 'મંજરી, નીચે એ રથ તૈયાર છે. જો તારે પશ્ચાત્તાપ વડે પાવન થવું હોય તો તને તારા પિતાના ઘેર મૂકી દેશે, અને તારી ઈચ્છા જ્ઞાનચંદ્ર પાસે જવાની હોય તો માલવ દેશની હદ બહાર જ્યાં જ્ઞાનચંદ્રને છોડ્યો હશે ત્યાં તને મૂકી દેશે, અથવા તું ગમે ત્યાં જઈ શકીશ."

મંજરી પુનઃ મૂર્છિત બની ગઈ.

કલાએ તેના મોઢા પર ઠંડું જળ છાંટવા માંડ્યું.

થોડી વાર પછી મદનમંજરી ભાનમાં આવી કમલારાણીએ સ્વામી સામે જોઈને કહ્યું : "મહારાજ, આપ એને એના માતાપિતાને ત્યાં મોકલવાની વ્યવસ્થા કરો. પશ્ચાત્તાપથી એ પવિત્ર બની જશે. નારી જાતિને ન શોભે એવો તેણે અપરાધ કર્યો છે, છતાં તે એક નારી છે. આપની અર્ધાંગના છે."

"સારું." કહી વિક્રમ ઊભો થયો અને બહાર ઊભેલી પરિચારિકાને કંઈક કહેવા તે દ્વાર પાસે ગયો. અટકાવેલું દ્વાર ખુલ્લું કરીને તેણે કહ્યું: "તું નીચે જા અને અજયને અહીં મોકલ."

દાસી નમન કરીને ચાલી ગઈ.

મદનમંજરીનું રુદન વણથંભ્યું ચાલું હતું.

કમલા તેને સહાનુભૂતિપૂર્વક સમજાવી રહી હતી.

વિક્રમ દ્વાર પાસે જ ઊભો હતો.

થોડી વારમાં અજય આવી પહોંચ્યો અને નમન કરીને ઊભો રહ્યો. વીર વિક્રમે કહ્યું: "અજય, પ્રવાસની તૈયારી કરવાનું નાયકને કહી દે. મદનમંજરી તેના પિયર જવાની છે. એના રથમાં દસ હજાર સુવર્ણ મુદ્રાઓની પેટિકા મૂકી દેજે. મેં તને વસ્ત્રાલંકારોની એક પેટિકા તૈયાર કરવાનું કહ્યું હતું તે પેટિકા પણ એ રથમાં મૂકી દેજે."

"જી." કહીને અજય તરત પાછો વળ્યો.

લગભગ એક ઘટિકા પછી મંદનમંજરીને લઈને પ્રવાસનો કાફલો રવાના થયો. સો કોસ દૂર આવેલા સુવર્ણગઢ તરફ.

સુવર્ણગઢ એક નાનું રાજ્ય હતુ. મદનમંજરી ત્યાંના રાજાની કન્યા હતી અને એક વાર મૃગયા માટે આવી ચડેલા વીર વિક્રમને વરી હતી.

કાફલો રવાના થયા પછી વીર વિક્રમ શયનાગાર તરફ ચાલ્યો ગયો.

તેજસ્વી અશ્વોવાળા રથો અને અશ્વારોહી રક્ષકોનો કાફલો ઝડપી ગતિએ સુવર્ણગઢ તરફ જઈ રહ્યો હતો. સો કોસનો દીર્ઘ પ્રવાસ હતો. ઓછામાં ઓછા પાંચ દિવસ પ્રવાસમાં જશે એવી કાફલાના નાયકની ગણતરી હતી

અને રથમાં બેઠેલી મદનમંજરી અનંત વિચારોના ઝૂલે ઝૂલી રહી હતી. એના મનમાં જે પાપનો આનંદ હતો, તે પાપ અત્યારે મનને પીંખી રહ્યું હતું પોતે યૌવનના આંધળા આવેશને વશ થઈને ભયંકર ભુલ કરી છે. વિક્રમ જેવા શિરછત્રનું ગૌરવ મસ્તક પર ધારણ

કર્યું હોવા છતાં એ ગૌરવને પોતે પીસી નાખ્યું છે આ સ્થિતિમાં પિતાના ઘેર જઇને મોઢું કેવી રીતે બતાવવું ? માબાપ પ્રશ્ન કરે કે કેમ આવવું થયું, તો શો જવાબ દેવો ? જે કાલિમા કાયા પર વળગી છે તે કાલિમા કેવી રીતે ધોવી ? આ ઘટના મહારાજ જાણે છે. તેમની બને મુખ્ય પટરાણીઓ જાણે છે. દાસદાસીઓ પણ જાણી ગયાં હશે. અને એ વાત વાયરે ચડીને માતાપિતાના ભવન પર પહોંચી જશે તો પોતે એમના સામે ક્યા ગૌરવ વડે ઊભી રહેશે? જરૂર, માતાપિતાના હૃદયમાં અપાર મમતા છે, પરંતુ મમતાનેય એક મર્યાદા હોય છે. એક ખાનદાન માબાપની કન્યા તરીકેનું ગૌરવ પણ પોતે જાળવી શકી નથી. ભાઈ, ભાભી આ વાત જાણશે તો કેટલાં દુ:ખી થશે ? એમના મહાન વંશની આબરૂને કેટલો ધક્કો પહોંચશે ? અરેરે યૌવનને જીરવી શકી નહિ. મહાન સ્વામીમાં સંતોષ માની શકી નહિ અને કેવળ થોડી પળોના આનંદ ખાતર મારા હાથે કેવો અપરાધ થઇ ગયો ?

આવા અનેક વિચારો વચ્ચે તે વલોવાઈ રહી હતી. તેના હૃદયમાં થયું, 'મહારાજે આ હકીકત સગી આંખે જોઈ...છતાં તેઓએ ધૈર્ય ના ગુમાવ્યું.. બીજો કોઈ પતિ હોત તો એજ પળે ધડ પરથી મસ્તક ઉતારી લીધું હોત, અથવા જીવતી સળગાવી દીધી હોત. પરંતુ મહારાજે કેટલી રહેમ રાખી ? મોતની શિક્ષા ન કરી ...અને માતાપિતાના ઘેર મોકલી. એટલું જ નહિ, પણ સુવર્ણ મુદ્રાઓની અને અલંકારોની પેટિકા પણ આપી.. હું જીવી શકું ત્યા સુધી ભરણપોષણ માટે મારે પરાવલંબી ન રહેવું પડે એવી વ્યવસ્થા કરીને મહારાજાએ પોતાના ઉદાર હૃદયનો પરિચય આપ્યો ! આવા ઉદાર અને પ્રેમાળ પતિના ગૌરવનો મેં જરાયે વિચાર ન કર્યો ..હવે મારે શું કરવું ? ના ..ના...ના . મારાથી મારા પિતાને કોઈ પણ સંયોગોમાં મોઢું ન દેખાડી શકાય...તો પછી ક્યાં જવું ? માળવાની ધરતી બહાર જઈને મારે કરવું પણ શું ? શું આ યૌવન અને રૂપ પર વિશ્વાસ રાખવો ?...ના...ના ..ના...રૂપ અને યૌવન

એ વિશ્વાસની વસ્તુ નથી ..એ તો કાચની એક કૂપિકા છે...સહેજ બેદરકારી રાખવામાં આવે અને હળવો ટકોરો લાગી જાય તો તરત તૂટી જાય...અને પછડાટ લાગે તો લાખ લાખ ટુકડા થઈ જાય ...આવા યૌવન પર વિશ્વાસ કેમ રાખી શકાય ? અને કોઈ જાણે કે આ એ જ મદનમંજરી છે જે એક દિવસે મહારાજ વિક્રમાદિત્યની રાણી હતી ! તો મારા પર કેટલા ફિટકાર વરસી પડે ..ના...ના...ના નો મારે શુ કરવું ?.

માનવી જ્યારે માર્ગ શોધી શકતો નથી ત્યારે ભારે અકળામણ અનુભવે છે. મદનમંજરીની અકળામણ રથની ગતિ કરતાં વધુ વેગવાન બની હતી.

ત્રણેક કોસ જેટલે ગયા પછી મદનમંજરીના મનમાં વિચાર આવ્યો..." મેં નાનુંસૂનું પાપ નથી કર્યું. મારા પતિવ્રતના ટુકડાઓ કરીને મારા જ પગ તળે પીસી નાખ્યા છે ! નારીની પ્રાણ કરતાં યે મહાન સંપત્તિને મેં વેડફી નાંખી છે...મારા પિતાના ઘેર હુ કેવી રીતે જઈ શકું ? ક્યા બળ સાથે જઈ શકુ ? મારી સંપત્તિ તો મેં જ રગદોળી નાંખી છે...હું એક માર્ગની ભિખારણ કરતાં યે હીન બની ગઈ છું...ક્યા ગૌરવ ગડે જીવી શકુ ? હા...પ્રાયશ્ચિત્ત એ જ એક સહારો છે ..અને મારા પાપનું પ્રાયશ્ચિત્ત કેટલા જન્મે પૂરું થશે તે હું ક્વી રીતે કલ્પી શકું ? બરાબર છે...મૃત્યુ એ જ મારું સાચું પ્રાયશ્ચિત્ત છે ..પણ મોત મેળવવુ કેવી રીતે ? આટઆટલા રક્ષકો વચ્ચે હું મૃત્યુને કેવી રીતે ઝીલી શકીશ ? બને હાથ વચ્ચે મસ્તક દબાવીને મદનમંજરી મૃત્યુને પ્રાપ્ત કરવાનો માર્ગ શોધવા માંડી.

પૂર્વ ગગનમાં ઉષાનાં અજવાળાં ઉભરાવા શરૂ થયાં હતાં. માર્ગ પરથી બને બાજુએ આવેલી વૃક્ષોની કતારો પર બેઠેલા પંખીઓનો કલરવ પ્રારંભ થઈ ગયો હતો...

પરંતુ રથના ઘર્ઘર- ધ્વનિ અને અશ્વોના દાબડાના અવાજ

વચ્ચે બંધ રથમાં બેઠેલી મદનમંજરીને પંખીઓનુ પ્રાત:ગાન સંભળાઈ શકતુ નહોતુ. અરે, એને તો રથનો ધ્વનિ પણ ક્યાં સંભળાતો હતો ? એ ખોવાઈ ગઈ હતી પશ્ચાત્તાપનુ અમૃત શોધવામાં .. મૃત્યુને ભેટવાનો સરલ માર્ગ મેળવવામાં.

એકાએક એના નિરાશાથી વિવર્ણ બનેલા વદન પર આશાની ઉષા રમી ગઇ. તેનુ મન આનંદવિભોર બની ગયુ. તે મનથી બોલી ઊઠી. " ઓહ્, પ્રાયશ્ચિત્તનું અમૃત તો મારી પાસે જ છે ને હું એને વીસરી ગઈ હતી એક જ વિપળમાં મૃત્યુની મીઠી ગોદમાં પોઢાડી શકે એવું અમૃત મારી પાસે જ પડ્યુ છે, અને હુ માર્ગ શોધવામાં અટવાઈ રહી છુ '

મદનમંજરીએ પોતાના ડાબા હાથમાં ધારણ કરેલી એક મુદ્રિકા પર નજર કરી. આ મુદ્રિકામાં નાનાં ઢાંકણ નીચે કાળકૂટ વિપ પાયેલું વજ્રરત્ન હતુ. મદનમંજરીએ મુદ્રિકા પરનુ નાનુ ઢાંકણ જે સુવર્ણનું હતું અને પંચવાળુ હતું તે ધીરેધીરે પેચ ફેરવીને ખોલી નાખ્યુ. ઢાંકણ ખૂલતાં જ શુક્રના તારા જેવો એક હીરો ચમકવા માંડ્યો. મદનમંજરી એ પળ આ વિષયુક્ત વજ્રરત્ન સામે જોઈ રહી અને મનથી બોલી ઊઠી. " ઓહ્, જે દિવસે મેં મારા પતિપ્રેમને પગ તળે પીસી નાખ્યુ હતું તે જ દિવસે મારે રત્ન ચૂસવું જોઈતુ હતુ, પરંતુ યૌવન અને કામમાં અંધ બનેલાઓને અમૃત લાધતુ નથી. આજ હુ મારા પાપનુ પ્રાયશ્ચિત્ત કરવા ભાગ્યશાલિની બની શકીશ. સ્વામી, મહારાજ, મારા દોષને આપે તો ક્ષમા આપી દીધી અને મને જીવતી રાખી, પરંતુ પ્રાયશ્ચિત્ત વગર પાપની કાલિમા કદી ધોઈ શકાતી નથી મહારાજ, મારા પાપનું આજે પ્રાયશ્ચિત્ત કરું છુ. આપના ચરણકમળમા મસ્તક મૂકીને મોતને ભેટી શકી હોત તો મારો જન્મ સફળ થાત, પરંતુ હે રામ ' આ ભવે હુ જે નથી મેળવી શકી તે આવતા ભવે પામી શકુ એવી મારા પર કૃપા કરજો."

આટલું મનથી બોલીને મદનમંજરીએ તીવ્ર વિષવાળો હીરો ચૂસવા માંડ્યો.

માત્ર બે વિપળ !

ત્રીજી વિપળે તો મદનમંજરી ઢળી પડી. તેનો પ્રાણ એક જ આંચકા સાથે વિદાય થઈ ગયો

અને કાફલાના નાયકે એક જળાશય જોઈને વિશ્રામ લેવાની આજ્ઞા કરી.

એક સુંદર છતાં નાના સરોવર પાસે બંને રથ ઊભા રહી ગયા. બીજા રથમાં બેઠેલી દાસી રથમાંથી બહાર નીકળી. કાફલાના નાયકે દાસી સામે જોઈને કહ્યું "દેવીને કહે કે પ્રાતઃકાર્ય અર્થે નીચે ઊતરે. જળાશય સુંદર છે"

"જી.' કહીને દાસી મદનમંજરીના બંધ રથ પાસે ગઈ અને દ્વાર ખોલીને બોલી : "દેવી !"

પરંતુ રાણીની કાયા તરફ નજર પડતાં જ તે ચમકી ઉઠી. ઉચ્ચ સ્વરે બોલી ઉઠી "રાણીબા. રાણીબા"

રાણીબા તો થોડી પળો પહેલાં જ અનંતની યાત્રાએ વિદાય થઈ ચૂક્યાં હતા.

દાસીનો ગભરાટ જોઈ તે નાયક નજીક આવ્યો અને બોલ્યો : "શું છે રંભા ?"

રંભાએ રથમા જઈને રાણીને ઢંઢોળી, પણ રાણીની કાયા નિર્જીવ નિશ્ચેત હતી તે નાયક તરફ જોઈને બોલી. "વિજયભાઈ, રાણીબા તો નિર્જીવ છે."

"નિર્જીવ ?"

"હા અહીં આવીને જુઓ તો. વિજયે રાણીનો હાથ પકડીને ખાત્રી કરી લીધી હવે ? વિજય નાયક મૂઝાયો શું કરવું ? અવંતિ દસ કોસ દૂર ગયું હતુ સુવર્ણગઢ નેવું કોસ દૂર હતુ.

વિજયે થોડી જ પળોમાં નિર્ણય કરી લીધો. તરત જ કાફલાને અવંતિ તરફ પાછો વાળ્યો.

ભોજનથી નિવૃત્ત થઈને વીર વિક્રમ પોતાના આરામગૃહમાં આવ્યો ત્યારે ગઇ રાતના ઉજાગરાના લીધે તેની આંખો ઘેરાઈ રહી હતી. બને રાણીઓ પણ ખંડમાં આવી અને એક બાજઠ પર પડેલા વીજણા બનેએ લીધા. આ જોઈને વિક્રમે આછા હાસ્ય સહિત કહ્યું: “ તમે બનેએ શુ ધાર્યું છે ? ”

“ મહારાજ, ગઈ રાતનો આપને શ્રમ અને ઉજાગરો છે. આપ સૂઈ જાઓ. કહી કલા પાંગત પાસે ઉભી રહી અને વાયુ ઢોળવા માંડી કમલા ઓસીકા તરફ ઊભી રહી અને વાયુ વીઝવા માંડી.

વીર વિક્રમે પ્રસન્ન નજરે બને પ્રિયતમાઓ સામે જોઈને કહ્યુ : “ કલા, વાયુની જરૂર નથી, અને તમે બનેએ પણ ઉજાગરા તો કર્યાં જ છે. તમે બને ઘડીક સૂઈ જાઓ.”

કમલાએ કહ્યુ : “ આપ સૂઇ જશો એટલે અમે ચાલ્યાં જઈશુ.”

“ પ્રિયે, આ કાર્ય બે પરિચારિકાઓને પણ સોંપી શકાય છે ”

“ સ્વામી, પરિચારિકા જરૂર આ કાર્ય કરી શકે, પણ એ કાર્યમાં ભાવનાનો સુયોગ ન હોય ..” કલાએ મૃદુ સ્વરે કહ્યું.

“ ત્યારે તો મારે સૂઈ જ જવું પડશે. પણ મને નિદ્રાધીન થયેલો જોયા પછી જો તમે બને આરામ નહિ કરો તો મારા હૃદયને ભારે વેદના થશે ” વીર વિક્રમે પડખુ ફરતા કહ્યુ.

બને રાણીઓ કશુ બોલી નહિ. માત્ર સ્વામીના સ્વસ્થ સુદર દેહ તરફ ભાવભરી નજરે જોઈ રહી.

અને થોડી જ વારમાં વીર વિક્રમ નિદ્રાધીન બની ગયો, છતાં પણ બને રાણીઓ થોડીવાર વીજણો વીઝતાં ઊભી રહી. ત્યાર પછી દ્વાર પાસે ઊભેલી પરિચારિકાને ઈશારા વડે બોલાવી કોઈ પ્રકારનો કલરવ ન થાય તે અગેની મૃદુ સ્વરે કમલાએ સૂચના આપી

દાસી નમન કરીને બહાર ચાલી ગઈ, થોડીવાર પછી સ્વામીની ભાવનાને માન આપવા પોતપોતાના ખડમાં ચાલી ગઇ.

અને બંને રાણીઓ થોડી જ વારમાં નિદ્રાવશ બની ગઈ.

બે એક ઘટિકા વીતી હશે. ત્યાં એક પરિચારિકા દોડતી મહાદેવીના ખંડ તરફ ગઈ અને અટકાવેલા દ્વાર પર ટકોરો માર્યો.

કમલા થોડીવાર પહેલાં જ ગુલાબી નિદ્રામાં લપેટાઇ ગઈ હતી.

દાસીએ બેત્રણ વાર ટકોરા માર્યા. કમલા જાગી ગઈ અને બોલી: "કોણ?"

"મહાદેવી, હું પૂર્ણિમા. એક સમાચાર."

"અંદર આવ. દ્વાર અટકાવેલું જ છે.' કમલા શય્યામાં એમને એમ પડી રહી. થોડી વાર પહેલાં જ નિદ્રા લીધી હતી એટલે આ રીતે નિદ્રાનો ભંગ થતાં તેનું મન કંઈક નિદ્રાના ઘેનમાં જ હતુ.

પૂર્ણિમા ખંડમાં ગઈ અને કમલા રાણી સામે ઊભા રહેતાં બોલી: "મહાદેવી, રાણી મદનમંજરીબાના નિર્જીવ દેહને લઇને વિજય પાછો આવ્યો છે."

આ સમાચાર સાંભળતાં જ કમલા એકદમ બેઠી થઈ ગઇ અને બોલી: "તું શુ કહે છે?"

"હુ સત્ય કહું છું. મહાદેવી ..ભવનના પ્રાંગણમાં જ બધા ઊભા છે."

"ઓહ! તુ સત્વર નીચે જા અને વિજયને મહારાજના આરામગૃહમાં મોકલ." કહી કમલા પલંગ પરથી નીચે ઊતરી, વસ્ત્રો ઠીકઠાક કરીને મહારાજના આરામગૃહ તરફ ગઇ.

કમલાએ ત્યાં ઊભેલી એક પરિચારિકાને કલાને બોલાવવા મોકલી અને પોતે ખંડનું અટકાવેલું દ્વાર ખોલીને અંદર ગઈ.

વીર વિક્રમ શાંત ભાવે શૈય્યામાં સૂતો હતો...નિદ્રા ગાઢ બની ગઇ હતી. કમલા પલંગ પાસે આવી અને સ્વામીના મસ્તક પર હાથ પસારતાં ધીર સ્વરે બોલી: "કૃપાનાથ..."

પ્રિયાનો મધુરસ્વર! વીર વિક્રમના કાન પર જાણે ભાવભર્યું સંગીત અથડાયું...

કમલાએ ફરીવાર કહ્યું: "સ્વામી."

વિક્રમે ધીરેધીરે નયનો ખોલ્યાં...કમલારાણી સામે જોયુ... કમલાએ કહ્યું : " કૃપાનાથ, દેવી મદનમંજરીનો નિર્જીવ દેહ પાછો ફર્યો છે."

" શુ ? કહેતાંને વિક્રમ એકદમ બેઠો થઈ ગયો."

એજ પળે દ્વાર પાસેથી મહાપ્રતિહાર અજયે જયનાદ કર્યો. વીર વિક્રમે કહ્યું : " અંદર આવો, અજય."

અજય અંદર આવ્યો ..તેની સાથે નાયક વિજય પણ ખંડમાં દાખલ થયો અને એ જ સમયે રાણી કલાવતી પણ આવી પહોંચી

વિક્રમ શૈય્યા પરથી નીચે ઊતરીને એક આસન પર બેસી ગયો હતો અને વિજય સામે જોઈને બોલ્યો; " કેમ વિજય...શુ બન્યુ છે ?"

વિજયે બેહાથ જોડી મસ્તક નમાવી દસકોસ દૂર એક જળાશય પાસે દેવી મદનમંજરીને પ્રાતઃકાર્ય અર્થે બોલાવવા જતાં તેઓ અચેત અને નિર્જીવ થઈને પડ્યાં હતાં તે વાત કહી સાથોસાથ તેઓએ વિષ પામેલા વજ્રરત્નની મુદ્રિકા ચૂસીને આત્મહત્યા કરી હોય તેમ જણાવ્યુ.

આ સાંભળીને વીર વિક્રમ ઘડીભર સ્તબ્ધ બની ગયો

પણ હવે આખો પ્રશ્ન પલટાઇ ગયો હતો...વિક્રમની એક પરણેતર મૃત્યુ પામી હતી અને એની અંતિમ ક્રિયા પણ એ રીતે જ થવી જોઈએ.

વીર વિક્રમે અજય સામે જોઈને કહ્યું : "મહામંત્રીને બોલાવવા એક દાસને મોકલ ..અને વૃદ્ધ પુરુષોને કહે કે, દેવી મદનમંજરી અવસાન પામ્યાં છે."

અપરાન્હ થતાં જ રાજભવનમાં શોકનુ વાતાવરણ ફેલાઇ ગયું. અને સંધ્યા પહેલાં જ રાણી મદનમંજરીની અસ્થિ રાજભવનમાથી ભારે દબદબા સાથે સ્મશાન ઘાટ તરફ વિદાય થઈ.

કમલા રાણી સમજી ગઈ હતી કે, મંજરીએ પ્રાયશ્ચિત કરવા ખાતર જ દેહ ત્યાગ કર્યો લાગે છે ..! પરંતુ એને વિદાય આપતી વખતે કોઈના મનમા આવો સંશય જાગ્યો નહોતો.

ત્રણ દિવસ પછી વીર વિક્રમ સ્નાનાદિથી નિવૃત્ત થઈને દુગ્ધપાન

કરવા બેસતો હતો ત્યાં મહાપ્રતિહાર ખંડમાં દાખલ થયો અને નમન કરતાં બોલ્યો: "કૃપાનાથ, મહાકાલ મહાદેવના બે પૂજારીઓ આવ્યા છે."

"અત્યારે ?"

"હા કૃપાનાથ...કોઈ જોગી મહાકાલ મહાદેવના મંદિરમાં દાખલ થઈને પોતાના બંને પગ મહાકાલના લિંગ તરફ રાખીને સૂઈ ગયો છે...પૂજારીઓએ ખૂબ સમજાવ્યો છતાં તે સમજતો નથી ..અને એમ ને એમ સૂતો છે."

"ભગવાન મહાકાલનું આ રીતે અપમાન કરનાર શું હજી સુધી જીવતો રહ્યો છે ? અજય, પૂજારીઓ સાથે ચાર સૈનિકોને મોકલ અને મહાકાલનું અપમાન કરી રહેલા બાવાને ગમે તે ઉપાયે મંદિર બહાર કાઢે એવી આજ્ઞા આપ. જો એ જોગટો ન સમજે તો કોરડા વીંઝીને તેની ચામડી ઉતારી નાખે." વીર વિક્રમે રોષભર્યા સ્વરે કહ્યું.

અજય નમન કરીને તરત વિદાય થયો.

કમલા રાણીએ કહ્યું : "સ્વામી, આ રીતે આજ્ઞા કરવાની ઉતાવળ શા માટે કરી ?"

"પ્રિયે, ભગવાન મહાકાલ કેવળ રાજ્ય પરિવારના આરાધ્ય નથી, સમગ્ર માલવદેશના સ્વામી છે. એમનું આવું અપમાન કરવા ગમે તે હોય ..અંતે વધ્ય જ છે.

"હું આપની ભાવના સમજું છું...પરંતુ આ રીતે અપમાન કરનાર કાં તો પાગલ હોવો જોઈએ અથવા તો કોઈ મહાપુરુષે હેતુપૂર્વક આ કર્યું હોવું જોઈએ આપે આ અંગે પ્રથમ તપાસ કરાવવી જરૂરી હતી."

"નહિ પ્રિયે, આવા કાર્યમાં લાગણીશીલ થવું તે બરાબર નથી." આમ કહીને વિક્રમે દુગ્ધપાન પૂરું કર્યું અને કમલા સામે જોઈને કહ્યું : "હું નીચે જઉં છું...મહામંત્રી હમણાં જ આવશે હું એમને મહાકાલના મંદિરે મોકલીશ" આ પ્રમાણે કહીને વિક્રમ આસન પરથી ઊભો થયો.

આ તરફ ભગવાન મહાકાલના ભવ્ય મંદિરમાં ભારે ધાંધલ મચી હતી. મંદિરના વિશાળ ગર્ભગૃહમાં ભગવાન મહાકાલના લિંગ તરફ બંને પગ રાખીને એક બાવો ચત્તોપાટ થઇને સૂતો હતો. તેની દાઢી ઘણી મોટી હતી...તેના મસ્તકના વાળ પણ ઘણા લાંબા અને અવ્યવસ્થિતિ હતા...વરસો સુધી વાળની કાળજી ન રખાઈ હોય એમ સ્પષ્ટ જોઈ શકાતુ હતું. એના વદન પર અપૂર્વ તેજ રમતુ હતું...એનાં નયનો બંધ હતાં છતાં વિશાળ અને તેજસ્વી હશે એમ કલ્પી શકાતું હતુ ..એની કાયા પણ ઘણી જ સ્વસ્થ અને સુદૃઢ હતી.

કુંડાળું વળીને ઉભેલા પૂજારીઓ ભારે ચિંતાગ્રસ્ત બની ગયા હોય એમ દેખાતુ હતુ. બાવો કોઈ પણ ઉપાયે સમજતો નહોતો અને કોઈના પ્રશ્નોનો ઉત્તર પણ આપતો નહોતો. ગર્ભદ્વારની બહારના અતિ વિશાળ રંગમંડળમાં સેંકડો પુરુષો એકત્ર થઈ ગયા હતા અને આશ્ચર્યભરી નજરે સૂઈ રહેલા બાવા સામે જોઈ રહ્યા હતા.

ભગવાન મહાકાલના મુખ્ય પૂજારીએ કંઈક રોપભર્યા સ્વરે કહ્યું. "અલ્યા જોગટા, તુ ભારે અધમાધમ લાગે છે.. ત્રણલોકના ધણી ભગવાન મહાકાલને તારા અપવિત્ર ચરણ બતાવીને તુ શું ભક્તિ કરી રહ્યો છે ? અમે તને ક્યારના પૂછી રહ્યા છીએ છતાં તું જવાબ નથી આપતો...શુ તુ બહેરો છે ?"

પણ ઉત્તર કોણ આપે ? બાવાજી તો એની એ રીતે સ્વસ્થ ભાવે પડયા રહ્યા હતા.

એક બીજા પૂજારીએ કહ્યુ "અલ્યા લબાડ, જીવ વહાલો હોય તો ઝટ ઊભો થઈ જા...હમણાં જ રાજના સૈનિકો આવશે અને તારા હાડકા ખોખરાં કરી નાખશે.. ભલો થઇને ઊભો થઇ જા અને તારે કાંઈ જોઇતુ હોય તો માગી લે..."

પણ બાવો એમ ને એમ સ્થિર જ રહ્યો

પૂજારીઓ ક્રોધે ભરાયેલા જ હતા. પરંતુ બાવાની સ્વસ્થ અને

ગંભીર મુદ્રા જોઈને કોઈ તેના અંગને અડકવાનું સાહસ કરી શકતા નહોતા. સહુના મનમાં એમ પણ હતું કે કદાચ આ બાવાજી કોઈ મહાપુરુષ હોય અથવા કોઈ મહાન મંત્રવેત્તા હોય!

ત્યાં તો બહાર જબર કોલાહલ શરૂ થયો. એક પૂજારી ગર્ભગૃહના દ્વાર પાસે ગયો. તેણે જોયું. ચાર સૈનિકો અને બે પૂજારી લોકોને દૂર ખસેડતાં ખસેડતા આવી રહ્યા હતા.

લોકોએ મહારાજ વિક્રમાદિત્યનો જયનાદ પોકાર્યો. બાવાના હઠથી કંટાળેલ પૂજારીઓના ચહેરા પર આનંદ છવાયો. મુખ્ય પૂજારીએ બાવાજી સામે જોઈને કહ્યું: "અલ્યા, રાજના સૈનિકો આવી ગયા છે...હવે ઉભો થઈ જા નહિ તો ચામડું ચીરાઈ જશે."

પણ બાવાજીએ કશો ઉત્તર ન આપ્યો. તેઓ નેત્ર બંધ રાખીને એવા ને એવા સ્થિર ગંભીર ભાવે પડ્યા રહ્યા.

આ બાવાજી કોણ હશે? ભગવાન મહાકાલના તેજસ્વી અને પ્રભાવક લિંગ સામે પગ રાખીને શા માટે સુતા હશે!

ઓહ, આ તો ભારતવર્ષના મહાજ્ઞાની આચાર્ય સિધ્ધસેન દિવાકર સુરીશ્વરજી છે. દાઢી અને મસ્તકના વાળ વધી ગયા હોવાથી અને બાર બાર વરસનો વનવાસ વેઠેલો હોવાથી તેઓ ઓળખી શકાતા નથી. ક્યાંથી ઓળખી શકાય! ગુરુદેવે આપેલા પ્રાયશ્ચિત્તને મસ્તકે ચડાવીને તેઓ છેલ્લા બાર વર્ષથી બાવાના વેશમાં આરાધના કરતા વન-પ્રદેશોમા વિહરી રહ્યા હતા. તેઓએ આ બાર વર્ષના ગાળામાં પોતાના જ્ઞાનને અતિ સમૃદ્ધ કર્યું હતું એટલું જ નહિ પણ કેટલીય સિદ્ધિઓ પ્રાપ્ત કરી હતી ..અનેક પ્રકારના તપ કરીને મનના ભાવોને નિર્મળ બનાવ્યા હતા. પ્રાયશ્ચિત્તનાં બાર વર્ષ પૂરાં થતાં તેઓ કોઈ પણ એક રાજાને પ્રતિબોધ આપીને પુનઃ ગુરુદેવ પાસે જવા ઈચ્છતા હતા. તેઓને વિક્રમાદિત્યમાં વિશુદ્ધ ધર્મદષ્ટિનો અભાવ અને મિથ્યાત્વના આચાર દેખાયા. આથી તેઓ અવંતિનગરમાં આવ્યા. એમની જ્ઞાન-દૃષ્ટિએ એક ભવ્ય વસ્તુનાં દર્શન કર્યાં અને તરત તેઓએ વિક્રમાદિત્યને

પ્રતિબોધ પમાડવાના હેતુ ખાતર મહાકાલના મંદિરમાં આ રીતે આસન જમાવ્યું.

બાર વર્ષનો દીર્ઘકાળ રમતાં રમતાં વીતી ગયો હતો...તે પહેલાં તેઓ વિક્રમને મળ્યા હતા અને અવંતિમાં થોડા દિવસો વીતાવ્યા હતા. બાર વર્ષ પહેલાના મહાન આચાર્ય સિદ્ધસેન દિવાકર સૂરિ આજે બાવાના વેશે આવ્યા હતા. તેમને કોણ પિછાની શકે ?

ચારેય સૈનિકો ગર્ભદ્વારમાં દાખલ થયા અને મુખ્ય પૂજારીને નમસ્કાર કરીને તેમાના એકે કહ્યું : " આ બાવો હજી પણ નથી સમજ્યો ? "

" ના, એ તો આંખો પણ ખોલતો નથી ને કશું બોલતો પણ નથી. અમે એને સમજાવવામાં કોઈ પ્રકારની મણા નથી રાખી, પણ આ દુષ્ટ સાવ નિર્ભર બનીને પડ્યો છે તે પડ્યો જ છે. નથી અમે ભગવાનનો અભિષેક કરી શક્યા કે નથી આરતી ઊતારી શક્યા

" આપ ચિંતા ન કરો...ચમત્કાર આગળ નમ્યા વગર કોઈથી રહી શકાતું નથી." કહી નાયક પોતાના ત્રણેય સાથીઓ સાથે જ્યા બાવાજી સૂતા હતા ત્યાં ગયો અને બાવાજીના મસ્તક પાસે બેસીને બોલ્યો. " બાવાજી, કૃપા કરીને ઊભા થાઓ...દરેક વાત એની મર્યાદામાં જ શોભે છે. મારે રાજાજ્ઞાનો અમલ કરવો પડે તે પહેલાં આપ સમજી જાઓ તો ઘણું સારું !'

બાવાજી એવા ને એવા ભાવે સ્થિર રહ્યા જાણે તેઓએ કશું સાંભળ્યું જ નથી !

નાયકે જરા તીવ્ર સ્વરે બૂમ મારી " એય બાવાજી. "

કોણ બોલે ? બોલે તો બાવાજી નહિ. નાયકે ચાર પાંચ વાર બૂમ મારી ..પણ બાવાજીનું રૂંવાડું ય ફરકતું નહિ...તેનો એક સાથી બોલી ઊઠ્યો : " નાયકજી, લાતના અધિકારી વાતથી સમજશે નહિ. આપણે ચારેય જણા ટીંગાટોળી કરીને એને ઊઠાવી લઈએ "

નાયકને આ વાત રૂચી ગઈ. તેણે પોતાના સાથીઓ સાથે

બાવાજીને ઊંચકવાનો પ્રયત્ન કર્યો. પરંતુ બાવાજી એક તસુ જેટલા યે ઊંચા ન થયા.

બધા પૂજારીઓ આશ્ચર્યમાં ગરકાવ બની ગયા. નાયકના મનમાં થયું, આ શું કહેવાય? પાંચ મણની ગુણ એક હાથે ફંગોળનારો હું શું આ બાવાને ઊંચકી પણ ન શક્યો? તે તરત ઊભો થઈ ગયો અને પોતાના સાથી સામે જોઈને બોલ્યો : " માધવ, કોરડો મારા હાથમાં દે...આ મુલાકી એમ સમજે એવી લાગતી નથી. "

માધવે નાયકના હાથમાં ચામડાનો કોરડો સોંપ્યો. નાયકે એક વાર હવામાં કોરડો વિંઝીને કહ્યું : " બાવાજી, હું પાંચ સુધી ગણીશ...જો એટલા સમયમા તું ઊભો નહિ થાય તો મારે રાજાજ્ઞાનું પાલન કરવું જ પડશે. "

પણ બાવાજી એમને એમ નેત્રો બંધ કરીને પડ્યા રહ્યા. મનમાં તેઓ શાસનદેવની પ્રાર્થના કરી રહ્યા હતા.

નાયક વિનંતિ કરીને થાકી ગયો હતો...તે બોલ્યો : " એક "

બાવાજીએ જરાય સિહસ ન કરી!

"બે..."

"ત્રણ .."

" ચાર...બાવાજી, હવે એક જ અંક બાકી રહ્યો છે ..પછી મને દોષ ન દેશો..." બે પળ વિસામો લઈને નાયકે કહ્યું : "પાંચ..."

અને વળતી જ પળે તેણે સડાક કરતો કોરડો બાવાજીની કાયા પર ફટકાર્યો!

બાવાજી જરાય વિચલિત ન બન્યા.

આ તરફ રાજભવનમાં મહામંત્રી આવી ગયા હતા, અને વીર વિક્રમ તેને મહાકાલના અપમાનની વાત કરી રહ્યો હતો.

ત્યાં ઉપરની ભૂમિ પર કમલા રાણીએ કારમી ચીસ પાડી...! થોડી વાર પછી કલાવતીએ ચીસ પાડી!

દાસદાસીઓ હાંફળાં હાંફળાં બની ગયાં...

આ ચીસો સાંભળીને મહારાજ અને મહામંત્રી પણ એકદમ ઉપરની ભૂમિ તરફ ગયા...

ત્યા તો ફરી વાર બન્ને રાણીઓની ચીસ કાળજા કંપાવી નાખે તેવી થઇ હતી અને બન્ને રાણીઓ ઉંધમૂંધ બનીને ધરતી પર તરફડી રહી હતી.

દાસદાસીઓ "શું થાય છે...શું થાય છે." કહેતાં આસપાસ બેસી ગયાં હતાં.

મહારાજ અને મહામંત્રી ખંડમા દાખલ થયા...એજ વખતે રાણી કમળાવતીએ કારમી ચીસ નાખી...એની કાયા જાણે બેવડ વળી ગઇ હતી. જાણે એના કોમળ દેહ પર કોરડો વિંઝાઈ રહ્યો હતો...

કલાવતી પણ ચીસ નાખીને તરફડવા માંડી.

વીર વિક્રમે કમલાના મસ્તક પર હાથ મૂકીને કહ્યું: "શું થાય છે, પ્રિયે?"

"મહારાજ, મારા દેહ પર અદ્રશ્ય રીતે કોરડો વિંઝાય છે ...આપ સત્વર મહાકાલના મંદિરે જાઓ અને પેલા જોગી પર કોરડો ન વિંઝાય તેવી આજ્ઞા કરો."

વિક્રમ કંઈ નિર્ણય કરે તે પહેલાં જ કમલારાણીએ ફરી વાર ચીસ પાડી ..અને બેવડ વળી ગઈ...વીર વિક્રમે અને મહામંત્રીએ જોયું...રાણીના હાથ પર સોળ ઉઠી આવ્યો હતો.

એક પળનોયે વિલંબ કર્યા વગર વીર વિક્રમ મહામંત્રી અને અજયને લઇને વીજળી વેગે નીચે આવ્યો.

મહામંત્રીનો રથ ઊભો હતો...તેમા ત્રણેય બેસી ગયા અને રથને મહાકાલ મહાદેવના મંદિરે લઈ જવાની અજયે આજ્ઞા કરી...

આ તરફ નાયકે બાવાજીની કાયા પર દસ વખત કોરડા ફટકાર્યા હતા પણ બાવાજીનુ રૂંવાડું ય ફરક્યુ નહિ...

નાયકે પોતાના કપાળ પરનો પરસેવો લૂછતાં કહ્યું: "અલ્યા જોગટા' તું મને નહિ થકવી શકે...હું આ કોરડાથી તારી ચામડી ઊતરડી નાખીશ..."

પણ બધા પુજારી જોઈ શક્યા હતા કે બાવાની કાયા પર એક પણ સોળ ઊઠયો નહોતો...સહુના મનમાં થયું, જરૂર આ બાવો કોઇ મંત્રસાધક હોવો જોઈએ...અથવા જાદુગર હોવો જોઈએ...

## ૩૫ : : તેજરેખા!

ચામડી ઊતરડી લે એવા દસ કોરડા દેહ પર વીંઝાયા હોવા છતાં બાવાજીને એવા ને એવા સ્વસ્થ–અચળ જોઈને પુજારીઓ તો ભારે સંશયમાં પડી ગયા. પરંતુ રંગમંડપમાં ઊભેલા સેંકડો પુરુષો પણ ભારે આશ્ચર્યમાં ગરકાવ બની ગયા. કોઈ ભોળા હૃદયના માનવીના મનમાં એમ પણ થયું કે પૂજારીઓની પરીક્ષા લેવા અર્થે ખુદ ભોળિયાનાથ પોતે તો નહિ પધાર્યા હોય ને?

નાયક પણ ભારે મૂંઝવણમાં પડી ગયો હતો. સોઇ ઝાટકીને નીરેલા દસ કોરડાની જરા જેટલીયે અસર થયેલ ન દેખાવાથી તેનું મન સંશયમાં ગડથોલાં ખાય તે સ્વાભાવિક હતું. તેના અન્ય સાથીઓ પણ અવાક્ બનીને ઊભા રહી ગયા હતા.

અર્ધઘટિકા પર્યંત રાહ જોયા પછી નાયકે ફરિવાર કોરડો વીંઝવાનો નિશ્ચય કર્યો. તે બોલ્યો : "બાવાજી, તમારી કાયા ભારે કઠણ લાગે છે. પણ હું એમ જાદુ કે માયામાં ભોળવાઈ જાઉં એવો ભોળો નથી. ભલા થઈને ઊભા થાઓ અને તમારી જે ઇચ્છા હોય તે જણાવો...નહિ તો આ વખતનો મારો ઝપાટો જોયા જેવો હશે!"

બાવાજી એમ ને એમ સ્થિર ભાવે જ પડયા રહ્યા તેઓની અંતરદૃષ્ટિ એક ભવ્ય દૃશ્યમાં મશગુલ બની ગઈ હતી. એમને એ પણ ખબર નહોતી કે આસપાસ કોણ ઊભું છે, શું કરે છે અને શું બની રહ્યું છે!

નાયકના શબ્દોની કોઈ અસર ન થઈ એટલે નાયક પણ હૃદયથી કંપી ઊઠયો...પણ પોતાનુ ગૌરવ અને બળ જાળવી રાખવા

ખાતર હૃદયનો ફફડાટ છુપાવીને મુખ્ય પૂજારી તરફ ફર્યો અને બોલ્યો :
"મહાત્મન, આ બાવો ભારે હઠીલો લાગે છે.. હવે હુ છેલ્લે પાટલે બેસુ છુ."

મુખ્ય પૂજારીએ કશો ઉત્તર ન આપ્યો...

અને નાયકે ઉપરા છાપરી શ્વાસ લીધા વગર કોરડા વીંઝવાનો મનથી નિશ્ચય કર્યો. તે કોરડો ઊંચો કરે તે પહેલા જ મદિરના બહારના ચોગાનમા ઊભેલા હજારો માણસોએ મહારાજ વિક્રમાદિત્યનો જયનાદ પોકાર્યો

આ ગગનભેદી જયનાદ સાંભળીને નાયક અને પૂજારીઓ પણ ચમકી ઊઠ્યા.

ત્યાં તો "દૂર ખસો... મહારાજ પધારે છે...અલ્યા જગ્યા આપો..." આવા અવાજો થવા માંડ્યા.

રંગમંડપમાં તો ભારે ગીરદી હતી જ...બહારના ચોગાનમાં પણ હજારો નર–નારી એકત્ર થઈ ગયાં હતા.

મુખ્ય પૂજારી દ્વાર તરફ અગ્રસર થયા.

થોડી જ પળોમાં મહાપ્રતિહાર રગમડપના દ્વારમાં દાખલ થયો તેની પાછળ મહારાજ વિક્રમાદિત્ય હતા...તેની પાછળ મહામત્રી ભટ્ટમાત્ર હતા. રગ મંડપમાં ઊભેલા લોકોએ મહારાજ વિક્રમાદિત્યનો ઉત્સાહપૂર્વક જયનાદ બોલાવ્યો

નાયક કોરડો વીંઝતા વીંઝતા રહી ગયો હતો.

મુખ્ય પૂજારીએ મહારાજને આશીર્વાદ આપ્યા.મહારાજે ભાવપૂર્વક વદન કર્યાં.

ત્યાર પછી મહામત્રી સાથે વીર વિક્રમ ગર્ભગૃહમાં દાખલ થયો અને પવિત્ર શિવલિગ સામે પગ રાખીને સૂઇ રહેલા બાવાજી તરફ નજર કરી. મહામત્રીએ પણ બાવાજીના નિર્ભય અને શાંત વદન સામે જોયુ. વીર વિક્રમે નાયક સામે જોઈને કહ્યું, "હવે ફટકા ન મારીશ હુ જ સમજાવું છુ"

નાયક અને તેના સાથીઓ એક તરફ ખસી ગયા...પૂજારીઓ

પણ જરા દૂર ખસી ગયા હતા. વીર વિક્રમે બાવાજીના મસ્તક પાસે ઉભડક પગે બેસતાં વિનમ્ર સ્વરે કહ્યું : "મહાત્મન, કૃપા કરીને બેઠા થાઓ અને આપની જે કંઈ ઈચ્છા હોય તે જાહેર કરો...આ રીતે ભગવાન મહાકાલની આશાતના શા માટે કરો છો? આપ સમા અવધૂતોએ તો મહાકાલ ભગવાનની સ્તુતિ કરીને તેનું ગૌરવ વધારવું જોઈએ."

બાવાજીએ સૂતાં સૂતાં જ નેત્રો ખોલ્યાં અને વિક્રમાદિત્ય સામે જોઈ ને કહ્યું : "રાજન, તારા મહાદેવ મારી સ્તુતિને સહન નહિ કરી શકે...અને એમ થશે તો એનુ ગૌરવ હણાશે."

વીર વિક્રમે કહ્યું : "મહાત્મન, આપ તો મહાપુરુષ લાગો છો... ભગવાન મહાકાલ તો સર્વશક્તિમાન, સમર્થ અને અજેય છે... તેત્રીસ કરોડ દેવતાઓ પણ ભગવાન શંકરની પ્રાર્થના કરતા હોય છે ...આપની સ્તુતિ તેઓ શા માટે નહિ સહન કરે?"

"રાજન, મારી સ્તુતિનો તાપ જીરવવો ભારે કઠિન છે... સંભવ છે કે, મારી સ્તુતિ સાંભળીને આ લિંગ અદૃશ્ય થાય અને પરિવર્તન પામે."

તરત મુખ્ય પૂજારી બોલી ઉઠયા : "મહાત્મન, એ તો ન ભૂતો ન ભવિષ્યતિ જેવી વાત છે ..ભગવાન શંકર ત્રણેય લોકના સ્વામી છે ..એક જ પળમાં સચરાચર વિશ્વનો વિનાશ કરવાની શક્તિ એમના હૃદયમાં ભરી પડી છે ..આપ આ રીતે કલ્પિત ભય ન દેખાડો .."

વીર વિક્રમે કહ્યું : "મહાત્મન, આપ કોઈ પ્રકારનો સંશય રાખ્યા વગર સ્તુતિ કરો ..એથી આપનુ પણ કલ્યાણ થશે અને ભગવાન પશુપતિનાથ આપે કરેલા અપમાનને ક્ષમાની નજરે જોશે."

"રાજન હું ખોટો ભય દર્શાવતો નથી...મારી સ્તુતિનો તાપ તારા ભગવાન મહાકાલ નહિ સહી શકે...આવો દુરાગ્રહ શા માટે?"

રાજાને થયું, આ બાવાજી ખોટો ભય ઊભો કરીને પોતાનુ મહત્ત્વ વધારવાનો પ્રયત્ન કરી રહેલ છે. વીર વિક્રમે મહામંત્રી સામે જોયું...મહામંત્રીએ મૃદુ સ્વરે કહ્યું : "કૃપાનાથ, બાવાજીની વાત હાસ્યાસ્પદ છે..."

વીર વિક્રમે બાવાજી સામે જોઈને કહ્યું : મહાત્મન, આપ અવશ્ય સ્તુતિ કરો...અમે બધા અને ભગવાનના પૂજારીઓ ભલે આપે કહેલા આશ્ચર્યનું દર્શન કરીએ ..આપ કહો છો તેમ થશે તો આપની પ્રત્યેક ઇચ્છા પૂરી કરવામાં આવશે...નહિ તો આપે ચૂપચાપ ચાલ્યા જવું પડશે."

વળતી જ પળે બાવાજી ઊભા થઈ ગયા...

એજ પળે મુખ્ય દ્વાર પાસે ઊભેલા લોકોએ મહાદેવીનો જયનાદ પાકાર્યો.

અને થોડી જ પળોમા વિક્રમની દસ-બાર રાણીઓ ..કેટલાક રક્ષકો અને પાચ-સાત મ ત્રીઓ રથમાંથી ઉતરીને મુખ્ય દ્વાર પાસે આવ્યા...લોકોએ આદરપૂર્વક રાજરાણીઓને અંદર જવાની જગ્યા આપી ..આ રાણીઓ વચ્ચે જેના અ ગમાં ભરોળો થઈ હતી તે કમલારાણી અને કલાવતી પણ હતાં...મહારાજા ભવનમાંથી વિદાય થયા પછી તરત જ કમલારાણીએ પાછળ પહોંચવાનો નિર્ણય કર્યો અને અ તઃપુરમાં જેને આવવું હોય તેમને તરત બહાર નીકળવાનો સંદેશો મોકલ્યો.

બાવાજીના હઠના સમાચાર નગરીમાં પ્રસરી ગયા હતા...અને કેટલાક મ ત્રીઓ હકીકત જાણવા અર્થે રાજમહેલમાં આવ્યા હતા. એ બધા વીર વિક્રમની રાણીઓ પાછળ અહીં આવવા નીકળી પડ્યા.

ગર્ભગૃહમાંથી કેટલાક પૂજારીઓ બહાર નીકળી ગયા હતા...કારણ કે, મહારાણી અને અન્ય રાણીઓ અંદર ઊભા રહી શકે એટલી જગ્યા કરવી જરૂરી હતી.

અવધૂત બે હાથ જોડીને ઊભા હતા...મનમા ત્રણ નવકાર મંત્રનું સ્મરણ કર્યા પછી તેઓએ ચરમતીર્થંકર ભગવ ત મહાવીરની સ્તુતિ કરી...અને ત્યાર પછી ગીર્વાણ ભાષામાં સ્તુતિનો પ્રારભ કર્યો ...સમગ્ર ગર્ભગૃહમા અપૂર્વ શાંતિ પથરાઇ ગઈ હતી ..અને હૈયા હચમચાવી મૂકે એવો શાંત પ્રભાવશાળી અને ગંભીર સ્વર અવધૂતના પ્રશાંત મુખમાંથી નીકળવા માડ્યો :-

" કલ્યાણ મન્દિર મુદાર વદ્ય-ભેદિ-
ભીતાઽભય પ્રદમનિન્દિતમઙ્ઘ્રિ પદ્મમ્ ।

સંસાર સાગર નિમજ્જદશેષ—જંતુ,–
પોતાય માનમભિનમ્ય જિનેશ્વરસ્ય."

સ્તુતિનો પ્રથમ શ્લોક જાણે ગર્ભગૃહમાં ઊભેલા સર્વનાં હૃદયને ખળભળાવી રહ્યો...

અને બાવાજીના વેશમાં રહેલાં મહાજ્ઞાની આચાર્ય ભગવંત સિદ્ધસેન દિવાકરસૂરીના મુખારવિંદમાંથી એક પછી એક શ્લોકો ધીર-ગંભીર અને આત્મબળના પ્રભાવથી ખંડિત થયેલા નીકળવા માંડ્યા...

સાતમો શ્લોક નીકળતાં જ જાણે ધરતીકંપનો આંચકો થયો હોય એવો એક ખળભાટ ત્યાં ઊભેલાં હજારો માણસોએ અનુભવ્યો...

અને આઠમા શ્લોકનો પ્રારંભ થતાં જ મહાકાલ મહાદેવનું શિવલિંગ કંપવું શરૂ થયું.

આચાર્ય ભગવંત તો નેત્રો બંધ કરીને સ્તુતિ કરી રહ્યા હતા... બધી રાણીઓ, વીર વિક્રમ, મંત્રીઓ, પૂજારીઓ અને રંગમંડપમાં ઊભા રહેલા લોકો આચાર્યથી અવાક્ બનીને શું થશે એ જાણવાની આતુરતા સેવી રહ્યા હતા...

અને અગિયારમો શ્લોક આચાર્ય ભગવંતના મુખમાંથી નીકળ્યોઃ–

"યસ્મિન્, હરપ્રભુતયોપિ હત પ્રભાવા :
સોઽપિ ત્વયા રતિપતિઃ ક્ષપિતઃ ક્ષણેન !
વિધ્યાપિતા હુત ભુજઃ પય સાથયેન
પીત ન કિં તદપિ દુર્દ્ધર—' વાડવેન ?"

અગિયારમો શ્લોક પૂરો થતાં જ શિવલિંગમાંથી ધુમાડાના ગોટા નિકળતા હોય એવું સહુએ જોયું...

મહાપુરુષ તો ભગવાનની સ્તુતિ કર્યે જ જતા હતા...

અને એક ચમત્કાર સર્જાયો...શિવલિંગ એકાએક અદશ્ય થઈ ગયું અને નીચેની ધરતી ખળભળવી શરૂ થઈ...

કોઈ પણ માનવીના હૈયામાં એક શબ્દ બોલવા જેટલી ય શક્તિ નહોતી રહી...

સ્તુતિની કાવ્યધારા અસ્ખલિત વહી રહી હતી. તેવીસમો શ્લોક શરૂ થયોઃ–

"શ્યામ ગભીર ગિરમુજ્જવલ હેમરત્ન,
સિંહાસનસ્થમિહ ભવ્ય શિખણ્ડિન ત્વામ્
આ લોકયન્તિ રસભેદ નદન્ત મુચ્ચૈં,–
શ્ચામીકરાદ્રિ–શિરસીવ નવામ્બુવાહમ્."

અને સહુના આશ્ચર્યનું ઠેકાણું ન રહ્યું. શિવલિંગ નીચેની ધરતીનો ભાગ ફાટ્યો અને તેમાંથી ભગવાન પાર્શ્વનાથ પ્રભુની શ્યામલ રંગી ભવ્ય અને તેજસ્વી પ્રતિમા બહાર નીકળવા માંડી.

લોકો વિસ્ફારિત નયને જોઈ રહ્યા. પૂજારીઓ કંપવા માંડ્યા .. રાજા વિક્રમ અને તેના મંત્રીઓ મુગ્ધ બની ગયા.

અને કમલારાણી તથા કલારાણીના અંગ પર ઊપડી આવેલી ભરોળો જાણે અદૃશ્ય થઈ ગઈ...

અવધૂતે કરેલી સ્તુતિ અખંડ પ્રવાહ માફક ચાલતી જ હતી. . કાવ્યની ભાવના, સ્તુતિનો અર્થ બોધ .વિગેરે પર વિચાર કરવાની કોઈને જાણે કલ્પના જ નહોતી આવતી સહુ ભાવભરી સ્તુતિના પ્રવાહમાં તણાઈ રહ્યાં હતાં...

અને આચાર્ય ભગવંતે અડતાલીસમો શ્લોક પૂરો કરીને આંખો ખોલી...સામે ભગવાન મહાકાલનું શિવલિંગ અદૃશ્ય થઈ ગયું હતું .. પરંતુ ભગવાન પાર્શ્વનાથની તેજોમય શ્યામલ પ્રતિમા શોભતી હતી... ધરણેન્દ્ર અને પદ્માવતીના પ્રભાવે આ પ્રતિમા આવી હોય એમ દેખાતું હતું.

અવધૂતે અપૂર્વભાવ સહિત ભગવંતની પ્રતિમાને વિધિવત્ વંદન કર્યો અને ભાવધારાના વેગભર્યાં સ્વરે જયનાદ ઉચ્ચાર્યો: "શ્રી. અવંતિ પાર્શ્વનાથ ભગવંતનો જય !"

આ જયનાદ હજારો કંઠોએ ઝીલી લીધો

વીર વિક્રમ તો અવાક્ બની ગયો હતો

બધી રાણીઓનાં મસ્તક ભગવંતની પ્રતિમા સામે નીચાં નમી પડ્યાં હતાં

અવધૂતે સ્તબ્ધ થયેલા વીર વિક્રમ સામે જોઈને કહ્યું: "રાજન્ આ ભગવંત જ મારી સ્તુતિને સહી શકે એવા સમર્થ છે."

રાજા સાવધ થયો...અવધૂત સામે બે હાથ જોડીને બોલ્યોઃ "કૃપાવતાર આપ કોણ છો? આ દેવ કોણ છે? કૃપાકરીને અમને દર્શાવો."

"રાજન્, ભારતવર્ષમાં અતિ પ્રસિદ્ધ અને ભવ્યજનોને બોધ આપવા ખાતર ચારે તરફ વિહરી રહેલા આચાર્ય ભગવત વૃદ્ધવાદિ સૂરિનો હું સિદ્ધસેન નામનો શિષ્ય છું...કર્મના યોગે બાર વર્ષથી અવધૂતના વેશે હુ ફરતો હતો ..આજ હું જાહેર થાઉ છુ."

અવધૂતની વાત સાંભળીને વીર વિક્રમને ભૂતકાળમાં આ પુરુષને જોયા હોય તેવુ થવા માંડ્યું...તેણે કહ્યું: "મહાત્મન્, આપને મે ક્યાક જોયા છે..."

"હા...રાજન્, તેં મને અહી જ જોયો છે. પ્રસન્ન થઈને તું રાજ્ય આપવા તૈયાર થયો હતો...પરતુ મારે માટે એ અશક્ય હતુ... છેવટે તારા અતિ આગ્રહને વશ થઈને મે તને ૐકારપુરમાં એક જિનાલય બધાવવાનુ કહ્યું હતું..."

ભૂતકાળની વાતનુ વીર વિક્રમને તરત સ્મરણ થઈ ગયું. તે મસ્તક નમાવીને બોલ્યો: "મહાત્મન્, મને બરાબર યાદ આવ્યું...હવે મારો એક સશય દૂર કરો. આ પાર્શ્વનાથ ભગવંતની પ્રતિમા આમ કેવી રીતે પ્રગટ થઈ? આપે આ રીતે પ્રયત્ન શા માટે કર્યો?"

"રાજન્, આજથી બસો વર્ષ પહેલાં આ નગરીમાં શ્રીભદ્ર નામે એક શ્રેષ્ઠિ રહેતો હતો...તેની પત્નીનું નામ ભદ્રા હતું...તેમને અવતિસુકુમાર નામે એક પુત્ર હતો. તે ઘણો સુદર અને ઉત્તમ હતો. તેને બત્રીસ પત્નીઓ હતી.. પત્નીઓ સાથેના સુખોપભોગમાં તેને વીતી જતા સમયની પણ ખબર પડતી નહોતી...એક વાર વિહાર કરતા કરતા આર્ય સુહસ્તિ સ્વામી અહી પધાર્યા અને ભદ્રા શેઠાણીના મકાનમાં ઊતર્યા. મુનિશ્રીએ પોતાના પ્રવચનમાં નલિનીગુલ્મ નામના વિમાનનું વર્ણન કર્યુ...એ સાંભળ્યા પછી અવતિકુમારને જાતિ સ્મરણ જ્ઞાન થયુ અને પોતે નલિનીગુલ્મ વિમાનમાંથી અહીં આવ્યો છે તે વાતનુ સ્મરણ થયુ. શ્રેષ્ઠિપુત્ર અવતિસુકુમારે મુનિશ્રી સમક્ષ એ વિમાનમાં પુન. કેવી રીતે જઈ શકાય એવો પ્રશ્ન પૂછ્યો...ગુરુદેવે દીક્ષા લીધા સિવાય ત્યાં ન જઈ શકાય તેમ જણાવ્યુ. આથી

અવંતિસુકુમાર દીક્ષા લેવા તૈયાર થયો એટલે આર્ય સુહસ્તીસ્વામીએ તેને માતાપિતાની રજા લેવાનું જણાવ્યું. માતાપિતાની રજા ન મળવાથી મુનિએ દીક્ષા ન આપી. પરંતુ અવંતિસુકુમારના હૃદયમાં વૈરાગ્ય પ્રગટયો હતો એટલે નગરી બહાર જઈને સ્વયં દીક્ષા ધારણ કરી લીધી અને નલિનીગુલ્મ વિમાનનું ચિંતન કરીને તેઓ શુભ ધ્યાનમાં કાઉસ્સગ્ગ કરીને ઊભા રહ્યા. રાતના સમયે એક શિયાળનો જીવલેણ ઉપદ્રવ થયો, પરંતુ અવંતિસુકુમારે પોતાનું ચિંતન શુભધ્યાન ન છોડયું ..ઉપદ્રવ અસહ્ય થઈ પડતાં તે સવારે જ મૃત્યુ પામ્યા અને શુભ ભાવનાના યોગે નલિનીગુલ્મ વિમાનમાં ઉત્પન્ન થયા. પ્રાતઃકાળે ખબર પડતાં તેનાં માતા–પિતા નગરીની બહાર ગયાં. પુત્રની નિર્જીવ કાયા જોઈને તેઓ ભારે વિષાદમાં આવી પડયાં. ગુરુદેવે શેઠશેઠાણીને ઉપદેશ આપીને તેમનો વિષાદ દૂર કર્યો ત્યાર પછી પોતાના પુત્રના સ્મરણ નિમિત્તે શેઠજીએ એક ભવ્ય જિનપ્રાસાદ બંધાવ્યો . .. અને શ્રી. પાર્શ્વનાથ ભગવંતની પ્રતિમા કરાવી. પુષ્કળ ધન ખરચીને શ્રી. ભદ્ર શેઠે જિનાલયની પ્રતિષ્ઠા કરી અને અવંતિ-પાર્શ્વનાથની પ્રતિમા બિરાજમાન કરી ..અવંતિસુકુમારના એક પુત્રનું નામ મહાકાલપ્રસાદ રાખવામાં આવ્યું હે રાજન્, કેટલોક કાળ આ મંદિરમાં પોતાની જાહોજલાલી દર્શાવતું રહ્યું ...પરંતુ બ્રાહ્મણોનું વર્ચસ્વ વધી જતા તેઓએ અવંતિપાર્શ્વનાથની પ્રતિમાને આ સ્થળે ભંડારી દીધી અને તેના ઉપર ભગવાન શંકરનું ભવ્ય શિવલિંગ બિરાજમાન કર્યું ...અને મહાકાલ મહાદેવ તરીકે ધીરે ધીરે આ મંદિરની કીર્તિ વધવા માંડી. રાજા શૈવધર્મી હોવાથી શૈવપૂજકોએ કરેલા આ અન્યાયનો કોઈ પ્રતિકાર થયો નહિ. આજ મારી સ્તુતિ સહી ન શકવાથી શિવલિંગ અન્ય સ્થાને ચાલ્યું ગયું ...અને અવંતિ પાર્શ્વનાથ ભગવંતની પ્રતિમા બહાર આવી."

બધા અવાક્ બનીને સાંભળી રહ્યા. મુનિશ્રીએ કહ્યું: " રાજન્ હવે આમ કરવાનો મારો હેતુ જણાવું ...તારા હૃદયમા મિથ્યાદર્શને ભારે પરિગ્રહની ઝંખના ઊભી કરી અને ધીરે ધીરે તું તારી માતાએ આપેલા શ્રી જિનદર્શનના માર્ગથી દૂર નીકળી ગયો...પ્રત્યક્ષ જોયા

જાણ્યા વગર તારા હૃદયમાં સત્યને પ્રકાશ આવવો સહજ ન હોવાથી મારે કાર્ય કરવુ પડ્યુ."

સિધ્ધસેન દિવાકરસૂરિના ચરણુમાં રાજા અને રાણીઓ સહુ ઢળી પડ્યાં.

સિદ્ધસેન દિવાકરસૂરિનો જયનાદ ગાજવા માંડ્યો ..વીર વિક્રમે ઊભા થઈ ને કહ્યું : 'ભગવંત, આપના પ્રતાપે આજ હું ધન્ય બની ગયો.. હવે આપ નગરીમાં પધારો..."

સહુએ પુનઃ જયનાદ બોલાવ્યો અને આચાર્ય ભગવંતને વાજતે ગાજતે નગરીના ઊપાશ્રયમાં લઈ જવામાં આવ્યા.

એ જ વખતે આચાર્ય ભગવંત વૃદ્ધવાદિસૂરિશ્વરજી પણ વિહાર કરતાં પધાર્યાં.

ગુરુ શિષ્યનું ભવ્ય મિલન થયું અને ગુરુદેવે પોતાના મહાન શિષ્યને પુન. પોતાના પટ્ટશિષ્યરૂપે ગ્રહણ કર્યો...

રાજા વીર વિક્રમે એ જ મંદિરમાં અવંતિપાર્શ્વનાથ ભગવંતની પ્રતિમાની પ્રતિષ્ઠા કરી અને મંદિરને વધારે સુંદર બનાવરાવ્યું. અને એક પવિત્ર સ્થાને ગયેલું મહાકાલ મહાદેવનું ભવ્ય જ્યોતિર્લિંગની પુનઃ પ્રતિષ્ઠા કરીને એક ભવ્ય મંદિર નિર્માણ કરવાનો નિર્ણય કર્યો.

તે હંમેશ પોતાની રાણીઓ સાથે મુનિશ્રીનું પ્રવચન સાંભળવા આવતો.

આચાર્ય ભગવંત શ્રી સિદ્ધસેન દિવાકરસૂરિનાં પ્રવચનો જીવનને સત્વશીલ બનાવવાની પ્રેરણા આપનારાં અને સદ્ધર્મનો પાયો નાખનારાં હતા. શ્રી. જિનશાસનનો આધાર જે તત્ત્વ પર છે. અને જે તત્ત્વો સમગ્ર પ્રાણીમાત્રનું કલ્યાણ કરનારાં છે તે વાત તેઓશ્રી સમજાવતાં.

આચાર્ય ભગવંતના પ્રવચનની અસર શ્રોતાઓ ઉપર સારી રીતે પડતી વિક્રમના હૈયામાં પણ ધર્મકરણી કરવાનો ઉત્સાહ પ્રગટ્યો. તેણે માંસ, મદિરા, જુગાર, ધૂમ્રપાન વગેરે જીવનના અનિષ્ટોનો યાવતઃ જીવન પર્યંત ત્યાગ કર્યો એટલું જ નહિ પરિગ્રહની મર્યાદા, શ્રી જિનભક્તિ કરવી, ત્યાગીઓની વટચાવચ્ચ કરવી વગેરે નિયમો લીધા.

આમ વીર વિક્રમના ઉદાર હૃદયમાં શ્રી જિનદર્શનની તેજરેખાનો ઉદય થયો.

[ અનુસંધાન વાંચો 'પરદુઃખભંજન : સવાઈ વિક્રમ' ]